# ભગવાન્ શ્રીશંકરાચાર્ય

卐

લેખક :

શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત
એમ.એ. વેદાન્તશાસ્ત્રી, વ્યાખ્યાન દિવાકર



# સમર્પણ



અભિનવ સચ્ચિદાનંદતીર્થ સ્વામિ મહોદય;<br>
દ્વારિકા–શારદાપીઠે બિરાજે શિવ શંકર;<br>
તેમની પ્રેરણાથી આ ગ્રંથ મેં ભાવથી લખ્યો;<br>
તેમનાં ચરણોમાં તે સમર્પણ કરી રહ્યો. (૧)

ગુરો ! આ પુષ્પ હૈયાનાં; ગુંથ્યાં પ્રકરણ સૂત્રથી;<br>
'ભગવાન શંકરાચાર્ય' સ્વીકારો પ્રેમભાવથી<br>
વિષ્ણુદેવે ધરી માળા મતિ–શ્રદ્ધા ગુંથી વણી;<br>
સાચવી મૂળની શૈલી વણી અભિનવે વરી. (૨)

卐

શ્રી પૂ. પા શ્રી શારદાપીઠાધીશ્વર શ્રીજગદ્ગુરુ શ્રીશંકરાચાર્ય
શ્રીઅભિનવસચ્ચિદાનંદતીર્થ સ્વામીજી મહારાજનો

# આશીર્વાદ

**आचार्याः शंकराचार्याः सन्तु मे जन्मजन्मनि.**

શ્રીભગવત્પૂજ્યપાદ શ્રીજગદ્ગુરુ ભગવાન્ આદ્ય શંકરાચાર્ય મહારાજના જન્મ, ઉપદેશ, કાર્ય અને તત્ત્વજ્ઞાન બધા દિવ્ય અને અલૌકિક છે. એઓશ્રીની પ્રતિભા ભાગ્યેજ દુનિયામા કોઇ બીજા તત્ત્વજ્ઞાનિમાં જોવા મળશે. જે સમયે ભારતમા સર્વત્ર ચાર્વાક, બૌદ્ધ લોકાયતિક વિગેરે વેદ વિરુદ્ધ અને કેટલાક તાંત્રિક મતો વધી પડ્યા હતા, તે સમયે આદ્યશંકરાચાર્ય મહારાજનો અવતાર ન થયો હોત તો અને અવતાર લઇ નાસ્તિકવાદનુ ખંડન ન કર્યું હોત તો આજે ભારતમા વૈદિક (કે હિંદુ) કહેવા માટે એક પણ બચત કે કેમ, તે શંકાસ્પદ છે.

તેથી તેઓશ્રીના ચરિત્ર, અને ઉપદેશને સમજવુ, અને મનન કરવુ, તેમાં પણ આ સમયમા અત્યંત આવશ્યક છે.

ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર પંડિત વિષ્ણુદેવ સાકળેશ્વર શર્માએ શ્રી ભગવાન્ શંકરાચાર્યના જીવન, કવન ને સંપ્રદાય સબંધી આ ગ્રંથ રચના કરી છે, તેથી ઘણો જ આનંદ થાય છે.

ભગવાન્ આદ્યશંરાચાર્યના સંબધનુ સાહિત્ય બીજી ભાષામા સારા પ્રમાણમા હોવા છતા ગુજરાતીમાં બહુ ઓછું છે, તેથી આ ગ્રંથ તે ન્યૂનતાને દૂર કરે છે.

શ્રીમદ્ભગવત્પાદના જીવન, સંપ્રદાય અને સમય ચર્ચા વિગેરે વિવેચન બહુ પરિશ્રમપૂર્વક સંપાદન કરી લેખકે સુંદર અને સરળ શૈલીમાં આમા રજૂ કર્યા છે, તેથી આ પુસ્તક સર્વભોગ્ય બનશે તેમા શંકા નથી.

શ્રી શારદાપીઠ તરફથી ધર્મ, સંસ્કૃતિ, તત્ત્વજ્ઞાન સંબંધી ગ્રંથો કેટલાક વર્ષોથી પ્રકટ થઇ રહ્યા છે આજકાલ જગતમાં તથા ભારતમા પણ જડવાદ અને વિનાશિતા વધતા દેખાય છે, તેથી જનતાને રાજસ તથા તામસ સાહિત્ય અત્યંત પ્રિયકર લાગે છે સાહિત્યક વસ્તુઓ ઉપર અભિરુચિ ઓછી થતી જાય છે તેના પરિણામે દૈવી સંપત્તિનો હ્રાસ અને આસુરી સંપત્તિનો દિન પ્રતિદિન વધારો થતો દેખાય છે. સ્વચ્છંદવૃત્તિ, પ્રમાદ, નાસ્તિકતા, ઉચ્છૃંખલતા અને આલસ્ય વગેરે પણ જનતામા સ્પષ્ટ દેખાય છે આ બધા સારા લક્ષણો નથી.

સમાજની સર્વાંગી ઉન્નતિ માટે સ્વસ્થ, હિતકર સુસાહિત્યનું નિર્માણ અને પ્રકાશન અત્યંત જરૂર છે આ દિશામા શ્રી નવભારતી પુસ્તકમાળા અને શ્રી જગદ્ગુરુ ગ્રન્થમાલા તરફથી પ્રયત્ન થાય છે આજસુધી નાની મોટી ચોપડીઓ પચાસથી પણ વધારે આ માલા દ્વારા પ્રકટ થઇ ગઇ છે તેજ ગ્રંથમાલામા આ ગ્રંથ પણ શિખામણિ અર્થાત્ મેરુ તરીકે પ્રકટ થાય છે

આ ગ્રંથની વિશેષતાના સંબંધમા વાચકો પોતે સ્વયં અનુભવ કરશે, તેથી અત્રે વધારે લખવાની જરૂર નથી

સર્વ તત્ત્વજ્ઞાન પ્રેમિઓ આને વાચી શ્રેય પ્રાપ્ત કરશે એમા શંકા નથી

ભગવાન સર્વને કલ્યાણ મંગલ પ્રદાન કરે.

મુ દ્વારકા,<br>સં ૨૦૧૫ આશ્વિન શુ ૧

इति शिवम् ।<br>श्रीः

# આમુખ

**વર્ષો** પહેલાં શ્રી વલ્લભાચાર્યજી-મહાપ્રભુજીના જીવન, કવન અને સંપ્રદાય વિષેનો મારો ગ્રંથ પ્રગટ થયો; તેને વધાવી લેતાં, વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરના અધ્યક્ષ **શ્રી ગોવિન્દલાલ ભટ્ટે** એવી આશા વ્યક્ત કરી હતી કે; 'ભાઈશ્રી વિષ્ણુદેવ પંડિત તરફથી અન્ય આચાર્યો વિષે ખાસ કરીને આચાર્ય શ્રીશંકરાચાર્ય વિષે આવો જ માહિતીપૂર્ણ ગ્રંથ પ્રગટ થાય તો સારૂં.'

તેમની એ ભાવનાએ મારી આશાવેલીને પરિપુષ્ટ કરી હતી: ત્યાં તો 'ભગવાન શ્રી શંકરાચાર્ય' નામની ચલચ્ચિત્રના સંવાદો, વાર્તા ગુંથણી અને પ્રવેશકો વગેરે આવરી લેતી માહિતીઓ પૂરી પાડવાની જવાબદારી મારે શિરે આવી પડી અને તેમાં પૂરી સફળતા સાંપડી શકી. ધાર્મિક ચિત્રોમાં એ ચિત્રે અનોખી ભાત પાડી હતી.

એજ પ્રસંગને અનુસરી, દ્વારકા શારદાપીઠના જગદ્ગુરુ શંકરાચાર્ય શ્રી અભિનવ સચ્ચિદાનંદ તીર્થ મહારાજ સાથે ચર્ચા કરતા, મારા હૃદયની ભાવના તેમની આગળ પ્રગટ કરી અને તેમણે મારી અભિલાષાને ખૂબજ પ્રેમથી વધાવી લીધી 'ભગવાન શ્રી શંકરાચાર્ય' ગ્રંથને પ્રગટ થવામા આમ નવભારતી માસિકને મુખ્ય નિમિત્ત મળેલું છે અને નવભારતીમા બે વર્ષો સુધીના અંકોમાં આ ગ્રંથ નિયમિત રીતે પ્રગટ થવા લાગ્યો અને હવે આ ગ્રંથ પુસ્તકાકારે વાચકોના હાથમાં આવશે, એથી મને ખૂબજ આનંદ થાય છે.

શ્રી શંકરાચાર્ય જેવા અત્યંત પ્રતિભાવાન અને વેદાન્ત-તત્ત્વજ્ઞાનના પુરસ્કર્તા આચાર્ય વિષેની માહિતી આપણને તેમના જીવનકાળથી જ મળતી આવે છે. તેમનાજ બાલસાથી અને મુખ્ય શિષ્ય તેમજ સહૃદયાનુભાવક શ્રી ચિત્સુખાચાર્ય મહારાજે શ્રી શંકરાચાર્યની પરમ પુણ્યસ્મૃતિમાં 'બૃહત્ શંકર વિજય' નામના ગ્રંથની રચના કરી છે, જે

અત્યંત પ્રમાણભૂત ગ્રંથ છે. તે ઉપરાંત આચાર્યશ્રીએ ભારતમા ચાર મુખ્ય પીઠસ્થાનોની સ્થાપના કરી છે; અને તે પીઠાપર આવનાર આચાર્યો 'શ્રી શંકરાચાર્ય'નુ બિરુદ ધારણ કરે છે અને આ પરંપરા આજ સુધી એકધારી ચાલી આવે છે. એ પ્રમાણે દ્વારકા શારદાપીઠ પર બિરાજમાન આજના શ્રી શંકરાચાર્ય અભિનવ સચ્ચિદાનંદ તીર્થ મહારાજ સીત્તેરમા શંકરાચાર્ય છે. એ પીઠની પરંપરામા અનેક પ્રતિભાવાન, અલૌકિક પ્રજ્ઞાવાન તત્ત્વજ્ઞાનીઓ થયા છે અને તેમણે પીઠસ્થાનો અને પરંપરાના સારામાં સારાં સંરક્ષણ કરેલા છે

આ ઉપરાત, શ્રી શંકરાચાર્યની પોતાની જ સાહિત્યસમૃદ્ધિ વિશેષ તેજસ્વી અને વિપુલ છે તેમજ તેમના પ્રસ્થાનત્રયી પરનાં ભાષ્યો-પર બીજા અનેક તત્ત્વજ્ઞાની વિવેચકોએ ટીકા, ટિપ્પણો, વિવેચનો, વાર્તિક વગેરે વિપુલ પ્રમાણમાં રચેલાં છે; જેનું પ્રામાણ્ય પરંપરાગત પ્રતિષ્ઠિત ગણાય છે; તે સાથે અદ્વૈત વેદાન્ત પર જે સ્વતંત્ર ગ્રંથો રચાયા છે, તે બધાના મૂલ આધારમાં શ્રી શંકરાચાર્યના પ્રસ્થાનત્રયીના ભાષ્યો જ છે અને તેથી પરંપરાના સંરક્ષણમાં જ આ સાહિત્યે પોષણ આપ્યું છે અને એ રીતે પ્રાચીનયુગ અને મધ્યયુગની પરંપરા સારી રીતે સધાતી આવી છે, તે છેક અર્વાચીન યુગ સુધીની પરંપરાને સાંકળી લે છે.

અર્વાચીન યુગમા ભારતીય તત્ત્વજ્ઞાન પર લખાએલ વિપુલ ગ્રંથ સાહિત્યમા શ્રી શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનનું સ્થાન સર્વ મોખરે છે અને તેથીજ બધા વિવેચકોએ શ્રી શંકરાચાર્યના જીવન, કવન અને સંપ્રદાય વિષે પોતપોતાની રીતે સારો પ્રકાશ ફેંક્યો છે.

આમ શ્રી શંકરાચાર્ય ભગવાનના જીવન, કવન અને સપ્રદાય સંબધી કોઇ શંકા કે સંદેહને સ્થાન રહેતું નથી, છતાં પણ સામાન્ય જનો સુધી તેમજ ભારતની વિધવિધ ભાષાઓ સુધી શ્રી શંકરાચાર્ય સંબંધક સાહિત્ય પૂરતા પ્રમાણમાં નથી; તેમજ તેમના સંબધી બીજી

રીતનું અજ્ઞાન એવા પ્રકારનું છે કે, એક મહાન રાજભવનમાં વિપુલ સાધનસામગ્રી હોય, છતાં પણ એક દીપકના પ્રકાશનો અભાવ હોય, તો તે બધી સામગ્રીઓ જોવાને મળે નહિ; એજ રીતે ભગવાન શ્રી શંકરાચાર્ય-વિષયક વિપુલ સામગ્રી સમગ્ર રીતે ઉપલબ્ધ હોવા છતાં તેનાં નિરીક્ષણ અને અભ્યાસ, વિચાર અને વિવેચન વગેરેનો અભાવ છે, તેથી તેમજ પોતપોતાની ભાષામાં સાહિત્ય ઉપલબ્ધ નથી; એવા નજીવા કારણે કેટલાક સંશયો પ્રવર્તે છે; તે બધાનું નિરસન કરવાની એકમતી શુભ ભાવનાથી તેથજ ભગવાન શ્રી શંકરાચાર્યના જીવન-કવન અને સંપ્રદાયને ગાઇ, વિચારી, મારી અલ્પ મતિને શુદ્ધ નિર્દોષ બનાવવાની શુદ્ધ નિષ્ઠાથી 'ભગવાન શ્રી શંકરાચાર્ય' નામે આ ગ્રંથ પ્રગટ થવા પામ્યો છે.

પાશ્ચાત્ય વિદ્વાનો તેમ જ તેમનેજ અંધ રીતે અનુસરતા ભારતીય અર્વાચીન વિદ્વાનો તરફથી એવો આક્ષેપ કરવામાં આવે છે કે, 'ઇતિહાસની દૃષ્ટિ ભારતીય પ્રાચીન વિદ્વાનો પાસે હતી નહિ અને તેથી પ્રાચીન યુગની તવારીખો સચોટ અને વજૂદવાળી મળી આવતી નથી. આને લીધે શ્રી શંકરાચાર્યના સમય વિષે અને તેમના જીવન વિષેની હકીકતો વ્યવસ્થિત જોવાને મળતી નથી.' આ પ્રકારના આક્ષેપો વજૂદ વિનાના છે, એ બતાવવાની પવિત્ર ફરજ ભારતીય વિદ્વાનોની છે અને કેવળ પાશ્ચાત્ય વિદ્વાનોના વિધાનોને નહિ અનુસરતાં બીજાં ઉપલબ્ધ સાધનોનું નિરીક્ષણ કરવું જોઇએ.

આજકાલ બીજી પણ એક માન્યતા ચૈની પ્રવર્તે છે કે; પુરાણો, પ્રાચીન કથાઓ અને ધાર્મિક પુરુષોનાં જીવનચરિત્રો વગેરે સાહિત્ય રાષ્ટ્રના ઉત્થાનના કાર્યમાં સીધું ઉપયોગી નથી; એ બધું કેવળ ઇતિહાસ બની જાય છે અને તેથી તેનો કોઈ પ્રત્યક્ષ લાભ જોવાને મળતો નથી. ભૂતકાળના ગુણગાન ગાવા સિવાય બીજો કોઇ વજૂદ નથી.

આ પણ એક ભ્રમક માન્યતા છે કેવળ વર્તમાનકાળની ભૌતિક સંપત્તિ પરન્તુ જીવવાની દૃષ્ટિ તો સાવ ટૂંકી અને સંકુચિત લેખાય દરેક રાષ્ટ્રનો ભૂતકાળ તેના ભવિષ્યકાળની પ્રેરણારૂપ બની રહે છે અને ભૂતકાળની પ્રતિષ્ઠામાં તો વર્તમાનકાળનું જીવન પણ તેજસ્વી બની રહે છે આ ભ્રમક માન્યતાનુ મૂર પણ અર્વાચીન ભારતીયજનોમાં સ્થાન કરીને બેઠું છે અને તેથી ભૂતકાળના ભવ્ય પ્રાચીન સાહિત્ય વિષે ખૂબ જ ઉપેક્ષા સેવવામાં આવે છે, તેમજ સાહિત્યના ઉત્તમ ગ્રંથો પણ સારી રીતે પ્રચારમાં આવી શકતા નથી.

પ્રાકૃત ગ્રંથ લખવામાં પ્રાચીન–અર્વાચીન અનેક ગ્રંથોનો આધાર લેવામા આવ્યો છે અને તે બધા પ્રમાણોને નામનિર્દેશ સાથે નોંધેલા છે. તે ઉપરાન્ત જીવનવિષયક મળેલી માહિતીઓ ક્રમબદ્ધ ગોઠવીને તેને ૧૯ પ્રકરણમા આલેખી, પહેલો વિભાગ આપવામાં આવ્યો છે. બીજા વિભાગમા શાંકર–દર્શન સિદ્ધાન્તનુ નિરૂપણ કરતાં શ્રી શંકરાચાર્યના જ ગ્રંથોનો આધાર લીધો છે, તેમજ નમૂના તરીકે 'ઉપદેશ સહસ્રી' નો અનુવાદ આપ્યો છે. તેજ રીતે ત્રીજા વિભાગમા સપ્રદાય વિષયક સર્વ માહિતીઓ એકઠી કરીને તેના સાર રૂપે ત્રણેક પ્રકરણો આલેખ્યા છે શ્રી શંકરાચાર્ય વિષે ગુજરાતીમા થોડાક ગ્રંથો પ્રગટ થયા છે, તેજ રીતે હિંદી, અંગ્રેજી અને સંસ્કૃતમા વિપુલ સાહિત્ય છે, પરંતુ એકજ ઠેકાણે સર્વને આવરી લે, તેવો ગ્રંથ ઉપલબ્ધ નથી, તેની ખોટ આ ગ્રંથ પૂરી પાડશે તેવી ભાવના છે.

સંસ્કૃત સાહિત્યના નિષ્ઠાવાન–અભ્યાસક અને પ્રાધ્યાપક શ્રી રામચંદ્ર ભગવંત આઠવલેનુ નામ ગુજરાતના વિદ્વાનોમા મોખરે છે. તેમણે એક શુભ નિષ્ઠાથી સંસ્કૃતના અધ્યાપનનુ કાર્ય છેલ્લા ત્રીશ–પાત્રીશ વર્ષોથી ચાલુ રાખ્યું છે અને તેથી ગુજરાતમાં અનેક યુવક–યુવતીઓમા સંસ્કૃત પ્રેમ જગાડવામા તે ગુરુ સ્થાને છે. કાશીથી અમદાવાદ આવીને, મેં અંગ્રેજીના ઉચ્ચ અભ્યાસને માટે કૉલેજમા

પ્રવેશ મેળવ્યો; ત્યારે મારા પ્રાધ્યાપક તરીકે શ્રી આઠવલેને મળવાનું સદ્દભાગ્ય મને પ્રાપ્ત થયું. તેમણે પણ મને પ્રેમથી નિકટનો ગણી લીધો અને ગુજરાતી ભાષા દ્વારા મારી જે સાહિત્ય સેવા પ્રગટ થવા લાગી તેના પ્રતિ તેમનો અહોભાવ અને આદર જોતાં, મને પ્રેરણા મળતી રહી છે એજ કારણે પ્રાકૃત ગ્રંથ પર પ્રસ્તાવના લખવાને માટે મેં તેમને પ્રાર્થના કરી; ત્યારે તેઓશ્રી અમરનાથની યાત્રાને માટે તૈયારી કરી રહ્યા હતા. મેં ધીરજ સેવી અને તેઓશ્રી યાત્રાથી પાછા ફર્યા, ત્યાર પછી તો અધ્યાપન અને લેખનની પ્રવૃત્તિમાં એટલા તો રમમાણ હતા કે, પ્રાકૃત ગ્રંથને જોવા અને પ્રસ્તાવના લખાવવા માટેનો મારે આગ્રહ જતો કરવો જોઇએ, અને મેં તેથતી ઉપરજ છોડી દીધું. તે પછી એકાદ સાંજે તેમને મળતાં, તેઓશ્રીએ મારો ગ્રંથ સંપૂર્ણ વાંચી લીધો હતો, આવશ્યક નોંધ પણ લીધી હતી અને તેમને આનંદ પણ થયો હતો; તેને પરિણામે 'પ્રરોચના' તેમની પ્રસાદી રૂપે મને મળી; તેને મારું ધનભાગ્ય લેખું છું; કારણ કે તેમણે પ્રામાણિક તટસ્થ વૃત્તિ સેવીને પણ મારા લેખનકાર્યનો સત્કાર કર્યો છે.

દ્વારકા શારદાપીઠના શંકરાચાર્ય શ્રી અભિનવ સચ્ચિદાનંદ તીર્થ મહારાજના નિકટ પરિચયમાં આવવાનું સદ્દભાગ્ય મને પ્રાપ્ત થયું છે. તેમનું શુદ્ધ નિર્મળ ચારિત્ર્ય, તત્ત્વજ્ઞાનને અનુરૂપ પ્રજ્ઞા અને પરંપરા પ્રતિની શુભ નિષ્ઠા વગેરે જોતાં તેમના પ્રતિ મને આદર જાગ્યો છે અને તે રીતે આ ગ્રંથનું સમર્પણ તેમને જ કરીને મારી ભાવનાને વિશેષ ઉજ્જવલ બનાવવાનું કાર્ય કરીને મારી જાતને હું કૃતકૃત્ય સમજું છું.

ઘનશ્યામ નિવાસ<br>
સ્વામિનારાયણ મંદિર રોડ,<br>
અમદાવાદ. ૧

વિષ્ણુદેવ પંડિત<br>
તા. ૧૮-૯-૧૯૫૯

# અનુક્રમ

# શ્રી ભગવાન શંકરાચાર્ય પુસ્તક વિષે પ્રરોચના.

———:ભ:———

**મારા** લાંબા સમયના સ્નેહી શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતે, "ભગવાન શ્રી શંકરાચાર્ય" (જીવન, કવન અને સંપ્રદાય) નામનો ગ્રંથ થોડા વખત પહેલાં લખ્યો હતો અને શ્રી નવભારતી કાર્યાલય (શ્રી શારદાપીઠ, દ્વારકા, સૌરાષ્ટ્ર) તરફથી તેનું મુદ્રણ થયું હતું; તેનું પ્રકાશન નરભારતી કાર્યાલય તરફથી જ થવાનું છે, તેનું પ્રકાશન થાય, તે પહેલાં તે ગ્રંથના આરંભમાં હું એક નાની પ્રસ્તાવના લખું, એવો શ્રી પંડિતે મને સ્નેહભર્યો આગ્રહ કર્યો; અને મારે માટે સમયનો સંકોચ હોવા છતાં હું તે આગ્રહને વશ થયો; તેનું એકજ કારણ ભગવાન શંકરાચાર્ય પ્રત્યેની મારી નિતાન્ત પૂજ્યબુદ્ધિ અને તેમના અદ્વૈત તત્ત્વજ્ઞાન પ્રત્યેનું મારું પરમ આકર્ષણ છે. *

ગૌતમ બુદ્ધ તથા મહાવીર પછીના અઢી હજાર વર્ષો દરમિયાન ભારતીય તત્વજ્ઞાનના ક્ષેત્રમાં શ્રી શંકરાચાર્ય જેવા મહા પુરુષ એક પણ પાકયા નથી; એમ કહેવામાં મને લેશ પણ અત્યુક્તિ લાગતી નથી. મને શ્રી શંકરાચાર્યનું બધું જ અલૌકિક બધુંજ લોકોત્તર લાગેછે;- તેમનું બત્રીશ વર્ષનું ટૂંકુ પણ કાર્યની દ્રષ્ટિએ વિશાળ જીવન, તેમની અસાધારણ પ્રજ્ઞા અને મેધા, તેમણે બાલપણમાં લીધેલો અદ્દભુત સંન્યાસ હિન્દુધર્મનું તેમણે કરેલું અપૂર્વ સંઘટન, તેમનું અત્યુચ્ચ અદ્વૈત તત્વ-જ્ઞાન, તેમની અનર્ઘ ગ્રંથ સંપત્તિ, અને મહાકવિને છાજે એવી તેમની સહૃદય-હૃદયાલ્હાદક કાવ્ય નિર્મિતિ—આ બધું જ લોકોત્તર જોઇને,

---

*શ્રી વિષ્ણુદેવ પંડિતે લખેલ "શ્રી ભગવાન શંકરાચાર્ય" પુસ્તકના ઉપર શ્રી પ્રો. આઠવલેએ આ ભુમિકા લખી જે સુંદર અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે તે અત્યંત મનનીય છે. તે પુસ્તક હવે તૈયાર થઇ ગયું છે. પાકા પુંઠા અને ઘણાં ચિત્રો સાથે બહુ રમણીય છે. મૂલ્ય ચાર રૂપિયા છે. ટપાલ ખર્ચ જૂદું—તંત્રી.

"सत्य ब्रह्मतपोनिधेर्भगवतः किं किं न लोकोत्तरम्"

(મહાવીર ચરિત ૨-૩૬) સત્ય અને બ્રહ્મના તપોનિધિ સ્વરૂપ ભગવાનનું શું શું લોકોત્તર-અલૌકિક નથી?

એમ મહાકવિ ભવભૂતિના શબ્દોમાં કહેવાનું મન થાય છે.

પશ્ચિમના તત્ત્વજિજ્ઞાસુ વિદ્વાનોના મનમાં પણ શ્રીશંકરાચાર્યના વ્યક્તિત્વ અને તત્ત્વજ્ઞાન વિષે પરમ આદર હોય, તો ભારતીઓના મનમાં પણ તે હોય; તે તો સ્વાભાવિક જ ગણાય-પછી તે ભારતીઓ ગમે તે સંપ્રદાયના હોય અને ગમે તે તત્ત્વજ્ઞાનને અનુસરતા હોય.

પણ આ રીતે ભારતીઓના મનમાં શ્રી શંકરાચાર્યને માટે ઘણોજ આદર હોય, તોપણ તેમના અદ્‌ભુત જીવનની બાબતમાં તેમજ તેમના અદ્વૈત તત્ત્વજ્ઞાનના સ્વરૂપની બાબતમાં, વર્તમાન ભારતીઓ બહુજ થોડું જાણે છે, એ ખેદકારક હકીકત છે. પણ ભારતના લોકોના, શ્રીશંકરાચાર્ય વિષેના આવા ગાઢ અજ્ઞાનની બાબતમાં, લોકો જાતે બહુ જવાબદાર નથી, એમ મને લાગે છે. આ બાબતમાં ખરી જવાબદારી તો ભારતના સાક્ષરવર્ગની છે. ખાસ કરીને ભારતના, આધુનિક ભારતના, સાક્ષર લોકોએ પોતપોતાની માતૃભાષામાં શ્રી શંકરાચાર્યના જીવન વિષે તથા તેમના તત્ત્વજ્ઞાન વિષે સામાન્ય લોકો સમજી શકે એવી ભાષામાં નાના નાના ગ્રંથો લખીને તેનો પોતપોતાના પ્રાંતમા પ્રચાર કર્યો હોત, તો શ્રી શંકરાચાર્ય વિષેનું સર્વ સામાન્ય જનતાનું અજ્ઞાન ઘણે અંશે ઓછું થાત; એમા શંકા નથી.

પણ અત્યારે આચાર્યના જીવન તથા તત્ત્વજ્ઞાન ઉપર પ્રકાશ પાડે એવા ગ્રંથો કાંતો અંગ્રેજી ભાષામાં છે અથવા સંસ્કૃતમાં છે.

શ્રી શંકરાચાર્યના જીવન તથા તત્ત્વજ્ઞાન વિષે એકત્ર માહિતી આપે, એવાં પુસ્તકો, દેશી ભાષામાં ખાસ કરીને ગુજરાતીમાં બહુજ થોડા છે.

અને તેથીજ મારા મિત્ર શ્રી વિષ્ણુદેવ પંડિતના પ્રસ્તુત ગ્રંથનું, હું હાર્દિક સ્વાગત કરું છું. તેમનો આ ગ્રંથ જ્ઞાન–પંથ ઉપર ચાલતા લોકોને માટે 'હોલ્ડ ઑલ' (સર્વ સંગ્રાહક) જેવો છે. તેમાં શ્રીશંકરાચાર્ય વિષેની દરેક જાતની માહિતિ વિસ્તારથી આપવામાં આવેલી છે.

આ ગ્રંથના ત્રણ વિભાગ છે; તેમાંથી પહેલા વિભાગનાં દસ પ્રકરણો છે. આ દસ પ્રકરણોમાં આચાર્યનું જીવનચરિત્ર, તેમની ગ્રંથ નિર્મિતિ અને તેમના ભારતવ્યાપી કાર્યને વિષે વિસ્તૃત માહિતી આપી છે. આ માહિતીની બાબતમાં એક વિશેષતા મારા જોવામા આવી; તે એ કે તેમાંનો દરેક અંશ અધિકારી લેખકોના ગ્રંથને આધારે જ રજૂ કરવામા આવ્યો છે. ગ્રંથકારે જાણે **नामूलं लिख्यते किंचित्** જેવું મૂળ–આધાર નથી, તે લખ્યું નથી.

એ પ્રસિધ્ધ ટીકાકાર મલ્લિનાથની પ્રતિજ્ઞા જેવી પ્રતિજ્ઞા કરીને સમગ્ર ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથમાંનો શ્રીશંકરાચાર્ય જીવનચરિત્રનો લગભગ આખો ભાગ શાંકરદિગ્વિજયને આધારે લખ્યો છે, જ્યારે ગ્રંથના બીજા વિભાગમા આવેલો શાંકર વેદાંતનો ભાગ આચાર્યશ્રીના 'ઉપદેશસાહસ્રી' તથા અન્ય પ્રકરણ ગ્રંથો ઉપર આધારિત છે. આથી લાભ એ થયો છે કે વાચકોને, આચાર્ય વિષેની તથા તેમના તત્ત્વજ્ઞાન વિષેની દરેક વાત અત્યંત પ્રમાણ શુધ્ધ સ્વરૂપમાં વાચવા મળે છે.

પરંતુ ઉપર બતાવવામા આવેલા સંસ્કૃત ગ્રંથોનોજ કેવળ આધાર આ ગ્રંથ માટે લેવામા આવ્યો છે, એમ નથી. શ્રી પંડિતે આ ગ્રંથમા પોતાના મહત્ત્વના વિધાનોને માટે આધાર તરીકે પંડિત જવાહરલાલ, સર રાધાકૃષ્ણન, સ્વામી વિવેકાનંદ, આચાર્ય વિનોબા ભાવે, સિસ્ટર નિવેદિતા, શ્રી એસ. કે. બેલવલકર, શ્રી દિનકર વિષ્ણુ

ગોખલે, શ્રી ડાઉસન, શ્રી ગોપીનાથ કવિરાજ, શ્રી ડી. એસ. શર્મા, શ્રીસૂર્યનારાયણ શાસ્ત્રી વગેરે વિદ્વાનોના અંગ્રેજીમાં અને બીજી ભાષાઓમાં લખાએલા ગ્રંથો પણ લીધા છે. તેથી આ ગ્રંથ કેવળ પુરાણમતના લોકોનેજ નહિ, પણ નવ્ય શિક્ષિતોને માટે પણ આદરણીય થયો છે.

પ્રસ્તુત ગ્રંથની ગુજરાતી ભાષા સરળ તથા પ્રસાદગુણ યુક્ત છે. તેથી સુકુમારમતિ વાચકો પણ તેમાંના તત્ત્વજ્ઞાનનો ભાગ પણ અનાયાસે સમજી શકે.

આ ગ્રંથમાં અવતરણ તરીકે લીધેલાં અનેક સુભાષિતો તથા ફકરાઓ મને બહુજ આકર્ષક લાગ્યા છે. ગ્રંથનો પ્રતિપાદ્ય વિષય સહેલાઇથી સમજાવવાને માટે આવાં અવતરણોનો બહુજ સુંદર ઉપયોગ થયો છે, એમ હું નિ:શંક કહી શકું છું.

આવો લોકોપયોગી ગ્રંથ લખીને શ્રી પંડિતે ઋષિ–ઋણનું સારી પેઠે અચાકરણ કર્યું છે, એમ મારૂં માનવું છે.

આવો સરસ ગ્રંથ લખવા બદલ શ્રી વિષ્ણુદેવ પંડિતને મારૂં હાર્દિક અભિનંદન !

અધ્યાપક–ગ. બ. આઠવલે,
એલ.ડી. આર્ટ્સ કોલેજ.

---

# ભગવાન્ શ્રીશંકરાચાર્ય

(જીવન, કવન અને સંપ્રદાય)



લેખક: **શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત,**
એમ. એ. વેદાન્તશાસ્ત્રી, વ્યાખ્યાન દિવાકર.



## પ્રકરણ પહેલું

### — મધ્યયુગના માર્તંડ —



| અવતરણ-ઇ.સ. ૭૮૮ | કૈલાસગમન-ઇ.સ. ૮૨૦ (અધિક સંમત) |
| --- | --- |
| યુધિષ્ઠિર શક ,, ૨૬૩૧ વૈશાખ શુદ ૫ | ,, શક ૨૬૬૩ |
| કલિ વર્ષ ,, ૩૮૮૯ | ,, કલિ ૩૯૨૧ (દ્વારકામઠ) |
| શાલિવાહન શક ,, ૭૧૦ | ,, શક ૭૪૨ |
| ઇ. સ. (પૂર્વે) ,, ૫૦૮ | ,, ઈ. સ. ૪૭૬ (કાંચી-પ્રાચીન મત) |
| સંન્યાસગ્રહણ વિક્રમ સંવત ૨૨ | ,, ૪૬ શૃંગેરી મઠ |

निधिनागेभवह्न्यब्दे विभवे शंकरोदय ।
कलौ तु शालिवाहस्य सखेन्दुशतसप्तके ॥
कल्यब्दे भूहगंकाग्निसम्मिते शंकरो गुरुः ।
शालिवाहशके त्वक्षिसिन्धुसप्तमितेऽभ्यगात ॥

—કૃષ્ણબ્રહ્માનંદકૃત શંકરવિજય -

કલિ વર્ષ ૩૮૮૯ અથવા શાલિવાહન શક ૭૧૦ મે વિભવ નામના વર્ષમાં શ્રી શંકરાચાર્યનો ઉદય થયો અને કલિવર્ષ ૩૯૨૧ અથવા શાલિવાહન શક ૭૪૨ વર્ષમાં તેમનું કૈલાસ-ગમન થયું.

अष्टवर्षे चतुर्वेदी द्वादशे सर्वशास्त्रवित् ।
षोडशे कृतवान् भाष्यं द्वात्रिंशे मुनिरभ્યगात् ॥

—સ્વયં પ્રકાશમુનિ.

જે શ્રીશંકરાચાર્યે આઠમે વર્ષે ચારેય વેદોનો અભ્યાસ કર્યો, બારમે વર્ષે સર્વ શાસ્ત્રોનાં જ્ઞાન મેળવ્યાં અને સોળમે વર્ષે ભાષ્યની રચના કરી, તે મુનિવર શંકરાચાર્ય બત્રીશમે વર્ષે કૈલાસગમન કરી ગયા.

ભારતનો એ મધ્યયુગ છે. તેના વિશાળ પટ પર વિવિધ ચિત્ર આલેખાયાં છે. ભારત પર ત્યારે કોઇ સાર્વભૌમ ચક્રવર્તી સમ્રાટ દેખાતો નથી. આખો દેશ નાનાં નાનાં અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયો છે. પરસ્પર વિદ્વેષ અને કાવાદાવામાં તેમજ લડાઈ-ઝઘડામાં એ ક્ષત્રિય રાજાઓની શક્તિઓ હોમાઇ રહી છે, તેવે સમયે પરદેશી આક્રમણો પણ ઓછાં નથી. આક્રમણ કરતા શક લોકો આવ્યા અને વર્ષો પછી આપણામાં ભળી ગયા; ત્યાં તો હૂણ જાતિનાં ટોળે ટોળાં ધસી આવ્યા અને પ્રજાને રંજાડવા લાગ્યાં, તેજ સમયે યવનો (ગ્રીક) નાં આક્રમણ પણ આવી પહોંચ્યાં અને નાના પ્રદેશો પચાવી તેમણે પોતાનાં રાજ્ય સ્થાપ્યાં.

એ પરદેશી આક્રમણોને પાછાં હઠાવવાની દેશી રાજાઓમાં તાકાત હતી; પરંતુ એકતા અને સહકારનો અભાવ હતો. કન્યા-

કુમારીથી કાશ્મીર સુધી અને આસામ પ્રદેશથી ગાંધાર દેશ સુધી પથરાએલ વિશાળ પ્રદેશોપર રાજ્ય કરતા રાજાઓ—મહારાજાઓ પ્રતાપી અને તેજસ્વી હતા

સાતમી અને આઠમી સદીની એ તવારીખો પર અનેક રાજાઓની નામાવલિ અંકાઇ છે ત્યાં કાશ્મીર રાજ્યનું શાસન અભિમન્યુ કરી રહ્યો છે, તો હિમાલય પ્રદેશપર બૌદ્ધ-અનુયાયી સ્થપાચાર્યના શાસન છે નેપાલ પ્રદેશ પર અંશુદેવવર્મા રાજ્ય કરી રહ્યો છે; જેના રાજ્યમાં મહેશ્વરના પૂજન છે, પણ રાજાએ બૌદ્ધના માર્ગના અવલંબન લીધા છે ઓરિસ્સાના થાનેશ્વર પર રાજા પૂર્ણવર્મા છે, જે સમ્રાટ અશોકનો અને યશસ્વી હર્ષવર્ધનનો વંશજ છે, તેની સાથેજ વંશની પ્રતિભા આથમી જાય છે અને તેથી તે છેલ્લો રાજા ગણાયો છે. આ બાજુ ઉજ્જયિની પર ચંદ્રાચાર્યના શાસન છે, તે જિનેશ્વર મહાવીરના અહિંસાધર્મનો અનુયાયી બને છે કાન્યકુબ્જ પર યશોવર્મા રાજ્ય કરી રહ્યો છે. તો માન્યખેટપર રાજા શુભતુંગના રાજ્ય છે. (બંગાલ) કર્ણસુવર્ણનો રાજા શશાંક અને તેનો પુત્ર માધવરાજ બ્રાહ્મણ ધર્મના ચૂસ્ત અનુયાયી બની, બૌદ્ધ ધર્મીઓ પર શાસન વર્તાવી રહ્યા છે

મહારાષ્ટ્ર પર ચાલુક્યવંશનો પુલકેશી બીજો ચક્રવર્તી ત્રિવિક્રમદેવની પ્રસિદ્ધિ મેળવીને રાજ્ય કરી રહ્યો છે, તો દક્ષિણ પ્રદેશ પર નરસિંહ વર્માના શાસન ચાલે છે

આ પ્રતાપી રાજાઓની નામાવલિ કંઇ વધુ સદનમાં આલેખાએલી નથી. વિવિધ પ્રદેશોના શાસનની એ ઝાંખી કરાવે છે. પોતાના સત્તા વધારવા માગતા અને બીજા રાજાઓને હરાવી, તેમના રાજ્યો લુંટવી લેવા ઇચ્છતા રાજાઓ પણ જોવાને મળે છે, તે સાથે પોતાના

રાજ્ય અને પ્રાણની પરવા પણ કર્યા વિના પરદેશીઓનાં આક્રમણ સામે ઝૂઝતા વીર રાજાઓ પણ દેખાય છે.

એક જ ભારત વર્ષ પર અનેક રાજાઓ રાજ્ય કરે ત્યારે રાજકીય અંધાધૂંધી હોય, તે સ્વાભાવિક છે; છતાં પણ પ્રજાજનો પર તેની લાંબી અને માઠી અસર જોવાને નથી મળતી, એ ઇતિહાસની એક હકીકત છે. 'પોતાની પર કયા રાજાનું શાસન ચાલે છે,' તેની ખબર પણ ઘણા ઓછા પ્રજાજનોને હોય છે. રાજા બદલાતાં ખુશાલી મનાય, તેટલી જ સ્વાભાવિક રીતે પોતાનો રાજા હારી જતાં, બીજો રાજા આવે અને ખુશાલી મનાવે, તો તેમાં પણ પ્રજાજનો સૂર પુરાવતા હોય છે. રાજા રાજામાં વિદ્વષ હોવા છતાં રાજાપ્રજામાં પ્રેમ જોવાને મળે છે. પ્રજાજનો સુખી અને સમૃદ્ધ છે. વ્યાપાર વાણિજ્ય સારી રીતે ચાલી રહ્યા છે. ભારતનાં વહાણો દૂર દેશાવરના કીનારા ખેડી રહ્યાં છે અને માલ સામાનની આયાત-નિકાસ સંપૂર્ણ સ્વતંત્ર રીતે ચાલી રહી છે. પ્રજાજનોમાં આત્મસન્માન અને ગૌરવ તેમ જ આત્મસંરક્ષણની પ્રતિભા જોવાને મળે છે. રાજાઓને વશ કરીને સમાજનાં નીતિધોરણ સાચવી જાણે છે.

આ યુગના સંસ્કૃત સાહિત્યે એક અનોખી ભાત પાડી છે. તેના વિવિધ વિષયો પર મૌલિક ગ્રંથો લખાયા છે. રસપ્રતિભાને જાગૃત કરનાર કવિઓ, તર્કશક્તિના દોરને બુદ્ધિના તલ સુધી પહોંચાડના નૈયાયિકો, પોતપોતાના સિદ્ધાન્તોને વિશેષ જટિલ બનાવતા દાર્શનિકો અને પ્રાચીન ગ્રંથો પર વિવેચન, સમાલોચના તેમજ ટીકા ટિપ્પણો, વાર્તિક વૃત્તિઓ અને ભાષ્યો આલેખતા વિદ્વાનોનાં આ યુગમાં દર્શન થાય છે.

વન ઉપવનોની વાટે અને સરિતાઓના ઘાટે ઋષિઓનાં ગુરૂકુલો વસેલાં છે, ગુરૂઓ અને શિષ્યોની એ વિદ્યા પ્રવૃત્તિઓ વિશેષ

જટિલ અને સંપ્રદાયલક્ષી બની છે, જ્યાં પણ મતમતાંતરો અને વાદવિવાદોમાં પૂરતી સહિષ્ણુતા અને ઉદારતા પણ જોવાને મળે છે.

દક્ષિણમાં વિજયનગરનાં વિદ્યાધામ અને ઉત્તર-પૂર્વમાં તક્ષશીલા અને નાલંદા આ યુગનાં જ પ્રતિષ્ઠિત વિદ્યાપીઠો છે. એ વિદ્યાપીઠોમા કોઇ એકજ સંપ્રદાય કે વિષયના સંકુચિત વિચારો વિદ્યાર્થીઓના મન પર લાદવામાં આવતા નથી, ત્યાં તો સર્વદર્શનો, શાસ્ત્રો અને ધર્મના વિશિષ્ટ સિદ્ધાન્તોના જ્ઞાન પ્રચાર અર્થે દાર્શનિકો અને તર્કશાસ્ત્રીઓ, વિદ્વાનો અને સમાલોચકોના જ્ઞાનમિલન થાય છે.

ભારતની એ વિશિષ્ટ જ્ઞાનશાખાઓએ દૂરદૂરના જ્ઞાન રસિકોને આકર્ષ્યા છે. ચીનનો હુએનત્સંગ અને ઇત્સિંગ ભારતની જ્ઞાનયાત્રાએ આવેલા છે. નોંધપોથીઓમાં તેમણે ભારતની વિવિધ બાબતો નોંધી છે, તેમા ખાસ કરીને જ્ઞાનની વિશિષ્ટ સમૃદ્ધિની તેમણે મુક્તકંઠે પ્રશંસા કરી છે, તો પશ્ચિમ તરફથી આવેલા આલબીરુનીએ પણ ભારતની એ જ્ઞાન સાધના પર વિશેષ પ્રકાશ ફેંક્યો છે.

એ યુગના પ્રતિભાવાન વિદ્વાનોએ ગ્રંથો લખ્યા છે, તે આજે પણ ભારતના ગૌરવને ઉજ્જવળ બનાવે છે. કુમારિલ અને પ્રભાકર જેવા વિશિષ્ટ મીમાંસકો, ભર્તૃહરિ અને ભવભૂતિ જેવા વિશિષ્ટ કવિઓ, સમંતભદ્ર, જિનસેન શાસ્ત્રી અને ગુણભદ્ર જેવા વિશિષ્ટ જૈન વિદ્વાનો તેમજ ધર્મકીર્તિ, શીલભદ્ર અને ધર્મપાલ જેવા બૌદ્ધ શાસ્ત્રના ધુરંધર વિદ્વાનોથી આ યુગને પ્રખ્યાતિ મળેલી છે. કોઈપણ દેશના કોઈપણ યુગની આટલી વિપુલ જ્ઞાન સાધના જોવાને નહી મળે !

પરંપરાથી ચાલ્યા આવતા જુદા જુદા સંપ્રદાયો વિશેષ જટિલ બનતા જોવાને મળે છે. સ્વમતનું સ્થાપન સર્વને માટે આદરણીય છે, પરંતુ પર મતના ખંડનનો આગ્રહ પણ વિશેષે હોય છે એ યુગમા

અનેક સંપ્રદાયો જોવાને મળે છે. જેમકે ચાર્વાક, જૈન, બૌદ્ધ, કાપાલિક, વામ, ધાતુવાદી (કારધમિક) ભૌતિક, કાપિલ, કાણાદ, પાશુપત, ભાગવત, ઐશ્વરકારણિક, શા.બ્દિક, પાંચરાત્ર. સનાતન (મીમાંસક), પૌરાણિક, ઔપનિષદ વગેરે.

વેદને પ્રમાણ નહિ માનનારાં એ ચાર્વાક, જૈન, બૌદ્ધ દર્શનો પણ અન્ય મતનાં ખંડન કરવામાં તર્કશક્તિ અને વિતંડાવાદનો આશ્રય લેતાં હોય છે, તો વેદને પ્રમાણ માનનારાં આસ્તિક દર્શનો પણ અન્ય મતનાં ખંડન કરવામાં જ પોતાની સર્વશક્તિ અને બુદ્ધિ પ્રતિભાનો ઉપયોગ કરતાં જણાય છે. બુદ્ધિ અને તર્કશક્તિને મર્યાદા હોય છે. બીજાઓના મતનાં ખંડન કરવાં જેટલું સહેલું છે; તેથી વિશેષ અઘરું છે, પોતાના મતનું સ્થાપન કરવું સંપ્રદાયો ઉદાર મટી, સંકુચિત થતા જાય છે, સત્યને સ્થાને દંભ અને પાખંડ વધે છે અને પોતાના જ દોષે કરીને પોતાનો હ્રાસ થાય છે.

જે બૌદ્ધ ધર્મની સ્થાપના ભગવાન બુધ્ધે કરી અને સમ્રાટ અશોક જેવા સત્યપ્રેમી રાજાએ જેનો સંપૂર્ણરીતે વિકાસ કર્યો, જે સંપ્રદાય હીનયાન મટી મહાયાન થયો અને અસંગ, વસુબંધુ અને ધર્મકીર્તિ જેવા પ્રતિભાવાન વિદ્વાનોએ જે બૌદ્ધ સાહિત્યના ઉત્તમ ગ્રંથોની રચના કરી; ઉત્તરભારતથી દક્ષિણ ભારત તરફ અને પૂર્વભારતથી પશ્ચિમ ભારત તરફ જે સંપ્રદાયનો સારીરીતે ફેલાવો થયો; તેના હ્રાસ અને પડતીનાં મંડાણ આ યુગમાં થયાં છે.

સાધુઓ અને ભિક્ષુઓ તાંત્રિક અને આભિચારિક સિદ્ધિઓ તરફ વળે છે. દંભ અને પાખંડના પૂજારીઓ બને છે. વહેમો અને જડ માન્યતાઓના પોષક બને છે. વામાચાર અને ભૂતપ્રેતના સાધનાઓ લગભગ બધાજ સંપ્રદાયમાં રૂઢ થતી જાય છે, જ્યાં બુદ્ધબળ અને તર્કશક્તિ વપરાતી, ત્યાં હવે ચમત્કાર અને પાખંડનો વિજય જોવાને મળે છે.

પોતાનાં બુદ્ધિબળ ખૂટી પડતાં, સંપ્રદાયો રાજ્યનો આશ્રય લઈ પોતાનો પ્રચાર કરવા મથતા હોય છે. વન ઉપવનોમાં જ્ઞાનની જે ચર્ચાઓ થતી; તેને બદલે રાજદરબારોમાં વિતંડાવાદ શરૂ થાય છે. આકાશમાં થાળી ઉડાડવી, બાપને ફૂલનો દડો બનાવવો, પ્રેતને બોલતું કરવું, એ પ્રકારની મલિન વિદ્યાઓ પર સંપ્રદાયોની હારજીતની બાજી રચાય છે.

અનેક યુગોથી રૂઢ અને પ્રતિષ્ઠિત થયેલ બ્રાહ્મણ ધર્મની પડતીનાં પણ આજ યુગમાં દર્શન થાય છે. વેદોનાં અધ્યયન–અધ્યાપન ઘટતાં જાય છે. વિવિધ શાસ્ત્રો અને કાવ્ય અલંકાર સાહિત્યની વૃદ્ધિ થાય છે, મૂળ ગ્રંથોના અભ્યાસોને બદલે ટીકા ટિપ્પણો અને સાંપ્રદાયિક વિચાર પદ્ધતિઓ પર વિશેષ જોર અપાય છે. વેદ વાક્યોને તેના મૂળ સંદર્ભમાં નહિ જોતાં, સાંપ્રદાયિક રીતે તેની વિચાર મીમાંસા થાય છે, તંત્ર અને વામ માર્ગના મૂળ સિદ્ધાન્તો ભૂલાય છે અને આભિચારિક કામ્ય પ્રયોગો તરફ તાંત્રિકો અને વામાચારીઓ ખેંચાતા જાય છે. વેદ મૂલક ઉપાસના પદ્ધતિને બદલે પાંચરાત્ર, પાશુપત અને ભૈરવીચક્ર જેવાં અર્ધ આસ્તિક દર્શનો જોવાને મળે છે."

બૌદ્ધમાર્ગી જૈનમાર્ગી સાથે ઝઘડતો હોય છે, ભૈરવ મીમાંસકનો કટ્ટો શત્રુ હોય છે, કાપાલિક વામાચારી બની ભટકતો હોય છે. આ પ્રકારના દંભ અને પાખંડની જાળમાં ભોળા લોકો ફસાતા હોય છે. રાજાઓ પણ તરત ચમત્કાર બતાવનાર વ્યક્તિઓની મોહ જાળમાં અંજાય છે અને પોતાનો વાસ્તવિક સંપ્રદાય છોડી અન્ય માર્ગનો અનુગામી બને છે. આભિચારિક પ્રયોગો પોતાની જાતે કરવા અને કહેવાતા ગુરૂઓને વિશેષ પ્રતિષ્ઠિત માન આપીને તેમના વર્ચસ્વ વધારવા માટે રાજાઓ ,મહારાજાઓ પુરોગામી બને છે.

ઇતિહાસને પાને આવા બનાવો ઝાંખી રીતે અને ઓછા

પ્રમાણમાં આલેખાયા છે; પરંતુ સમાજના વાતાવરણને અને નૈતિક ધારાધોરણને હલકું પાડવાને આ પ્રકારના અદ્ભુત ચમત્કારોએ મોટો ભાગ ભજવ્યો છે.

જે યુગ ભૌતિક રીતે અત્યંત સાધનસંપન્ન છે; જે સમયના ભારતની જાહોજલાલી દેશ પરદેશમાં ઘણી મારી ગવાય છે અને જે સમયમાં સંસ્કૃત સાહિત્યને ઉજ્જવળ બનાવનારા અનેક ગ્રંથોની રચના થઈ છે, તે સમયમાં ધાર્મિક પરિસ્થિતિની અવદશા જોવાને મળે છે. કોઈ અનુયાય, સંપ્રદાય કે માર્ગ પોતાની રીતે વ્યવસ્થિત નથી. એકમેકના સંઘર્ષ, અંદરોઅંદરના મતભેદ અને કર્મજટિલ જડતાને કારણે લોકો ધર્મમાં શિથિલ થતા જાય છે અને ઐહિક સ્વચ્છંદતા અને અનાચાર–વામાચારમાં રાજાઓ, મહારાજાઓ અને પ્રજાજનો ખેંચાતા જાય છે.

આ મધ્યયુગને અંધકાર યુગ કહેવા જેટલી ધૃષ્ટતા કેટલાક ઇતિહાસકારોએ આલેખી છે; પરંતુ જેમ જેમ સામગ્રીઓ અને સાહિત્યસાધનો ઉપલબ્ધ થતાં જાય છે તેમ તેમ તે યુગના વૈભવ વિલાસ અને સુખ સમૃદ્ધિઓની વિપુલતા જોતાં આશ્ચર્ય અનુભવાય છે. જગતના અન્ય દેશોની તુલનામાં તો ભારતનો એ મધ્યયુગ સર્વ રીતે ઉજ્જવળ છે; પરંતુ ભારત ભારતીય દૃષ્ટિએ આ મધ્યયુગમાં પતન તરફ જઈ રહ્યું હતું એમ લાગે છે, કારણ કે ભારતનો પ્રાણ અને ભારતનો આત્મા ધર્મ અને નીતિ, સંયમ અને ત્યાગ છે. ભારત ભોગપ્રધાન બને ત્યારે તેના પતનની ઘડીઓ ગણાય છે. ધર્મનાં કર્મો કરીને તેણે પ્રગતિ સાધી છે, પરંતુ કામુક ભોગો અને ઐહિક સુખ લાલસાઓમાં પડીને ભારતે પોતાની આત્મિક સંપત્તિ ગુમાવી છે.

મધ્યયુગના ભારતમાં સર્વજનોની નજર આ લોકના સુખ સાધન વધારવામાં પડી છે, રાજાઓ અને પ્રજાજનોને આભિચારિક

અને કામુક સિદ્ધિઓ તરફ ખેંચી જનારા વામાચારીઓ અને દંભી પાખંડીઓનાં જોર વિશેષે જોવાને મળે છે.

મધ્યયુગની એ વિચિત્ર પરિસ્થિતિ છે. પરદેશથી આવનારા મુસાફરોએ તેના ગુણ ગાયા છે. તેનાં સુખ સમૃદ્ધ સાધનોથી લલચાઇને પરદેશી સત્તાઓએ તેની આક્રમણ કર્યાં છે. ક્ષત્રિય રાજાઓના અદમ્ય સાહસોની કથાઓ પણ આ મધ્યયુગની એક વિશેષ ભેટ છે. ધર્મની દષ્ટિએ પતનની પરિસ્થિતિ અનુભવતું ભારત કોઈ વિશેષ પ્રકાશમાન મહાન જ્યોતિર્ધરના આગમનની રાહ જોઇ રહ્યું છે. બળ, બુદ્ધિ, સુખ સંપત્તિ, સાધન સામગ્રી એમ લૌકિક રીતે સુખી ગણાતું ભારત ધર્મની દષ્ટિએ છિન્નભિન્ન અવદશા ભોગવી રહ્યું છે.

એ મહાન જ્યોતિર્ધર પધારે છે, તે—મધ્યયુગના—માર્તંડનાં આગમન થાય છે અને ભારત નવી પ્રેરણા, નવી ચેતના અને નવીન દિવ્ય અલૌકિક સમૃદ્ધિ મેળવીને ફરીથી જાગી ઉઠે છે.

આ મધ્યયુગ પર સિંહાવલોકન કરતાં Glimpses of the World history ના પહેલા ભાગમાં પંડિત શ્રી. જવાહરલાલ નેહરૂ દક્ષિણ 'હિંદના રાજાઓ લડવૈયાઓ અને એક મહાપુરૂષ' નામના પ્રકરણમાં ભારતની રાજકીય અને સામાજિક પરિસ્થિતિની સમીક્ષા કરતાં જણાવે છે કે,

"આ પત્રમાં મેં કેટલાંક રાજાઓ અને રાજવંશોનો ઉલ્લેખ કર્યો છે. અલ્પકાળ માટે યશસ્વી જીવન જીવ્યા પછી તેઓ અદૃશ્ય થયા અને ભુલાઈ ગયા; પરંતુ એ બધા રાજાઓ અને સમ્રાટોના કરતાં હિંદના જીવનમાં વધારે મહત્ત્વનો ભાગ ભજવવાને નિર્માયેલો એક ભારે પ્રભાવશાળી પુરૂષ દક્ષિણ હિંદમાં પેદા થયો. એ પુરૂષ શંકરાચાર્યને નામે ઓળખાય છે. ઘણું કરીને તે આઠમી સદીના

અંતમાં જન્મ્યા હતા. તે અપૂર્વ પ્રતિભાશાળી પુરુષ હોય એમ જણાય છે....

શંકરાચાર્યની કાર્યસિદ્ધિ અપૂર્વ છે. જેને ઉત્તર હિંદમાંથી દક્ષિણમાં ભગાડી મૂકવામાં આવ્યો હતો તે બૌદ્ધ ધર્મ હિંદમાથી લગભગ અદૃશ્ય થઇ ગયો. હિંદુ ધર્મ અને શૈવ સંપ્રદાયના નામથી ઓળખાતા તેના સ્વરૂપે હિંદભરમાં પ્રાધાન્ય પ્રાપ્ત કર્યું. શંકરાચાર્યના ગ્રંથો, ભાષ્યો અને વાદવિવાદથી આખા હિંદમાં બૌદ્ધિક જાગૃતિ આવી. તે બ્રાહ્મણવર્ગના મહાન નેતા હતા એટલું જ નહિ પણ આમ જનતાના હૃદયમાં પણ તેમણે સ્થાન પ્રાપ્ત કર્યું હોય એમ લાગે છે.

કેવળ પોતાના બુદ્ધિપ્રભાવથી કોઇપુરુષ મહાન નેતા બને. અને કરોડો લોકો ઉપર તેમ જ ઇતિહાસ ઉપર પોતાની અસર પાડે એ અસાધારણ ઘટના છે. મહાન યોદ્ધાઓ અને વિજેતાઓ ઇતિહાસમાં મોખરે ઉભેલા જણાય છે. કેટલીકવાર તેઓ લોકપ્રિય બને છે તેમ જ તિરસ્કારને પાત્ર પણ થાય છે અને કદી કદી તેઓ ઇતિહાસ નિર્માણ કરે છે. મહાન ધાર્મિક નેતાઓએ કરોડો માનવીઓના દિલ હલમલાવ્યાં છે, તથા તેમનામાં ઉત્સાહ અને ચેતન પૂર્યાં છે. પરંતુ આ બધું તેમણે શ્રદ્ધાનો આધાર લઇને કર્યું હતું. તેમણે પ્રજાની ભાવનાને અપીલ કરી હતી તથા તે (ભાવના)નો સ્પર્શ કર્યો હતો.

મનુષ્યના મન અને બુદ્ધિને કરેલી અપીલ લાંબો વખત ટકવી મુશ્કેલ હોય છે. કમનસીબે મોટા ભાગના લોકો વિચાર કરતાજ નથી. તેઓ તો ભાવનાવશ થઇને ભાવનાથી દોરવાઇનેજ કાર્ય કરે છે

---

ગુજરાતી અનુવાદ 'જગતના ઇતિહાસનું રેખાદર્શન' ભાગ પહેલો. પૃ. ૨૨૨ થી ૨૨૯

પરંતુ શંકરની અપીલ તો મન, બુદ્ધિ અને વિવેકને ઉદ્દેશીને હતી... આનંદની વાત તો એ છે કે ધાર્મિક મતભેદોનો ઉકેલ શોધવામાં તેમણે બુદ્ધિને યોજી અને એમ કરવાથી તેમાં ભારે સફળતા પ્રાપ્ત કરી. તે સમયે હિંદમાં ગમે તે મત કે માન્યતા ધરાવવાની સ્વતંત્રતા પણ હતી. યુરોપમાં એ જાતની સ્વતંત્રતા એક સમયમાં સુધી નહોતી અને આજે પણ એ બાબતમાં કેટલીક મુશ્કેલીઓ રહી છે.

શંકરાચાર્યના ટૂંકા પણ જહેમતભર્યા જીવનમાંથી બીજી એક વસ્તુ આપણને જાણવા મળે છે, તે હિંદની સાંસ્કૃતિક એકતા છે. છેક પ્રાચીનકાળથી માંડીને ઇતિહાસમાં એ વસ્તુનો સ્વીકાર થતો આવ્યો જણાય છે. ભૌગોલિક દૃષ્ટિએ તો હિંદ લગભગ એક ઘટક છે. રાજકીય દૃષ્ટિએ એના વારંવાર ભાગલા પડ્યા છે. પરંતુ અવારનવાર તે લગભગ એક અખંડ સત્તાના અમલ નીચે પણ આવતો હતો; પરંતુ સાંસ્કૃતિક દૃષ્ટિએ તો છેક આરંભકાળથી આખો દેશ એક અને અવિભાજ્ય રહ્યો છે. કેમકે આરંભથી જ તેની પૂર્વપીઠિકા સમાન છે, તેના સંસ્કાર પરંપરા સમાન છે, તેના ધર્મો સમાન છે, તેના વીરપુરુષો અને તેની વીરાંગનાઓ સમાન છે. તેની પૌરાણિક કથાઓ સમાન છે, તેના વિદ્વાનોની ભાષા (સંસ્કૃત) સમાન છે. આખા હિંદમાં ઠેકઠેકાણે આવેલાં તેનાં તીર્થસ્થાનો સમાન છે. તેના ગ્રામપંચાયતો સમાન છે. તથા તેના વિચારસરણિ અને રાજકારણ પણ સમાન છે. સામાન્ય હિંદીને મન સમગ્ર હિંદ પુણ્યભૂમિ હતી અને બાકીની દુનિયા મોટે ભાગે મ્લેચ્છ અથવા બર્બર લોકોની અસંસ્કારી ભૂમિ હતી! આ રીતે હિંદ ભરમાં સર્વત્ર એકતાની ભાવના પેદા થઇ. એ ભાવનાએ રાજકીય ભાગલાની અવગણના કરી અને તેના ઉપર વિજય મેળવ્યો. આ બની શક્યું એ ગ્રામપંચાયતોને આભારી છે

કેમકે મધ્યસ્થ રાજતંત્રમાં ગમે તે ફેરફારો થવા છતાં સર્વત્ર આમ પંચાયતનો અમલ ચાલુજ રહ્યો હતો.

શંકરે હિંદને ચારે ખૂણે પોતાના મઠ અથવા સંન્યાસીઓનાં સંઘનાં કેન્દ્રો સ્થાપવાનું ઠરાવ્યું. એ બતાવી આપે છે કે તે પણ હિંદને સાંસ્કૃતિક દષ્ટિએ એક ઘટક સમજતા હતા. વળી, ટૂંક સમયમાં તેમના પ્રચાર કાર્યમાં તેમને ભારે સફળતા મળી, તે પણ બતાવે છે કે બૌદ્ધિક અને સાંસ્કૃતિક પ્રવાહો દેશના એક છેડાથી બીજા છેડા સુધી વેગથી ફરી વળતા હતા.



# પ્રકરણ બીજું

## — સંપ્રદાયોની પૂર્વપીઠિકા —



त्रयी, सांख्यं, योगः, पशुपतिमतं, वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परम् 'इदमदः पथ्य'मिति च ॥
रुचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

—મહિમ્ન સ્તોત્ર

વેદોને અનુસરી રચાએલા ત્રણ મતો, સાંખ્યમત, યોગમત, શૈવમત, વૈષ્ણવમત એ રીતે પરસ્પર વિરૂદ્ધ એવી અનેક માન્યતાઓમાંથી કોઈ એક માન્યતાને તો બીજો બીજી માન્યતાને અનુસરી માનવ પોતાની પ્રગતિ સાધવાને કોઈ એક ભૂમિકામાંથી નીકળીને પ્રસ્થાન (ચાલવાનું કાર્ય) શરૂ કરે છે; તેમાં કોઈ સરલમતિનો એક માર્ગ પકડે છે, તો બીજો કુટિલમતિનો બીજો માર્ગ પકડે છે અને એ રીતે 'અમને આ પથ્ય છે' એમ પોતપોતાની રુચિને અનુસરીને જે જે માર્ગને અનુસરે, તે બધા માર્ગોના અનુસરનારા માનવો માટે અંતિમ સંગમ સ્થાન તો એક, પરમેશ્વર છે. જેમ સર્વ સરિતાઓનાં મિલન છેવટ તો એક સમુદ્ર છે, તેમ સર્વ માર્ગોના મિલન તે પ્રભુ છે.

× × ×

બધાજ સંપ્રદાયો એક યા બીજે કારણે આદરણીય છે. આવુ આચરણ રાખવાથી માણસ પોતાના સંપ્રદાયને ઉન્નત કરે છે અને સાથે સાથે બીજા લોકોના સંપ્રદાયની પણ તે સેવા કરે છે.

—અશોકની આજ્ઞાઓમાંનો એક શિલાલેખ.

વર્તમાન ભારતને પ્રાચીન ભારત તરફથી વારસામાં જે ઘણી ઘણી સંપત્તિઓ મળી છે, તે બધા દાય-વારસાઓને સાચવીને તેમાં પ્રગતિ સાધવાનું કાર્ય મંદ રીતે થઇ રહ્યું છે; પરંતુ ભારતને જે નીતિ, સંસ્કૃતિ અને ધર્મ પ્રાચીન સંપ્રદાય (સાચો વારસો)રૂપે મળેલ છે, તેને સાચવવા જેટલી ઉદારતા અને સહિષ્ણુતા જો ભારતીય માનવ પાસે નહિં હોય, તો તે બધુંજ ગુમાવીને દેવાદાર બની જશે

એ ઉદારતા અને સહિષ્ણુતાને કારણે પ્રાચીનકાલથી અનેક મતમતાંતરો, માન્યતાઓ, પંથો, અનુયાયો, સંપ્રદાયો, શાખાઓ વગેરે ભારતની વિશાલ પીઠિકાપર પ્રગટ થયા છે, વિકાસ પામ્યા છે અને પોતપોતાની રીતે પૂર્ણતા સુધી પહોંચ્યા છે.

ઇશ્વરને બિલકુલ નહિં માનનારા અને આ લોકના ભોગવૈભવમાં જીવનની સફળતા માનનારા ચાર્વાક લોકાયતિક (લોકમાં સ્થાન જમાવીને બેઠી ગએલા અર્થાત લોક ભોગ્ય મત) તરીકે પ્રખ્યાતિ મેળવી શકે છે, તો વેદો અને વેદાન્ત દર્શનોને એક બાજુએ રાખીને સ્વતંત્ર વિચાર કરી, છેવટનો નિર્ણય કરવામાં સફળતા મેળવનાર જૈન આગમો અને બૌદ્ધ દર્શનનો પણ ભારતની ભૂમિ પર ખીલવાનું, વિકસવાનું અને પૂર્ણતા પ્રાપ્ત કરી અન્ય દેશો સુધી પહોંચી જવાનું મહાન સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે. એ ભારતના પ્રાચીન ગૌરવની ઉત્તમ પ્રસિદ્ધિ છે. તે સાથેજ વેદોને સ્વતંત્ર પ્રમાણ માનીને પણ જગતનાં કાર્યકારણની માળામાં ઇશ્વરને નહિં સ્વીકારવામાં પોતાનો સ્વતંત્ર મત રજૂ કરનારા સાંખ્ય અને યોગ કે મીમાંસા દર્શનની સંપૂર્ણ વિચારણા ભારતની પીઠિકાપર રચાય; તેનો આશ્ચર્ય સાથે સ્વીકાર કરીને પણ પ્રાચીન ભારતની ગૌરવ ગાથાજ ગાવી રહી.

કે જુના સંસ્કૃત ગ્રંથોમાં વિવિધ સંપ્રદાયો અને અનુયાયોનાં નામ તથા તેમના સિદ્ધાન્તો અને માન્યતાઓની વિચારણા જોવાને

મળે છે, તેમા ગૌડપાદાચાર્યે માણ્ડુક્યકારિકાની રચના કરી છે, તેના આરંભમાજ અનેક મતોના નામો ટૂંકામા વર્ણવેલા છે, તે પરથી મતોની વિવિધતાનો સ્પષ્ટ ખ્યાલ આવે છે તેજ રીતે સર્વસિદ્ધાન્ત સંગ્રહ નામનો ભગવાન શંકરાચાર્યનો ગ્રંથ, જેમા વિવિધ મતોનાં વર્ણન છે.

તેજ રીતે બૌદ્ધ અને જૈન દર્શનના તે કાલના સાહિત્યમા પણ જુદા જુદા મતો, સમ્પ્રદાયો અને અનુયાયોની ટૂંકી ચર્ચા આવે છે બાણકવિની કાદંબરીમા અને વિશેષે કરીને હર્ષચરિતમા વિવિધ સંપ્રદાયોના ટૂંકા વર્ણન આવે છે. તે ઉપરાન્ત શ્રી હર્ષના નૈષધીય ચરિત તેમજ પ્રબોધ ચંદ્રોદય જેવાં કાવ્યો અને નાટકોમા પણ જુદા જુદ સંપ્રદાયોનો નિર્દેશ જોવાને મળે છે

ભગવાન શ્રી શંકરાચાર્યના પહેલા ભારતમાં જે આ વિવિધ સંપ્રદાયો ફેલાએલા જોવાને મળે છે તેને કારણે સામાન્યજનોની શ્રદ્ધા અને ભાવના ધર્મપરથી ઉઠતી જણાય છે. સંપ્રદાયના આગ્રહમા ઉદારતા અને સહિષ્ણુતા જેવા ગુણો લુપ્ત થાય છે અને જ્યાં દંભ અને પાખંડના દર્શન થાય છે. 'સૌનું ભલુ થાવ, પ્રાણિમાત્રને પીડા ન પહોંચે' એવા ઉદાર સૂત્રો માત્ર રટાતા હોય છે, તે સંપ્રદાય નિર્જીવ જડ બનતો જાય છે. પરસ્પર વિદ્વેષનુ વાતાવરણ વધે છે, તેજ રીતે વેદ પરંપરાથી ચાલતા આવતા સંપ્રદાયો પણ કર્મજડ અને કામપારાયણ બની સુખભોગની વિચારણામા ગુચાઇ જાય છે.

આ સંપ્રદાયોના મૂલ સિદ્ધાન્તમા તો સર્વને એકજ કેન્દ્ર તરફ જવાનો આદેશ આપવામાં આવ્યો છે અને અનુયાયો, માર્ગો, પંથો, મતો, બધા વાહનોની જેમ બનીને તે કેન્દ્ર તરફ પહોચાડવાનો પ્રયત્ન કરે, એવી ભાવના હોય છે, તેને બદલે પોતાના જ સંપ્રદાયોમા ચપકી રહેવા અને ત્યાથી તનમાત્ર પણ આગળ નહિ વધવાની વૃત્તિ સંપ્રદાયોના આચાર્યો અને અનુયાયઓમા જોવાને મળે છે

આ ત્રિવિધ સંપ્રદાયોમા ચાર્વાક પથ સૌનું ધ્યાન ખેંચે છે. ચાર્વાક નામે કોઇ આચાર્ય થયો નથી. આ સંપ્રદાયનો ફેલાવો કોઇએ કર્યો નથી, પરતુ તે સ્વયંભૂ-આપોઆપ પ્રગટ થયો છે. માનવના મનમાં જે અધમ કામુકવૃત્તિ છે, તેને ચાર્વાક-ચારુવાક-મીઠીવાણી ગમે છે. અને ઘણા મોટા ભાગના માણસો કામુકવૃત્તિને આધીન છે, આ ચાર્વાક મત સર્વ લોકોમાં ઘર કરીને બેઠો છે, માટે તેને લોકાયતિક કહે છે. તેનો સિદ્ધાન્ત એક શ્લોકમા વર્ણવ્યો છે.

यावज्जीवेत् सुखं जीवेद् ऋणं कृत्वा घृतं पिबेत् ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥

જીવો ત્યા લગી સુખે જીવો, ઘી પીઓ, ઋણ ભલે થતું, દેહ ભસ્મ થયા બાદ આવવાનું રહ્યુંજ ક્યા ?

ખરીરીતે તો આ ચાર્વાક મતને પ્રચારની જરૂરજ રહેતી નથી. તેમાં શ્રદ્ધા કે ભાવનાને સ્થાન નથી. કોઈ પર વિશ્વાસ મુકવાની કે કોઇનુ ભલું કરવાની વૃત્તિજ નથી. 'ખાઓ, પીઓ અને મોજ કરો' એવી હીણવૃત્તિ સામાન્ય રીતે સર્વજનોમાં જોવાને મળે છે. માનવને સમાજમાં રહેવાનુ છે, પ્રગતિ સાધવાની છે, વૃત્તિઓ પર સંયમ કેળવવાનો છે અને તેમાજ તેની માનવતા ઝળકી ઊઠે છે, એ કારણે ચાર્વાક મત પર વિશેષ સાહિત્ય રચાયુ નથી; છતાં લોકમાં તેના અનુયાયીઓ તે યુગમાં ઓછા ન્હોતા અને આજેય ઓછા નથી.

આ યુગમાં સૌનું ધ્યાન ખેંચે, તેવો બૌદ્ધ સંપ્રદાય છે. ભગવાન બુદ્ધે ત્યાગ, તપ અને જ્ઞાનના પ્રભાવે બૌદ્ધ સંપ્રદાયની સ્થાપના કરી હતી પરંતુ વખત જતાં બૌદ્ધ સંપ્રદાય રૂઢ બનતો ગયો અને શાખા પ્રશાખાઓ વધવા લાગી. મૂળ સંપ્રદાય હીનયાન ગણાયો અને તેમાંથી મહાયાન નામની નવી શાખાએ વિશેષ પ્રભાવ જમાવ્યો.

ભગવાન બુદ્ધનાં વચનો મૂળ ત્રિપિટક ગ્રંથમાં મળી આવે છે, તે સાથે અસંગ, વસુબંધુ, ધર્મકીર્તિ જેવા પ્રભાવશાળી વિદ્વાનોએ ન્યાય અને તર્કશાસ્ત્ર દ્વારા આ ધર્મના મૂળ સિદ્ધાન્તોને વિશેષ જટિલ બનાવ્યા છે.

બૌદ્ધ સંપ્રદાય અધિકારના ભેદે તેમજ બુદ્ધિની વિવિધતાને કારણે ચાર મુખ્ય મતો ધરાવે છે; વૈભાષિક, સૌત્રાન્તિક, યોગાચાર અને માધ્યમિક. આ ચારેય સંપ્રદાયો 'બુદ્ધિનેજ ખરેખર ચેતનવિજ્ઞાન માને છે.' વૈભાષિકનો મત એમ છે કે 'બહાર (જગત)ના પદાર્થો પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે.' જ્યારે સૌત્રાન્તિક જણાવે છે કે, 'બહારના જે પદાર્થો છે, તે તો અંદર રહેલા વિજ્ઞાનના અનુમાનથી સિદ્ધ થાય છે.' આ બંનેના મતે બહારના પદાર્થો સત્ય ગણાય છે. યોગાચાર અને માધ્યમિક બહારના પદાર્થોને સાચા માનતા નથી. યોગાચાર અંદરના વિજ્ઞાનને સત્ય માને છે; પરંતુ માધ્યમિક તો બહારના પદાર્થો તેમજ અંદરનું વિજ્ઞાન બંનેને સાચા માનતા નથી.

આ ચાર વિભિન્ન મતોને કારણે વિપુલ બૌદ્ધ સાહિત્ય આજે તો જોવામાં મળે છે. તેની રચનાનો કાળ આ મધ્યયુગથી છે.

સમ્રાટ અશોકના સમયમાં બૌદ્ધ સંપ્રદાયનો ઘણો સારો ફેલાવો થયો. ભારતભરમાં તે વિકાસ પામ્યો અને બૌદ્ધ ભિક્ષુઓએ ભારત છોડીને અન્ય પ્રદેશોમાં જઈને પણ બૌદ્ધ સંપ્રદાયનો સારો ફેલાવો કર્યો છે. અહિંસા, દયા, કરુણા, સહિષ્ણુતા, તપ, ત્યાગ, વૈરાગ્ય જેવા વિશિષ્ટ ગુણોને કારણે બૌદ્ધ મતને બધેજ સારો આવકાર મળેલો છે, પરંતુ જેમ જેમ સંપ્રદાય રૂઢિગત માન્યતાઓ અને સંકોચવૃત્તિમાં જકડાઇ જાય તેમ તેમ તેના મૂલગુણો ભુલાતા જાય છે અને સંપ્રદાયની રૂઢ જટિલતા જોવા મળે છે.

બૌદ્ધ સંપ્રદાય ભારતમાંથી લુપ્તપ્રાય થયો, તેનાં કારણ આપતાં મ. મ. હરપ્રસાદશાસ્ત્રી જણાવે છે કે—

(૧) બૌદ્ધસંઘનાં સંગઠન અને પ્રબંધ બગડી ગયાં હતાં.

(૨) પોતાની સ્વાર્થીવૃત્તિ સાધવા માટે કેટલાક હીનવૃત્તિ અને પ્રપંચીજનોએ બૌદ્ધધર્મની અંદર પ્રવેશ કર્યો હતો; તેથી બૌદ્ધ વિહારના નૈતિક આદર્શો નામ માત્ર રહી ગયા હતા અને દંભ પાખંડ વધી ગયાં હતાં.

(૩) સંઘબલ અને સંગઠન તૂટી જતાં અંદરો અંદર ક્લેશ વધી ગ હતા. ભગવાન બુદ્ધના ઉપદેશો ભૂલાઈ ગયા હતા. ચમત્કાર છલપ્રપંચ વગેરે વધી ગયાં હતાં.

(૪) ભિક્ષુઓ તાંત્રિક અને વામાચારી બની ગયા હતા અને રાજાએ મહારાજાઓ પ્રભાવમાં આંજી દઈને બૌદ્ધ માર્ગી બનાવતા હતા પરંતુ શ્રદ્ધા અને ભાવનાના અભાવથી ધર્મમાં શિથિલતા આવી ગઈ હતી.

(૫) સાધારણ જનસમાજ તપ ત્યાગ પરાયણ ન રહી શકે, તે કુદરતી છે; બૌદ્ધ સંપ્રદાયનાં કડક નીતિ નિયમો બધાજ પાળી શકે, એવી શ્રદ્ધાનો લોપ થયો હતો. ઇશ્વર જેવી દિવ્ય શક્તિને નહિં માનવાથી બૌદ્ધ સંપ્રદાયના મૂલ સિદ્ધાન્તમાંજ ખામી આવી રહી હતી અને તેથી લોકોનાં આકર્ષણ ઘટી રહ્યાં હતાં.

આ ઉપરાંત હૂણ, શક, યવન વગેરે પરદેશી આક્રમણકારોએ બૌદ્ધ વિહારોનો નાશ શરૂ કર્યો હતો અને તેથી બૌદ્ધભિક્ષુઓ નેપાળ, તિબ્બત વગેરે પ્રદેશો તરફ ચાલ્યા ગયા હતા. બંગાળના ગૌડરાજ શશાંક જેવા થોડાક આગ્રહી રાજાઓ તેમજ પોતાના સંપ્રદાયને

કરનારા કેટલાક વિદ્વાનોએ પણ બૌદ્ધધર્મની શિથિલતામાં ભાગ ભજવ્યો છે. સમ્રાટ અશોકે બૌદ્ધધર્મના વિકાસને સૂચવતું બોધિવૃક્ષ બોધિગયામાં વાવ્યું હતું, તે વૃક્ષ ફાલીફૂલીને ઘણું મોટું થયું હતું, પરંતુ બૌદ્ધધર્મી પૂર્ણવર્માના સમયમાં તે બોધિવૃક્ષનો નાશ થયો હતો; તેનો ઉલ્લેખ કરતાં હુએનત્સંગ જણાવે છે કે:

બોધિ વૃક્ષનો નાશ થએલો સાંભળીને અશોક વંશના છેલ્લા મગધાધીશ પૂર્ણવર્માએ નિઃશ્વાસ નાખ્યો અને તેણે જણાવ્યું કે જ્ઞાનનો સૂર્ય અસ્ત પામવાથી બુદ્ધ વૃક્ષ સિવાય હવે કાંઈપણ અવશેષ રહ્યું નથી; તે પણ તેઓએ નષ્ટ કર્યું ત્યારે અધ્યાત્મ જીવનનું સાધન હવે શું છે?

રાજાનાં આ વાક્યો તે યુગના બૌદ્ધમાર્ગની અવદશાનાં સૂચક છે. ભગવાન બુધ્ધે જે જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યો હતો તેનો લોપ થયો હતો. અજ્ઞાનરૂપી અંધકાર વધી રહ્યાં હતાં અને જેમ વડવૃક્ષ જીર્ણશીર્ણ નાશ પામે તેમ બૌદ્ધ ધર્મનો પણ વિનાશ થઈ રહ્યો હતો.

જો કે પૂર્ણવર્માએ બૌદ્ધગયામાં ફરીથી બોધિવૃક્ષને રોપ્યું હતું અને તે થોડાજ વખતમાં મોટું થયું હતું; તોપણ બૌદ્ધ સંપ્રદાયનાં મૂળ ઉખડી ગયાં હતાં અને ભારતના બીજા સંપ્રદાયોમાં તેના સિદ્ધાન્તો એકરૂપ બની જતાં સંપ્રદાય તરીકે બૌદ્ધ ધર્મનો લોપ થયો હતો.

ભગવાન શંકરાચાર્યના આગમના પહેલાંજ આ સંપ્રદાયની અવનતિ થઈ હતી; તેથી સનાતન ધર્મની અંદર જે અનેક ખામીઓ હતી અને દંભ પાખંડોનો જે અડ્ડો જામ્યો હતો, તેને દૂર કરી, સનાતન ધર્મની ફરીથી સ્થાપના કરવામાંજ શ્રી શંકરાચાર્યે ભગીરથ પ્રયત્ન કર્યો હતો.

રાંકા સુધન્વા કે રાજા શશાંક અને તેના પુત્ર સાહસાંક જેવા આગ્રહી રાજાઓએ પોતાના સંપ્રદાયની સેવા કરતાં અન્ય ધર્મીઓનો પ્રચાર અટકાવ્યો છે.

બૌદ્ધ સંપ્રદાયની સાથે સાથેજ જૈન સંપ્રદાયનો વિકાસ આ યુગમાં થયો છે. બુદ્ધ અને મહાવીર એકજ સમયના સંપ્રદાય પ્રવર્તક છે, તો પણ બંને મળ્યા હોય, તેવી ઘટના ઇતિહાસમાં નોંધાઈ નથી. આ બંને સંપ્રદાયો ઘણી બાબતોમાં એક જેવા જોવાને મળે છે. છેક સાતમા આઠમા સૈકા સુધી બંને યુગપ્રવર્તકો માટે શાક્યસિંહ, જિનવર જેવા શબ્દો વપરાતા જોવામાં આવે છે તેમજ ભિક્ષુઓ, શ્રાવકો જેવા શબ્દો તે ધર્મના અનુયાયીઓ માટે વપરાતા હોય છે. તે સાથે આ બંને સંપ્રદાયોમાં અંદરોઅંદર ઘર્ષણ થયાં છે; એકજ ઠેકાણે વિહારો અને અપાસરાઓ રચવા માટે રાજ્યનો આશ્રય લેવાયો છે તેમજ તીવ્ર વાદવિવાદ પણ થયા છે.

જૈન દર્શને પોતાના સિદ્ધાન્ત તરીકે 'સ્યાદ્વાદ'નો સ્વીકાર કરીને મધ્યમ માર્ગ અપનાવ્યો છે, જેથી દર્શનની વિચારસરણિમાં સાપેક્ષવાદ, દૃષ્ટિ-સૃષ્ટિવાદ જેવા વાદો અન્ય દર્શનોમાં પણ જોવાને મળે છે. તે યુગમાં જૈન સાધુઓ માટે નગ્નાટક, ક્ષપણક, આર્હત જેવી સંજ્ઞાઓ વપરાતી હોય છે. કેશલુંચન કરાવવા અને તપશ્ચર્યા દ્વારા શરીરને વિશેષ કૃશ બનાવવું, એ વિશેષ પ્રકારનું વ્રત કરનારા દિગંબરો અને શ્વેતાંબરોનાં વર્ણન મળી આવે છે. આ યુગમાં વિશેષ ધ્યાન ખેંચે તેવા સમંતભદ્ર, અકલંક, જિનસેનસૂરિ વગેરે જૈન વિદ્વાનોનાં નામ મળી આવે છે, જેમણે જૈન સાહિત્યમાં ઘણી સારી પૂર્તિ કરી છે. આ સંપ્રદાયમાં પણ સમય જતાં દંભ, પાખંડ, અનાચાર વગેરે વધી ગયેલા છે અને વિશેષે કરીને ત્યાગ પ્રધાન હોવાથી તેનો પ્રચાર ઓછો જોવાને મળે છે.

ચાર્વાક, બૌદ્ધ, જૈન વગેરેએ વેદોની પ્રમાણતા સ્વીકારી નહિં, તેને કારણે તે નાસ્તિક દર્શનો ગણાયા છે. પરંતુ જેમણે વેદના પ્રમાણ સ્વીકારીને પણ પોતાના સંપ્રદાયને અનુકૂળ એવા વેદવાક્યોના અર્થો ઘટાવીને પોતાના સંપ્રદાયોનો આગ્રહ સેવ્યો છે, તેવાં દર્શનોને અર્ધ-આસ્તિક તરીકે તે યુગમા ઓળખવામા આવ્યા છે. આ પ્રકારનાં દર્શનોમા કાપિલ, કાણાદ, વામાચાર, ધાતુવાદી વગેરેનો સમાવેશ થાય છે. તે ઉપરાંત સપ્તતાંતવ (મીમાંસક,) પાશુપત, ભાગવત, ઐશ્વરકારણિક, પાંચરાત્ર, શાબ્દિક, પૌરાણિક વગેરે દર્શનો આસ્તિક હોવા છતાં, સંપ્રદાય તરફ વિશેષ આગ્રહ સેવનારા અને જડ સંકુચિત આચાર વિચારને કારણે શિથિલ બનેલા હોય છે, તેમાય ખાસ કરીને મીમાંસકોની કર્મ જટિલતાએ સમાજની પ્રગતિ રુંધી નાખી છે કર્મ અને કર્મના બંધન, કામ્ય સંકલ્પ અને વિધિવિધાનની પ્રક્રિયાઓ, અદૃષ્ટ અને અપૂર્વની સિદ્ધિમા પરમેશ્વરને પણ ભૂલીને કર્મનેજ પરમેશ્વર માની લેવાનો વિરોધ આગ્રહ એ બધું જોના કેટલાક વિચારકોને સ્વતંત્ર માર્ગ લેવો પડ્યો છે અને તેથી શ્રદ્ધા અને ભાવના ખૂટી પડતા કેવળ બુદ્ધિપ્રધાન સંપ્રદાયમા સમાજ ખેંચાતો જાય છે સનાતન ધર્મનુ મૂલ રહસ્ય ભૂલાઇ જતા, કર્મ જડતામાં લોકો પડતા હોય છે અને કર્મમાત્રનો ત્યાગ કરીને જટિલ, મુંડી કે લુંચિત કેશ જેવાં ચિહ્ન ધારણ કરનારા સાધુજનો સમાજમા વધતા જાય છે નાસ્તિક દર્શનોની સાથે સાથે આસ્તિક અને અર્ધ-આસ્તિક દર્શનોના કર્મજડતાનો નિરાસ કરીને શુદ્ધ સાત્વિક વેદ પ્રધાન સનાતન ધર્મના સ્થાપના કરવા માટે શ્રી શંકરાચાર્યને સારો પરિશ્રમ કરવો પડેલો છે. પોતાનાજ ગણાતા છતાપણ વેદથી બાહ્ય રહેલા-પેલા કાપાલિકો, ભૈરવો, શક્તિપૂજકો અને તાન્ત્રિકોનાં બળ એ યુગમાં ઘણી સારી રીતે જામેલા છે રાજાઓ અને મહારાજાઓ પર પ્રભાવ જમાવીને પોતાની મલિન વિદ્યાથી વિશેષ સ્થાન અને પ્રતિષ્ઠા જમાવનારા કેટલાક સાધુઓ,

ભિક્ષુઓ અને કાપાલિકો સાથે સીધા સંઘર્ષમાં આવીને ભગવાન શંકરાચાર્યે સનાતન ધર્મપર જે જડતાનાં આવરણ આવ્યા હતાં, તેને ખંખેરી નાખ્યાં છે.

આ યુગના વિશિષ્ટ દાર્શનિકોમાં કુમારિલ ભટ્ટ, પ્રભાકર અને મંડન મિશ્રનાં નામ વિશેષ પ્રસિદ્ધ છે. મીમાંસા શાસ્ત્રના એ ધુરંધર અગ્રગામીઓમાં ભાટ્ટમત અને ગુરુમતનો આજે પણ મીમાંસા દર્શનમાં પ્રમાણ ગણાય છે. મંડનમિશ્રની મીમાંસા દર્શનપરની કૃતિ પ્રસિદ્ધ નથી તેમજ ભગવાન શંકરાચાર્યે તેમને અપનાવી લીધા અને તે રીતે મીમાંસાના ગઢમાં પોતાનું ગાબડું પાડ્યું, એ બાબત ઘણીજ પ્રસિદ્ધ છે. ભવભૂતિ ઉમ્બેકાચાર્ય તરીકે પ્રસિદ્ધ થયા છે જ્યાં વેદાન્તદર્શન તરફ તેમની ભાવના સંપૂર્ણ રીતે ઢળે છે, તે તેમના ઉત્તરરામચરિતની કૃતિથી જણાઈ આવે છે.

દર્શનોની એકવાક્યતા લાવીને મતમતોનો-સમન્વય સાધવાનો વિશિષ્ટ યત્ન શ્રી શંકરાચાર્યે કરેલો છે. તે માટે આ યુગમાં જે જે વિવિધ ઉપાસનાઓ હતી, તે બધીમાં એકરૂપતા જોઈને, તેમણે પંચાયતન દેવની પ્રતિષ્ઠા કરી અને ગણેશ, ગૌરી, રુદ્ર, સૂર્ય અને વિષ્ણુ જેવા વિશિષ્ટ દેવોની એકજ સ્થાને સ્થાપના કરી.

તા. ૮-૫-૫૭ ના રોજ શ્રી શંકરાચાર્યની જન્મભૂમિ કાલડી ગામમાં આચાર્ય શ્રી વિનોબાની અધ્યક્ષતામાં 'સર્વોદય સંમેલન' ભરાયું હતું, તે પ્રસંગે શ્રી વિનોબાએ 'શ્રી શંકરાચાર્યને સ્મરણાંજલિ' આપી હતી; તે વિશેષ સ્મરણીય છે.

તેમણે જણાવ્યું હતું કે 'બચપણથી શ્રી શંકરાચાર્યના ગ્રંથોનો મને સતત પરિચય રહ્યો છે. આ જીવનમાં શંકરાચાર્યના ચરણોમાં મારે મારી સેવા સમર્પણ કરવી હતી. એમના ગ્રંથ

(સુરબોધ) નું મેં જે સંપાદન કર્યું છે, તે એક મોટી સેવા છે, એમ હું માનતો નથી; એ તો એક નાની ચીજ છે. મારા મન ઉપર એમનો ઘણો ઉપકાર છે. એમના ગ્રંથો મેં ઘણીવાર વાંચ્યા છે, શીખવ્યા પણ છે તે પણ હું કોઇ મોટી વાત માનતો નથી; પરંતુ જે વિચારો એમણે શીખવ્યા છે, તે હું ક્ષણભર પણ ભૂલ્યો નથી. તેમનો વૈરાગ્ય એટલો બધો અસાધારણ હતો કે આવડી વિશાળ સૃષ્ટિ એની દૃષ્ટિમાં મિથ્યા–તુચ્છ હતી અને એટલા વૈરાગ્યની સાથે અનુરાગ પણ એટલો જ હતો. જગતને મિથ્યા માનનારો કોઇ કદાપિ જગતનો સેવક બની શકતો નથી; પરંતુ એ ભારતના મહાન સેવક હતા. ભારતની સેવા માટે એ દેશભરમાં ઘૂમતા હતા સમાજમાં જે જડતા હતી, જે બુરાઇ હતી, તેનો તેમણે સખ્ત વિરોધ કર્યો અને તેને માટે એમને સહન પણ કરવું પડ્યું.

એમણે હિંદુ ધર્મને મોટી જડતામાંથી બચાવી લીધો. જો શંકરાચાર્ય નહોત તો જેમ પશ્ચિમમાં વિજ્ઞાનની સામે ખ્રિસ્તી ધર્મનો વિરોધ થયો તેમ અહિં પણ થાત. યુરોપમાં ચર્ચ ધર્મ સંસ્થાએ વિજ્ઞાનની સામે કેટલો પ્રચંડ વિરોધ ઉઠાવ્યો તે જાણીતું છે. પરંતુ શંકરાચાર્યે સ્પષ્ટ કહી દીધું કે, ધર્મ વિજ્ઞાનનો કોઇ રીતે વિરોધ કરી શકે નહિં, વિજ્ઞાનનો વિષય જુદો છે અને ધર્મનો વિષય જુદો છે, વિજ્ઞાનનો વિષય છે સૃષ્ટિજ્ઞાન અને ધર્મનો વિષય છે આત્મજ્ઞાન. બંનેના વિષયો જુદા જુદા છે. તે એક બીજાના પૂરક છે; વિરોધી નથી. ઊલટું તેમણે તો એવું અદ્ભુત લખ્યું છે કે, 'न हि श्रुतिशतम् अपि अग्निः अनुष्ण इति ब्रुवत् प्रामाण्यम् उपैति'– સેંકડો શ્રુતિવચન 'અગ્નિ ઠંડો છે' એમ કહે તો પણ તે પ્રમાણભૂત થઇ શકતું નથી. કોઇપણ Rationalist યુક્તિવાદી એક વાક્ય લખી શકે તેવું આ વાક્ય છે. કયો યુક્તિવાદી તેનાથી વધારે સુયુક્ત કાંઇ કહી શકે? તે છતાં પણ તે ઘણા નમ્ર હતા અને શ્રુતિને તેઓ તેમના

માતા પિતા સમાન માનતા હતા. શ્રુતિમાં તેમની એટલી બધી શ્રદ્ધા હતી કે 'શ્રુતિની એકવાક્યતા' માટે એમણે એટલી બધી મહેનત ઉઠાવી, તે તેમનાં ગ્રંથોમાં જ્યાંહ આવે છે. તેમનાં બધાં ભાષ્યો એટલે શ્રુતિ વચનોની એકવાક્યતા. શ્રુતિમાં આટલી અસાધારણ નિષ્ઠા હોવા છતાં શ્રુતિવચન વિજ્ઞાનની વિરુદ્ધ કાંઈ કહે તો તે પ્રમાણભૂત નહીં માનવું એવું એમણે લખી દીધું. તેને પરિણામે હિંદુ ધર્મ જડતામાંથી મુક્ત થયો અને ધર્મશ્રદ્ધા બુદ્ધિયુક્ત બની.

હું એમ માનું છું કે હિંદુધર્મ અને હિંદુસ્થાન ઉપર એમનો મોટો ઉપકાર થયો છે. તેમના અનેક શિષ્યોએ હિંદુસ્થાનને આગળ કર્યું. ત્યાં બંગાળમાં રામકૃષ્ણ પરમહંસ થઇ ગયા; તે શાંકર વિચારના અનુયાયી હતા. અહિં રમણ મહર્ષિ થઇ ગયા. તેમની બધી સાધના શાંકરવિચારના આધારે થઈ છે. આપણા આ પ્રદેશમાં નારાયણગુરુ થઈ ગયા તેમની તમામે તમામ વિચારસરણિ શાંકરવિચાર પ્રમાણેની છે. ત્યાં મહારાષ્ટ્રમાં જ્ઞાનેશ્વર મહારાજ થઇ ગયા; જે ત્યાંના જ્ઞાનીઓના ગુરુ મનાય છે. તેમના બધા વિચાર શાંકરવિચાર અનુસાર છે. એ પ્રમાણે આખા હિંદુસ્થાનમાં એમના વિચારનો પ્રચાર થયો છે.



# પ્રકરણ ત્રીજું

## — ગુરુપરંપરા —

नारायणं पद्मभवं वसिष्ठं शक्तिश्च तत्पुत्र-पराशरं च ।
व्यासं शुकं गौडपदं महान्तं गोविन्दयोगीन्द्रमहं प्रपद्ये ॥

અદ્વૈત-વેદાન્તના આદિ પ્રવર્તક તે ભગવાન નારાયણ તેમણે સર્જનના આરંભમાં ચતુરાનન બ્રહ્માને ઉપદેશ આપ્યો. બ્રહ્માજીએ પોતાના પુત્ર અને આદિ પ્રજાપતિ વસિષ્ઠ મુનિવરને તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમજાવ્યું. તે મુનિવરે પોતાના શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ પુત્ર શક્તિ મુનિને ઉપદેશ આપ્યો. તે શક્તિમુનિના પુત્ર પરાશર અત્યંત મેધાવી અને પ્રભાવશીલ હતા. મુનિવર વસિષ્ઠે તે પરાશર મુનિને તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમજાવ્યું, તે પરાશર મુનિએ પોતાના પુત્ર પારાશર વેદવ્યાસ મહારાજને પરંપરાગત આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો. તે વેદવ્યાસ મહારાજે પોતાના વીતરાગ પુત્ર શુકમુનિને તે આત્મજ્ઞાન બતાવ્યું. તે શુકમુનિએ અવધૂત યોગિવર શ્રી ગૌડપાદ મહારાજને તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમજાવ્યું અને તે ગૌડપાદ મુનિવરે યોગિવર ગોવિન્દાચાર્ય મહારાજને પરંપરાગત તત્ત્વજ્ઞાનનું ગૂઢ રહસ્ય સમજાવ્યું.

शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ।
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥

ભગવાન શ્રી શંકરાચાર્ય તે શંકર મહાદેવનું સ્વરૂપ છે અને ભગવાન શ્રી વેદવ્યાસ તે વિષ્ણુ નારાયણનું સ્વરૂપ છે અર્થાત્ નારાયણ

વેદવ્યાસે બ્રહ્મ સૂત્રોની રચના કરી; તેની પર ભગવાન શંકરાચાર્યે ભાષ્યની રચના કરી.

कृते ज्ञानवदः सत्यः त्रेतायां दत्त एव च।
द्वापरे व्यासनामा तु कलौ शंकरनामधृक्॥

* * * *

પૂર્વ અને પશ્ચિમ કહો કે પ્રાચીન અને અર્વાચીન કહો, સંસ્કૃતિની નજરે બન્ને વચ્ચે એક મોટો તફાવત જોવાને મળે છે. પૂર્વની દૃષ્ટિ પૂર્ણતાને અનુભવે છે, પશ્ચિમની દૃષ્ટિ અપૂર્ણતામાં અથડાય છે. એક મંડનની મતિને સેવે છે અને પરંપરાનું રક્ષણ કરે છે, તો અન્ય ખંડનની મતિ સેવે છે અને પૂર્વ મતનું ખંડન કરીને પરમત આગળ વધે છે. પૂર્વ અને પશ્ચિમની જીવનસરણિ પણ એજ રીતે ઘડાઈ છે.

પશ્ચિમની સંસ્કૃતિનો ઇતિહાસ જોઇએ, તો જણાશે કે ત્યાંના દાર્શનિક ફિલસૂફોને ધર્મથી જુદા પડવું પડ્યું છે ધર્માચાર્ય પોપના અસંતોષમાંથી ધર્મવિરુદ્ધ પ્રવૃત્તિઓ શરુ થઈ છે. તેની કાળી છાયા વિજ્ઞાન અને દર્શનની વિચાર સરણિપર પડી છે; તેમાંથીજ ડારવીનનો વિકાસવાદ જન્મ લે છે અને તે પ્રાચીન માન્યતાઓ અને વિશ્વાસોનું ખંડન કરે છે. ડારવીનની પોતાની માન્યતાઓ સિદ્ધાન્ત રૂપે પ્રતિષ્ઠિત થાય, ત્યાં તો એકબાજુ આઈન્સ્ટાઈનનો સાપેક્ષવાદ જન્મે છે તો થોડાજ વખતમાં ફ્રોઇડનો સ્વચ્છંદ વાદ અને તેથી જુદો પડતો કાર્લમાર્કસનો સમાજવાદ જન્મ લે છે.

એ વાદો એકમેકના પૂરક કે પોષક બનતા નથી; પરંતુ વિરોધક અને બાધક બને છે. સમાજ પર તેની માઠી અસર પહોંચે અને તેથીય વિશેષ હાનિ ધર્મની પ્રતિષ્ઠામાં થાય છે. ધર્મ રાષ્ટ્ર અને સમાજનું

ધન મટી જઈ, વ્યક્તિગત ખાનગી મીલકત જેવા બની જાય છે. દર્શન, સમાજ, રાષ્ટ્ર, રાજ વગેરેની છૂટથી સારી રીતે ચર્ચા થાય, પરંતુ ધર્મની ચર્ચાને સભ્યતાથી વિરુદ્ધ ગણવામાં આવે છે. 'તમારી શું માન્યતા છે'? એ પ્રકારનો પ્રશ્ન સભ્ય 'સમાજનો પ્રાણ બને છે 'અને 'મારું માનવું આમ છે' તે બુદ્ધિમત્તાનું ચિન્હ ગણાય છે. ગ્રંથો, શાસ્ત્રો, સંતવચનો ટાંકવા; એ તો બુદ્ધિની સ્વતંત્ર વિચારણાની ઉણપ ગણાય છે, વિદ્વત્તાની ખામી ગણાય છે.

આ પ્રકારની વિચાર સરણિપર બંધાએલા વાદો અને મતો ક્ષણિકજીવી અને ચિર વિનાશી બના જાય છે. તેનો સાર એક શ્લોકમાં આ પ્રમાણે છે.

यत्नेनानुमितोऽप्यर्थः कुशलैरनुमातृभिः ।
अभियुक्ततरैरन्यैरन्यथैवोपपद्यते ॥

અનુમાન પર મુખ્ય આધાર રાખનાર કુશળ વિદ્વાનોએ યુક્તિઓ અને પ્રયુક્તિઓના વિપુલ પ્રયત્ને એક પદાર્થ (એક વાદ કે માર)નો અનુમાન દ્વારા નિશ્ચય કરેલો હોય છે, પરંતુ તે પછી થએલા બીજા વિદ્વાનોએ તેમનાથીય વિશેષ યુક્તિઓ પ્રયુક્તિઓ દ્વારા પહેલાંના પ્રતિપાદિત કરેલા પદાર્થ (વાદ કે માગ)નું બીજી રીતેજ (ખંડન કે) પ્રતિપાદન કરેલું હોય છે.

આપણા પ્રાચીન શાસ્ત્રો અને દર્શનોમા આ બંને વિચાર-સરણિઓ પર સ્પષ્ટ પ્રકાશ ફેંકવામાં આવેલો છે અને આસ્તિક નાસ્તિકની વ્યાખ્યા કરતા જણાવેલ છે કે '**अस्ति वेदाः स्वतंत्रं प्रमाणमिति मतिर्यस्य स आस्तिकः** (વેદ સ્વતંત્ર પ્રમાણ છે, ને મતિ ધરાવનાર આસ્તિક) ***नास्ति वेदाः स्वतंत्रं प्रमाणमितिमतिर्यस्य स नास्तिक*** (વેદ સ્વતંત્ર પ્રમાણ નથી, તે મતિ ધરાવનાર નાસ્તિક છે)

એ વેદ તેજ શ્રુતિ અને શ્રુતિને અનુસરે તે સ્મૃતિ  અન્ય આસ્તિક તાઓની જેમ વેદાન્ત દર્શન પણ શ્રુતિ અને સ્મૃતિને અનુસરે છે અને શબ્દનેજ મુખ્ય પ્રમાણ ગણે છે તેજ શ્રુતિનું મુખ્ય શિર તે વેદાન્ત છે અને તે વેદાન્ત સાહિત્યમાં ઉપનિષદો મુખ્ય છે. ગુરુ અને શિષ્યના સંવાદોથી પરંપરાએ આ ઉપનિષદોનું રક્ષણ કર્યું છે બ્રાહ્મણગ્રંથો અને ઉપનિષદોમાં અનેક ગુરુપરંપરાઓ આપવામાં આવી છે બૃહદારણ્યક ઉપનિષદના મધુ બ્રાહ્મણમાં એક ગુરુપરંપરા અત્યંત જાણીતી છે

એ ઉપનિષદોના જ્ઞાન વિજ્ઞાનનો સમન્વય કરવાના ત્રણ પ્રયત્નો થાય છે  ઉપનિષદોના સારનું દોહન ભગવદ્ગીતા, તે પહેલો પ્રયત્ન, ઉપનિષદોના સિદ્ધાન્તોનું સ્પષ્ટીકરણ ગૌડપાદ કારિકા તે બીજો પ્રયત્ન અને ઉપનિષદોના વાક્યોનો સમન્વય વ્યાસના બ્રહ્મસૂત્રો, તે ત્રીજો પ્રયત્ન છે. ઉપનિષદોની જેમ આ ગ્રંથો પણ પરંપરાનો સ્પષ્ટ નિર્દેશ કરે છે જેમકે—

इम विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥

આ અવ્યય યોગ વિવસ્વાન સૂર્યને કહ્યો, તેમણે મનુને કહ્યો, મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. ઇક્ષ્વાકુએ રાજર્ષિઓને કહ્યો તેજ રીતે પ્રાચીન અનેક વાદોનો ઉલ્લેખ માંડૂક્યકારિકામાં છે

प्राणादिभिरनन्तैश्च भावैरेतैर्विकल्पित

પ્રાણ વગેરેને મુખ્ય તત્ત્વ માનનારા અનેક વાદોએ વિકલ્પ રચેલા છે, એમ જણાવીને ચાર્વાક, સાંખ્ય, શૈવ, વાત્સ્યાયન, પૌરાણિક, દૈવિક, શૂન્ય, ધાતુ, મીમાંસક વગેરે અનેક વાદોના ઉલ્લેખમાં એક યા બીજી રીતે પરંપરાનાં દર્શન થાય છે

તેજ રીતે બ્રહ્મસૂત્રોમાં બાદરાયણ વ્યાસે બાદરિ, કાર્ષ્ણાજિનિ, આત્રેય, ઔડુલોમિ, આશ્મરથ્ય, કાશકૃત્સ્ન, જૈમિનિ, કાશ્યપ વગેરે આચાર્યોના નામનો ઉલ્લેખ પણ પરંપરાનો દ્યોતક બની રહે છે.

ભગવાન શ્રીશંકરાચાર્ય અને તેમના પછી શિષ્યકોટિમાં પ્રવિષ્ટ આચાર્યોએ પ્રાચીન પરંપરાનાં ઘણીજ સુંદર રીતે રક્ષણ કરેલાં છે અને આજે પણ શ્રી શંકરાચાર્યનાં વિવિધ પીઠ સ્થાનો પર બિરાજમાન શંકરાચાર્ય પરંપરાના આગ્રહી છે, તે પ્રાચીન સંસ્કૃતિના સુરક્ષણ તરીકે અત્યંત આવશ્યક છે,

અદ્વૈત વેદાન્તના પ્રથમ પ્રવર્તક નારાયણ સર્જનકાળના આરંભે ચતુર્મુખ બ્રહ્માને પ્રથમ ઉપદેશ આપે છે, તેને ગ્રહણ કરીને બ્રહ્માજીએ સર્જનના કાર્યની શરુઆત કરી છે, તે આદિપ્રજાપતિ વસિષ્ઠ મહારાજ બ્રહ્માજીના માનસપુત્ર છે અને બ્રહ્માજી પાસેથી અદ્વૈત વેદાન્તનો ઉપદેશ મેળવે છે. અનેક રાજવંશોના કુલગુરુ બનેલ તે વસિષ્ઠ મહારાજને શક્તિ નામે એક મેધાવી પુત્ર પ્રાપ્ત થાય છે; તેને અદ્વૈત વેદાન્તનો ઉપદેશ આપે છે, પરંતુ શક્તિ મુનિનું અકસ્માત અવસાન થવાથી, તેના પુત્ર પરાશર વસિષ્ઠ મહારાજ પાસેથી પરંપરાએ સુરક્ષિત રાખેલ અદ્વૈત વેદાન્તનો ઉપદેશ મેળવે છે.

પુરાણોના પ્રવર્તક તરીકે પરાશરમુનિ પ્રસિદ્ધ છે. પરાશર સંહિતા તેજ વિષ્ણુ પુરાણ છે અને તેમાં પરાશર અને મૈત્રેયનો સંવાદ છે. મૈત્રેયને ભાગવત પુરાણનો ઉપદેશ પણ પરાશર મુનિએ આપેલો છે. તેજ પરાશર મુનિએ પરંપરાથી પ્રાપ્ત થએલ અદ્વૈત સિદ્ધાન્તનો ઉપદેશ પોતાના પુત્ર પારાશર–વેદવ્યાસ મહારાજને આપેલો છે. તે વેદવ્યાસે બદરિકા આશ્રમમાં નિવાસ કરીને બ્રહ્મસૂત્રોની રચના કરી અને પોતાના પુત્ર શુકદેવને અદ્વૈત વેદાન્તના સિદ્ધાન્તનો ઉપદેશ આપ્યો છે.

એ શુકમુનિ જન્મથીજ પરિવ્રાજક યતિ બનીને જગતપર ચિરંજીવ તરીકે નિવાસ કરે છે અને અદ્વૈત વેદાન્તની પરંપરા સાચવી રાખે છે. તેથી શ્રી ગૌડપાદ યતિવરને અદ્વૈત સિદ્ધાન્તની પરંપરાનાં જ્ઞાન આપે છે.

જેમ બ્રહ્મસૂત્રોદ્વારા બાદરાયણ વેદવ્યાસ પ્રસિદ્ધ છે તેમજ માંડૂક્ય ઉપનિષદની કારિકાઓના રચયિતા તરીકે ગૌડપાદયતિ જાણીતા છે.

શ્રી ગૌડપાદના ગુરુ શુકદેવ અને તેમના ગુરુ વેદવ્યાસ એ પ્રકારે જે પ્રાચીન ગુરુપરંપરા જોવાને મળે છે તેને આજના ઇતિહાસકારોનો ટેકો નથી, પરંતુ વેદાન્ત સંપ્રદાયમાં આ ગુરુપરંપરાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. શુકદેવે પોતે સિદ્ધશરીરમાં કે જીવન્મુક્ત શરીરમાં પ્રકટ થઇને ગૌડપાદાચાર્યને અદ્વૈત વેદાન્તનો ઉપદેશ આપ્યો હોય, તે સંભવે છે.

આચાર્ય ગૌડપાદ માંડૂક્યકારિકાના પ્રણેતા છે. આ કારિકાનાં ચાર પ્રકરણ છે; તેમાં આગમ પ્રકરણની ૨૯ કારિકાઓ, વૈતથ્ય પ્રકરણની ૩૮ કારિકાઓ, અદ્વૈત પ્રકરણની ૪૮ કારિકાઓ તેમજ અલાતશાંતિ પ્રકરણની ૧૦૦ કારિકાઓ મળીને ૨૧૫ કારિકાઓનો સંપૂર્ણ ગ્રંથ છે. પહેલા પ્રકરણની કારિકાઓ માંડૂક્યોપનિષદની ટીકા રૂપે છે, તેથી ઉપનિષદના છઠ્ઠા વાક્ય પછી નવ કારિકાઓ, સાતમા પછી ૯ કારિકાઓ, અગિઆર પછી પાંચ અને બાર પછી બે કારિકાઓ છે; એ રીતે પ્રથમ પ્રકરણ આગમ પ્રકરણ તરીકે જાણીતું છે. બીજું વૈતથ્ય પ્રકરણ, ત્રીજું અદ્વૈત પ્રકરણ અને ચોથું અલાતશાન્તિ પ્રકરણ છે અને તેમાં અદ્વૈત સિદ્ધાન્તની મૌલિક વિચારણા કરવામાં આવી છે.

ગૌડપાદની કારિકાઓ પર સમીક્ષા કરતાં, કેટલાક આધુનિક વિચારકોનો એવો મત છે કે બૌદ્ધ સંપ્રદાયના નાગાર્જુન અને વસુબન્ધુએ પ્રવર્તાવેલ મહાયાનના માધ્યમિક, યોગાચાર, શૂન્યવાદની છાપ ગૌડપાદની કારિકાઓમાં જોવામાં આવે છે અને ગૌડપાદનો પ્રસિદ્ધ થએલો 'અજાતવાદ' પણ તે રીતે બૌધ સિદ્ધાન્તનોજ એક ભાગ બની રહી છે. વિશેષે કરીને કારિકાના ભાવ અને રચના શૈલીપર માધ્યમિક દર્શનનો પ્રભાવ જોવાને મળે છે. દા. ત.

> 'अस्ति' 'नास्ति' 'अस्तिनास्तीति' नास्तिनास्तीति वा पुनः।
> चलस्थिरोभयाभावैरावृणोत्येव बालिशः ॥

'આત્મા છે', 'આત્મા નથી', આત્મા છે અને નથી', આત્મા નથી, નથી' એ રીતે ક્રમથી ચલ, સ્થિર, ઉભયરૂપ અને ઉભય–અભાવરૂપ એમ ચાર કોટિથી મુર્ખલોકો આત્માને અવિદ્યાથી ઢાંકેલો ઓળખે છે.

> कोट्यः चतस्र एतास्तु ग्रहैर्यासां सदावृतः।
> भगवानाभिरस्पृष्टो येन दृष्टः स सर्वदृक् ॥

આ ચાર કોટિઓ આત્માનો સ્પર્શ કરતી નથી અર્થાત્ આત્મા સત્, અસત્, સદસદ્ – ઉભયાત્મક તથા સન્સદ્ – વિલક્ષણથી અતીત છે; એ રીતે ચતુષ્કોટિ–વિનિર્મુક્ત આત્માનો સાક્ષાત્કાર જેમણે કરેલો હોય, તેજ પોતાને સર્વદર્શી કે સર્વજ્ઞ કહેવડાવી શકે છે.

હવે આજ ભાવ માધ્યમિક કારિકામાં નાગાર્જુને બતાવ્યો છે:–

> न सन्नासन्न सदसन्न चाप्यनुभयात्मकम्।
> चतुष्कोटिविनिर्मुक्तं तत्त्वं माध्यमिका विदुः ॥

માંધ્યમિક લોકો તેને પરમાર્થ તત્ત્વ તરીકે જાણે છે કે જે સત્, અસત્, સદસત્, સત્સદ્ – અભાવ એ રીતની ચાર કોટિઓથી મુક્ત છે.

તેજ રીતે બૌદ્ધ ગ્રંથોના વર્ણન પ્રમાણે બુદ્ધને વિધૂત કોટિચતુષ્ક તરીકે જણાવેલ છે. તેજ પ્રમાણે માધ્યમિકાચારમાં 'મન, વચન અને પ્રપંચથી અતીત પરમાર્થ તત્ત્વ છે' એમ જણાવવામાં આવેલ છે.

એ રીતે બૌદ્ધ દર્શન અને વેદાન્તદર્શન બંનેમાં સરખામણિ જોઈ, વેદાન્તદર્શન બૌદ્ધદર્શનને અનુસરે છે, એ પ્રકારના અનુમાન પર આવનાર વિચારક વિદ્વાનોએ વેદાન્તની પ્રાચીન પરંપરા અને ગુરુપરંપરાથી ઉતરી આવતા સિદ્ધાન્તોની એકસૂત્રતાનો વિચાર કર્યો નથી, એમ કહી શકાય.

આ 'ચતુષ્કોટિ વિનિર્મુક્ત' પદનો વિચાર કરીએ, તો તેનું મૂલ બૌદ્ધ દર્શન નથી; પરંતુ ઉપનિષદો છે. બૃહદારણ્યક અને છાંદોગ્યમા સ્પષ્ટ રીતે સત્, અસત્ અને સદસત્ નો વિચાર કરવામાં આવેલો છે. તુરીય સ્વરૂપ વિષે માંડૂક્ય ઉપનિષદમાં વર્ણન છે કે :—

**નાન્તઃ પ્રજ્ઞં ન બહિષ્પ્રજ્ઞં નોભયતઃ પ્રજ્ઞં ન પ્રજ્ઞાનઘનં ન પ્રજ્ઞં નાપ્રજ્ઞમ્ ।**

તે આત્મા નથી અંતઃપ્રજ્ઞ, નથી બહિષ્પ્રજ્ઞ, નથી ઉભયત (અંદર અને બહાર) પ્રજ્ઞ; નથી પ્રજ્ઞાનઘન, નથી પ્રજ્ઞ અને નથી અપ્રજ્ઞ."

એજ પ્રમાણનો આધાર લઈને ગૌડપાદે કારિકાઓમા પરમાર્થ તત્વનું વિવેચન કરેલું છે તેમજ નારાયણ, બ્રહ્મા, વસિષ્ઠ પરાશર, વેદવ્યાસ વગેરેની પરંપરાથી ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રોમા પ્રતિપાદિત અદ્વૈત વેદાન્તના સિદ્ધાન્તનાં દર્શન ગૌડપાદની કારિકામા

જોવાને મલે છે. કેવળ વાકયોના ભાવ અને ભાષા જોવાથી સમાનતાનો નિર્ણય થતો નથી. બીજી વાત એ છે કે બૌદ્ધ દર્શને વેદનાં પ્રમાણ નહિ સ્વીકારતાં સ્વતંત્ર રીતે પોતાના સિદ્ધાન્તોની સ્થાપના કરેલી છે; પરંતુ કોઇ પણ વિચારક આધાર વિના સ્વતંત્ર સિદ્ધાન્તની સ્થાપના કરી શકતો નથી. પરંપરાગત અદ્વૈત વેદાન્ત પરજ બૌદ્ધદર્શનની વિચારણા જોવાને મળે છે અને તેજ રીતે ગૌડપાદની કારિકાઓની વિચારણા છે અર્થાત ગૌડપાદ કે શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્તો બૌદ્ધદર્શનને અનુસરતા છે, એમ જણાવવા કરતાં, તે બંને વેદાન્તના મહાન આચાર્યોએ પરંપરાગત વેદાન્ત સિદ્ધાન્તનું ફરીથી ઉત્થાન કરેલું છે અને જે કેટલાક મતો બૌદ્ધોના ગણાતા હતા, તેનું નિરાકરણ કરીને, તે વેદ અને ઉપનિષદને અનુસરનારા વેદાન્ત સિદ્ધાન્તના મૌલિક વિચારો છે, એ બાબતની સ્પષ્ટતા કરી આપેલી છે. ગૌડપાદાચાર્યના સમયમાં બૌદ્ધદર્શન અને બૌદ્ધ સંપ્રદાયનું વિશેષ બલ જોવાને મળે છે તે વિશેની સમાલોચના કરતાં ડા. બેલવેલકર* જણાવે છે કે— ગૌડપાદની કારિકાઓ તે સમયની પરિસ્થિતિનું સ્પષ્ટ દર્શન છે, બુધ્ધવાદનો નિરાસ કરીને પ્રાચીન પરંપરાગત અદ્વૈત વેદાન્ત દર્શનની સ્થાપનામાં તેણે સારી પ્રગતિ કરેલી છે, તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે તમે બધી બાબતોની શંકા કરી શકો છો, પરંતુ જે શંકા કરનારા (પ્રમેય આત્મા) છે તે વિષે શંકા નહિં કરી શકો એ રીતે (મન અને વાણીથી અતીત) અનંતને સર્વ અંતવાન પદાર્થોના નિષેધ તરીકે વર્ણવીને તેમણે પરંપરાનું દર્શન કરાવ્યું છે.

શ્રી. ગૌડપાદાચાર્યના શિષ્ય ગુરૂ ગોવિન્દાચાર્ય નર્મદાને કિનારે નિવાસ કરતા હતા. તે એક અદ્ભુત યોગી હતા અને નિત્ય સમાધિમાં

---

* Vedanta Philosophy Part I by S. K. Belvalkar. M. A. P. H.D. T. E. S. CP. 206 Pu-Sankara Vedanta. Gaudapada.

રહેતા હતા. તેમણે કોઇ ગ્રંથની રચના કરી હોય, એવું પ્રસિદ્ધ નથી. 'રસહૃદય' નામના ગ્રંથની રચના તેમણે કરી હોય તેવું મનાય છે, પરંતુ તે રસાયન શાસ્ત્રનો ગ્રંથ છે. ભગવાન શ્રી શંકરાચાર્યના ગુરુ તરીકે તેમને જે ઉત્તમ પ્રસિદ્ધિ મળેલી છે, તેથીજ તેમની વિદ્વત્તા અને પરંપરાગત અદ્વૈત વેદાન્તના પરમ પુરસ્કર્તા તરીકેની યોગ્યતા સર્વોત્તમ કોટીની છે.

અદ્વૈત વેદાન્ત દર્શનની પરંપરામા એ રીતે ભગવાન નારાયણથી આરંભીને ભગવાન ગોવિન્દપાદ સુધીના ક્રમમા એક વિશેષ પૂરવણી થાય છે અને તે ભગવાન શ્રી શંકરાચાર્યની લોકોત્તર પ્રતિષ્ઠા છે. વેદ અને ઉપનિષદના પ્રમાણ પર સ્થાપિત થએલ અદ્વૈત વેદાન્ત દર્શનની સાચી પ્રતિષ્ઠા કરીને તેમજ પ્રસ્થાનત્રયી પર ભાષ્યોની રચના કરી, ભગવાન શંકરાચાર્યે ભારતવર્ષને નવીન જીવન આપ્યું છે તેમજ વેદાન્ત જ્ઞાનના પ્રચંડ કેસરી નાદથી અન્ય સર્વ વાદોને સમાવીને વેદાન્તના અદ્વૈતનાદને ફરીથી જગાડ્યો છે.

કાશી અચ્યુત ગ્રંથમાલા તરફથી રત્નપ્રભા સહિત બ્રહ્મસૂત્ર શંકરભાષ્યનો હિંદી અનુવાદ પ્રગટ થયો છે, તેની ભૂમિકા મહામહોપાધ્યાય પં. શ્રી ગોપીનાથ કવિરાજે (એમ.એ.) લખેલી છે. તેમા પ્રાચીન અદ્વૈતવાદ સાથે શ્રી શંકરાચાર્યના અદ્વૈતવાદની સમાલોચના કરતા (પૃ ૭૧) જણાવ્યું છે કે,

" અદ્વૈતવાદ ભારતવર્ષમાં અત્યંત પ્રાચીન કાલથીજ પ્રચલિત જોવામા આવે છે. ઉપનિષદોમા વારંવાર અદ્વૈતપરક શ્રુતિ વચનો જોવાને મળે છે. મંત્રસંહિતાઓમા પણ અદ્વૈતમતના પ્રકાશનને અવસર મળતો નથી, તોપણ જ્યાં ત્યા પ્રસંગોપાત્ત તેનો સ્પષ્ટ ખ્યાલ જોવાને મળે છે મહાભારત વગેરે ગ્રંથોમા પણ બીજા અન્ય મતોની સાથે

સાથે અદ્વૈતવાદનો પરિચય પણ આપવામાં આવ્યો છે. કાર્ય ન વેદાન્ત સૂત્રકારોમાં પણ અમુક અમુક સૂત્રકાર અદ્વૈત વેદાન્તી હતા; તે બાબત પણ સુપ્રસિદ્ધ છે. ત્યારબાદ બૌદ્ધમતમાં માધ્યમિક તથા યોગાચાર ગણ અદ્વૈતવાદી જોવામાં આવે છે, તેને જ કારણે બુદ્ધના એક નામ તરીકે 'અદ્વયવાદી' નામ સુપ્રસિદ્ધ છે. તેજ રીતે વૈયાકરણ, શાક્ત, શૈવ વગેરે દર્શનો અદ્વૈતવાદને માનતાં જોવાને મળે છે. દિગંબરાચાર્ય સમંતભદ્રે આપ્ત મીમાંસામાં અદ્વૈતપક્ષનો ઉલ્લેખ કરેલો છે તેમજ શાંતરક્ષિત નામના જિન વિદ્વાને તત્ત્વ સંગ્રહમાં પ્રાચીન અદ્વૈતમતનું વર્ણન કર્યું છે. ભવભૂતિ કવિના ઉત્તર રામચરિતમાં અદ્વૈત વેદાન્તના અત્યંત પ્રસિદ્ધ વિવર્તવાદનો સ્પષ્ટ ઉલ્લેખ છે કે:– एको रसः करुण एव विवर्त भेदात् भिन्नः કારણ તે એકજ રસ છે પરંતુ વિવર્તને ભેદ કરીને જુદા જુદા દેખાય છે. કુમારિલ ભટ્ટે પણ શ્લોકવાર્તિકમાં વેદાન્તના અદ્વૈતવાદનો ઉલ્લેખ કરેલો છે.

ઉપર બતાવેલા અદ્વૈતવાદના વિવિધ મતો એકજ પ્રકારના નથી તે વિચારવા જેવું છે. માધ્યમિકોનો શૂન્ય (અદ્વય) વાદ, યોગાચારના વિજ્ઞાન (અદ્વય) વાદ, શાક્તોનો શક્તિ (અદ્વય) વાદ તેમજ વૈયાકરણ અને મીમાંસકો જેવાના શબ્દ (અદ્વય) વાદ, એક રીતે અદ્વૈતવાદ જ ગણાય, તે છતાં દરેક વાદમાં કાંઈને કાંઈ વિશેષતા જોવાને મળે છે.

શ્રી શંકરાચાર્ય તેમજ તેમના પરમ ગુરુ શ્રી ગૌડપાદાચાર્યની પરંપરાથી જે અદ્વૈત વેદાન્ત જોવાને મળે છે તે બીજા બધા અદ્વૈત વાદો કરતાં અનેરી વિલક્ષણતા ધરાવે છે. આ બધા ઉપર જણાવેલા મતમતાંતરોનો પ્રભાવ શ્રી શંકરાચાર્ય પર પડેલો છે કે નહિ તે કહેવું કઠણ છે તોપણ–અર્થાત્ અન્ય મતના પ્રભાવનો સ્વીકાર કરવામાં આવે તોપણ શ્રી શંકરાચાર્યે પ્રચલિત કરેલ અદ્વૈત વેદાન્ત બીજા બધા મતો કરતાં અસાધારણ વિશેષતા ધરાવે છે.

કેટલાક સમાલોચક પંડિતોને તો એવો વિશ્વાસ છે કે 'શ્રી શંકરાચાર્યે બૌધ્ધમતનું અનુસરણ કરીને પણ બૌધ્ધમતનું ખંડન જ કરેલું છે, તેજ રીતે અત્યંત પ્રાચીન શૈવ-અદ્વયવાદનું અવલંબન લઇને શંકરાચાર્યે પોતાના મતની સ્થાપના કરેલી છે, એટલે તો એક વાત પ્રસિદ્ધ છે કે તેમણે સૂત સંહિતાનો આધાર લીધો છે જેમકે,

तामष्टादशधालोच्य शंकरः सूतसंहिताम् ।
चक्रे शारीरकं भाष्यं सर्ववेदान्तनिर्णयम् ॥

ભગવાન શ્રીશંકરાચાર્યે સૂત સંહિતાની અઢારવાર સમાલોચના કરી અને ત્યારબાદ શારીરક ભાષ્યની રચના કરી, જેમાં વેદાન્તના સર્વ સિદ્ધાન્તનો નિર્ણય કરવામાં આવેલો છે.

એ પરથી લાગે છે કે ઉપરના સર્વ મતોના સિદ્ધાન્તની પર્યાલોચના ભગવાન શ્રી શંકરાચાર્યે જરૂર કરી હશે, પરંતુ શંકરાચાર્ય જેવા મહાજ્ઞાની અને મહાયોગીને બીજાના મતનો આધાર લેવો પડે, તે વાતમાં વજૂદ નથી. તેમણે પોતાના જ પ્રભાવથી પરંપરાગત અદ્વૈત વેદાન્તની પુનઃ સ્થાપના કરેલી છે.



## પ્રકરણ ચોથું.

### — અદ્ભુત વ્યક્તિત્વ —

काण्डं ज्ञानपदाभिधं क्षितितले लुप्तं श्रुतेर्मस्तकम् ।
उद्धर्तुं गिरिशो विलोक्य समयं शारीरमाप्यादिभिः ॥
कालट्यां किल केरलेषु सुदिने वैशाखमासे सिते ।
पञ्चम्यां सकलार्थसिद्धिसचिवः श्रीशंकराख्यां वहन् ॥
—संक्षिप्त शांकरजयः ।

પૃથ્વીપર તે સમયે જ્ઞાનકાંડનો લોપ થયો હતો. શ્રુતિના મુખ્ય અંગરૂપે ગ્હેલ-વેદાન્ત-જ્ઞાનકાંડનો ઉદ્ધાર કરવા માટે, સાક્ષાત્ શંકર ભગવાને પોતે વિચાર કર્યો અને શારીરક-વગેરેની રચનાથી વેદાન્તનો ઉદ્ધાર થશે, એમ જોઇને તેમણે પ્રગટ થવાની ઇચ્છા કરી. શંકર ભગવાને પોતે 'શં-કર (સર્વનું ભલું કરનાર)' એ રીતે અર્થવાળું નામ ધારણ કર્યું અને પોતે (દક્ષિણ ભારતના) કેરલ પ્રદેશમાં આવેલ કાલટી-નામના-ગામમાં વૈશાખ સુદી પાંચમને દિવસે સર્વ પદાર્થોની સિદ્ધિઓ સહિત પ્રગટ થયા.

ભગવાન શ્રી શંકરાચાર્ય પ્રકટ થયા, તેમનાં દર્શન કરવા વ્યાસ વગેરે મુનિવરો આવ્યા હતા, તેમની આગળ માતા સતીએ બાલકના અદ્ભુત વ્યકિતત્વનો મહિમા ગાતા જણાવ્યું હતું કે:—

"शिशुरेव किलातिशैशवे यदशेषागमपारगोऽभवत् ।
महिमापि यदद्भुतोऽस्य तद् द्वयमेतद् कुरुते कुतूहलम्" ॥
—शंकरदिग्विजय ।

'ખરેખર, અત્યંત બાલ્યપણમાં જે સર્વ શાસ્ત્રોના પારગત બનેલ છે, તેગજ જેના ચરિતનો મહિમા અદ્ભુત છે, એ બે બાળકો જોઈને આ બાલક અમને વિશેષ કુતૂહલ કરાવે છે '

દક્ષિણ ભારતનો એ કેરલ પ્રદેશ વૃષાદ્રિ પર્વતની તળેટીએ શોભી રહ્યો હતો અને ત્યા પૂર્ણા નદીના શીતલ જળ વહી રહ્યા હતા ભગવાન મહેશ્વર ત્યા સ્વયંભૂ-જ્યોતિર્લિંગરૂપે પ્રગટ થયા કેરલના રાજા-રાજશેખરને સ્વપ્નમા પ્રેરણા મળી અને તેણે ભવ્ય દેવાલયની રચના કરી શિવલિંગના નિત્ય પૂજન-અર્ચન કરવા, તે રાજાએ નાબુદ્રિ કુલના બ્રાહ્મણોને ત્યા વસાવ્યા અને તેમને 'કલટિ' ગામ ભેટ આપ્યુ

એ કુલમાં 'વિદ્યાધિરાજ'-નામે પંડિત થઈ ગયા. કુલ, વય, શીલ વગેરેના સાથે તે પંડિતરાજના વિદ્યા વિશેષે કરીને શોભની હતી સર્વ પ્રદેશમા તેમની ખ્યાતિ સારી હતી

તેમને ત્યાં અત્યંત પવિત્ર અને તેજસ્વી પુત્ર પ્રગટ—થયા તે જ્ઞાનમા શિવ સમાન હતા અને વાણીમા ગુરુ (બૃહસ્પતિ) જેવા હતા, માટે બુદ્ધિમાન પિતાએ 'શિવગુરુ' નામે તે પુત્રને પ્રસિદ્ધિ આપી બાલ્યવયમા ગુરુકુલમાં નિવાસ કરી શિવગુરુએ છ અંગો સહિત ચાર વેદોના અધ્યયન કર્યા સર્વ શાસ્ત્રોમા તે નિપુણ બન્યા તેમજ દેવ અને ગુરુના કૃપાથી તે શિવગુરુ વિદ્યા અને વિનયથી શોભવા લાગ્યા

વિદ્યાધિરાજે ગુરુકુલમા આવીને પોતાના વિનયી પુત્રની પરીક્ષા લીધી અને સર્વશાસ્ત્રોમા પુત્રના કુશળમતિ જોઈને તેમને વિશેષ આનંદ થયો વિનયી શિવગુરુના ઇચ્છા તો સદાકાળ ગુરુકુળમા નિવાસ કરીને નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત પાળવાના હતી, પરંતુ ગુરુ અને પિતાના આજ્ઞાને વશ થઈ, તેમણે પિતાની સાથે પોતાના ગામમાં પ્રવેશ કર્યો કુલીન, વિનયી અને વિદ્વાન તે શિવગુરુને જોઈને ઘણા બ્રાહ્મણો પોતાની કન્યા માટે માગણી કરવા લાગ્યા

વિદ્યાવિશારદે ઘણી સારી પરીક્ષા કરીને મઘપંડિતની કન્યા સતીને પોતાના વિદ્વાન પુત્રને માટે પસંદ કરી અને શુભમુહૂર્તે પોતાના પુત્રનાં તે ભાગ્યશાલી કન્યા સાથે લગ્ન કર્યાં.

ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને તે શિવગુરુ અને સતી શાસ્ત્રવિહિત કર્મ કરતા હતા. પાંચ મહાયજ્ઞો કરીને તે નિત્ય નિયમિત ભોજન લેતાં હતાં. નૈમિત્તક કર્મો કરીને તે કાયાનાં અને વાણીનાં પાપ, તાપ, સંતાપ હરતાં હતાં. કામ્ય કર્મો કરીને તે બંને દેવોને આરાધતાં હતાં; અને તે રીતે ગૃહસ્થાશ્રમને વિશેષ પુણ્યશાલી બનાવતાં હતાં.

શિવગુરુ અને સતી બધી રીતે સુખી હતાં, પરંતુ પુત્રની પ્રાપ્તિ નહિ થવાથી તે બંને ઘણાં જ દુઃખી થઇ ગયાં હતાં. તેમણે પુણ્યનો વિશેષ યોગ પ્રાપ્ત કરવા માટે શિવની આરાધના કરવા માંડી. પાસેના વનમાં નિવાસ કરીને શિવગુરુએ તપ શરૂ કર્યું અને સતી માતાએ પણ વ્રત, જપ, તપ અને નિયમથી પોતાની કાયાને વિશેષ કૃશ બનાવી દીધી.

તે બંનેનાં તપ અને ભક્તિથી શંકર મહાદેવ પ્રસન્ન થયા અને બ્રાહ્મણનો વેશ ધારણ કરીને શિવગુરુને દર્શન આપ્યાં. પોતાના આશ્રમમાં પધારેલ તે શ્રેષ્ઠ વિપ્રના બંનેએ સારી રીતે પૂજન-અર્ચન કર્યાં અને તેમના શુભાશિષ પ્રાપ્ત કર્યાં. સર્વના અંતર્યામી શંકર મહાદેવે તે પુણ્યશાળી દંપતીના મનની ઈચ્છા જાણી લીધી, પરંતુ તેમની પરીક્ષા કરવાની ઇચ્છાથી પૂછ્યું કે:

"હે પુણ્યશાલી શિવગુરુ! હું તમારી પર અત્યંત પ્રસન્ન થયો છું અને તમને પુત્રનું વરદાન આપવા આવ્યો છું, પરંતુ મારે એટલું જાણવું છે કે 'સર્વજ્ઞ અને છતાં થોડાં વર્ષો જીવે, તેવો એક પુત્ર તમારે જોઇએ કે અલ્પજ્ઞ છતાં ઘણાં વર્ષો જીવે, તેવા ઘણા પુત્રો જોઇએ; તે

બંનેમાંથી તમે જે પસંદ કરશો, તે વરદાન હું આપીશ."

શિવગુરુ અને સતી ઘડીભરમાં તો ગુંચવણમાં પડી ગયાં, પરંતુ સારાસારનો વિવેક તેમને હૈયે પ્રગટ થયો હતો, તેથી યોગ્ય નિર્ણય કરતાં, તેમને વાર લાગી નહિ અને તેમણે વિનયથી જણાવ્યું કે પ્રભો ! મારે વિશેષ પુત્રો જોઈતા નથી. ગુણિયલ, વિનયી અને સર્વજ્ઞ એવા એકજ પુત્રથી મારું કુલ પવિત્ર થશે.

'તથાસ્તુ' કહીને શંકરભગવાન અદશ્ય થયા અને તે પુણ્યશાલી પતિ–પત્ની વ્રતની સમાપ્ત કરીને પોતાને ગામ આવી પહોંચ્યાં. પવિત્ર અને વિદ્વાન બ્રાહ્મણોને ભોજન આપી તેમણે તપની પૂર્ણાહુતી કરી અને શિવમહાદેવમાં મન જોડી, બંને પતિ પત્ની પુણ્યકર્મ કરવાં લાગ્યાં.

× × × ×

ભગવાન શંકરને જ્ઞાની ગુરુ તરીકે પ્રકટ થવાનો એ યુગ હતો, ધર્મનું સ્થાન દંભ અને પાખંડે લીધું હતું. વેદ અને બ્રાહ્મણની અવગણના થતી હતી. તપ અને વિદ્યાનાં મૂલ્ય ઘટી ગયાં હતાં.

બ્રહ્મા વગેરે દેવોએ કૈલાસમાં નિવાસ કરતા શંકર મહાદેવનાં દર્શન કર્યાં અને જગતનાં દુઃખો દૂર કરવા વિનતિ કરી.

દેવોની પ્રાર્થનાનો સ્વીકાર કરીને ભગવાન શંકરે ધ્યાન ધર્યું અને શિવગુરુને આપેલ વરદાન યાદ કરી, તે પોતે સતીમાતાને પેટે પ્રગટ થવા તૈયાર થયા.

તે દિવસે સૂર્ય, મંગળ અને શનિ ઉચ્ચ સ્થાનમાં હતા; ગુરુ કેન્દ્ર સ્થાનમાં હતો. શુભ ગ્રહોની દૃષ્ટિ શુભ લગ્નમાં પડતી હતી, તે રીતનો શુભ યોગ, દિન, વાર વગેરે મળતાં સાક્ષાત શંકર સદાશિવ

સતીને પેટે પ્રગટ થયા. તેમના જન્મથી જગતના સર્વ પદાર્થો મંગલરૂપ બની ગયા. શિવગુરુ પુત્રનું સુખ પામીને વિશેષ પ્રસન્ન થયા. જ્યોતિષી બ્રાહ્મણોને બોલાવી, તેમણે પુત્રની જન્મકુંડલી ઘડાવી અને ફલાદેશ સાંભળીને બંને માતા પિતા વિશેષ પ્રસન્ન થયાં.

ભગવાન-શંકરની કૃપાથી તે પુત્ર પ્રાપ્ત થયો હતો અને તે પુત્ર સર્વનાં શં-સુખ કર-વધારનાર હતો, માટે તે પુત્રનું નામ શંકર રાખવામાં આવ્યું.

તે બાલકનાં ચરિત્ર અદ્ભુત હતાં. તેણે પહેલાં વાણી પ્રાપ્ત કરી અને પછી નાની પગલીઓ પાડીને ગતિ શરુ કરી. પહેલે વર્ષે તો તે બાલકે સર્વ વર્ણોનું રહસ્ય મેળવી લીધું અને બીજે વર્ષે લિપિનું વાચન પુરું કર્યું. ત્રીજે વર્ષે ચૌલસંસ્કારથી તે બાળક અગ્નિની જેમ વિશેષ તેજથી દીપવા લાગ્યો અને માતપિતાનાં સુખોમાં વિશેષ વધારો કરતો હતો. શિવગુરુનો દેહ વિશેષ જીર્ણ-શીર્ણ થયો હતો અને પુત્ર પ્રાપ્તિથી તેમની સર્વ આશાઓ પૂર્ણ થઇ હતી, તેથી શિવગુરુએ પોતાના ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો અને તે કૈલાસવાસી થયા.

માતા સતીએ પતિનો વિયોગ સહન કરીને પણ પુત્રને વિશેષ સંસ્કાર આપવા પોતાનું જીવન ધારણ કર્યું. તે પુત્ર અત્યંત બાલ્યવયે પણ માતાની સેવામાં કુશળ હતો. ચાર વર્ષે તો કાવ્ય, વ્યાકરણ અને તર્કમાં તે શંકરે પોતાની સ્વતંત્ર કુશળતા પ્રાપ્ત કરી લીધી.

સતીમાતાએ પાંચમું વર્ષ બેસતાંજ, અગ્નિહોત્રી બ્રાહ્મણો અને વેદપાઠીઓને બોલાવી, પોતાના સંબંધી કુટુંબીજનોની સહાયથી બાલક શંકરને ઉપનયન સંસ્કાર કરાવ્યા. સતીમાતાએ એકના એક પુત્રનો વિયોગ સહન કરીને પણ તેને ગુરુકુલમાં જવાની આજ્ઞા આપી.

ગુરુકુલમાં શંકરે નિવાસ કર્યો અને ગુરુજનની સેવા-શુશ્રૂષા કરીને સર્વ વિદ્યાઓ પ્રાપ્ત કરી. જન્મથીજ અદ્ભુત પ્રતિભા પ્રગટ થઇ હતી અને સર્વજ્ઞતાનું પદ પ્રાપ્ત થયું હતું; તો પણ જેમ નીલમણિને પહેલ પાડવામાં આવે, તેમ શંકરને સર્વ સંસ્કારો આપવામા આવ્યા; તે તેમની પ્રતિભા અને અલૌકિક શક્તિમા વિશેષ કરીને ઓપી રહ્યા હતા. થોડાજ કાલમાં તેમણે ચૌદ વિદ્યાસહિત વેદત્રયીમાં સરલ ગતિ કરી લીધી અને સાતમે વર્ષે તો ગુરુને પણ આદર જાગે, તેવી સહજ મૌખિક પ્રતિભાથી તેમની વિદ્યા વિશેષ જ્ઞાન અને વિજ્ઞાનથી શોભવા લાગી.--

ગુરુકુલમાં નિવાસ કરીને તે શંકર યમ અને નિયમોનાં પાલન કરતા હતા. સર્વ વિદ્યાર્થી બંધુઓ સાથે તે દર્ભ અને કુશ લેવા વન ઉપવનમા જતા હતા. ગુરુની સેવા અર્થે જલનો કુંભ ભરી લાવતા હતા અને પાસેનાં ગામમાં જઇને માધુકરી માંગી લાવતા હતા. ગૃહસ્થ જનો અને તાપસીજનો તે શંકરનાં દર્શન કરી પોતાના જીવનને ધન્ય ગણતા હતા અને તેમના પ્રીતિભર્યાં મધુર વચનો સાંભળી, વિશેષ આનંદ પ્રાપ્ત કરતાં હતાં. ગુરુજન અને વિદ્યાર્થી બંધુઓમાં સરખી રીતે પ્રેમ મેળવનાર તે શંકર ટૂંકાજ કાળમાં સર્વ વિદ્યાઓમાં પારગામી બની ગયા હતા.

સાતમે વર્ષે તો શંકરે સર્વ વેદો સહિત ચૌદ વિદ્યાઓ મેળવી લીધી અને જ્યારે બીજા વિદ્યાર્થીઓ વિદ્યામા પ્રવેશ કરે, ત્યારે તો શંકર સર્વવિદ્યાઓના સ્નાતક બની ગયા હતા. ગુરુદેવે પ્રસન્ન થઈને તે અદ્ભુત પ્રતિભાશાલી બાલકને સમાવર્તન સંસ્કાર આપ્યા અને ઘેર જવાને વિદાય આપી.

વૃદ્ધ સતીમાતા પોતાના બાલકનાં અદ્ભુત ચરિત્ર જાણી ઘણુંજ

પ્રસન્ન થયાં. બાલક શંકરે પોતાને ઘેર નિવાસ કરીને વિદ્યાનાં દાન આપવા માંડ્યાં. તેમની પાસેથી વિદ્યા પ્રાપ્ત કરવા દૂર દૂરથી શિષ્યો આવવા લાગ્યા. મોટા મોટા યોગીઓ અને જ્ઞાનીજનો પણ તેમની પાસે આવીને ઉપદેશ લેતા હતા.

તે શંકર માતા સતીની એકનિષ્ઠાથી સેવા કરતા હતા. વેદોનાં અધ્યયન કરતા હતા. સવારે અને સાંજે વિધિ પ્રમાણે અગ્નિ અને સૂર્યનાં પૂજન-અર્ચન કરતા હતા; તેમજ બ્રહ્મચર્યવ્રતમાં નિષ્ઠા રાખીને સર્વ જનોનો આદર સત્કાર કરતા હતા.

પુત્ર શંકરને પ્રાપ્ત કરી, 'સતીમાતા સર્વરીતે પ્રસન્ન થયાં હતાં. પોતાના જીવનની સફળતા મેળવીને તે માતા નિત્યનિયમિત ધર્મકર્મમાં નિરત રહેતાં હતાં, તે કાલટીગામ પૂર્ણા નદીને કિનારે વસેલું હતું અને માતા નિત્ય નિયમિત પૂર્ણા નદીમાં સ્નાન કરવા જતાં હતાં.

વૃદ્ધાવસ્થાને કારણે માતાને પૂર્ણાપર દરરોજ જવાનુ કષ્ટ પડતું હતું, તે દૂર કરવા શંકરે નદીની પ્રાર્થના કરી અને તે પ્રાર્થના સફળ કરવા પૂર્ણા માતા સતીના ઘર પાસે વહેવા લાગી.

શંકરની અલૌકિક પ્રતિભાનો પ્રકાશ સર્વત્ર ફેલાવા લાગ્યો હતો. કેરલદેશનો રાજા ચંદ્રશેખર શંકરની કીર્તિ સાંભળીને ખૂબજ પ્રસન્ન થયો. તે રાજા પોતે કવિ હતો અને તેણે ત્રણ નાટકોની રચના કરી હતી. શંકર પાસે આવીને તે રાજાએ સોનામ્હોરની ભેટ ધરી અને પછી પોતાનાં રચેલાં નાટકો સંભળાવ્યાં. શંકરે તે નાટકો ખૂબજ રસથી સાંભળ્યાં અને તે વિષે ખૂબ રસભરી ચર્ચા કરી. રાજા બધીજ રીતે સુખી હતો; પરંતુ તેને પુત્રનુ સુખ ન્હોતું. શંકર તેના મનની ઇચ્છા સમજી ગયા અને તે રાજાને કામ્યેષ્ટિ યજ્ઞ કરવાની આજ્ઞા આપી.

રાજાએ પોતાની રાજધાનીમાં ગયા પછી, ઉત્તમ કર્મકાંડી બ્રાહ્મણોને બોલાવી કામ્યેષ્ટિ યજ્ઞ કરાવ્યો અને તે પુણ્યના પ્રતાપે રાજાને ઘેર પુત્રની પ્રાપ્તિ થઇ.

માતાસતી પોતાના વિદ્વાન અને ગુણિયલ પુત્રને જોઇને ખૂબજ રાજી થતી હતી. તેના હૃદયની ઇચ્છા તો પુત્રને ગૃહસ્થ જોવાની હતી; પરંતુ શંકરનાં વિદ્યાભ્યાસંગ અને બ્રહ્મચર્ય વ્રતનાં પાલન એટલાં તો ઉત્તમ હતાં કે માતા શંકર પાસે તે વિષે કાંઇ બોલી શકતી ન્હોતી.

શિવગુરુ અને સતીમાતાના પુત્ર તે સાક્ષાત શંકરના અવતાર છે, તે વાત જાણીને એક સમયે મુનિઓ તે શંકરનાં દર્શન કરવા આવી પહોંચ્યા. આ મુનિઓમાં ચિરંજીવી ઉપમન્યુ, દધીચિ, ગૌતમ, ત્રિતલ, અગસ્ત્ય વગેરે હતા. તે મુનિઓને જોતાંજ શંકરે તેમનું સ્વાગત કર્યું અને માતાને હાથે તેમનાં પૂજન-અર્ચન કર્યાં. શંકરની સાથે તે મુનિઓ શાસ્ત્રની ચર્ચા કરવા લાગ્યા અને તેમની અદ્ભુત પ્રતિભા જોઈને મુનિવરો ઘણાજ પ્રસન્ન થયા. સતીમાતાએ હાથ જોડીને પૂછ્યું કે 'હે મુનિવરો' બાલક અતિશય નાની વયમાં સમગ્ર શાસ્ત્રોની પારે પહોંચી ગએલ-પારંગત વિદ્વાન છે. તેનાં ચરિત અને મહિમા અદ્ભુત છે, તેથી મને ખરેખર કુતૂહલ થાય છે. મારાં એવાં તો કયા પુણ્ય છે કે જેનો ઉદય થયો છે! આપ સર્વ મુનિવરો સર્વજ્ઞ છો, તો મારી પર કૃપા કરીને મારી જીજ્ઞાસા પૂર્ણ કરો.'

તે મુનિવરોએ શંકરના પિતા શિવગુરુનાં તપનો મહિમા ગાયો અને શંકરે આપેલ વરદાન યાદ કરાવીને સતીમાતાને જણાવ્યું કે 'હે સતીમાતા! તમારા પતિદેવે અલ્પ-આયુષ્યનો છતાં સર્વજ્ઞ પુત્ર વરદાનમાં માગ્યો હતો, તેથી તમારે ત્યાં સાક્ષાત શંકર પ્રગટ થયા છે. તે સામાન્ય જનોના જેમ સંસારી ગૃહસ્થ થશે નહિ, તેમજ લાંબુ

આયુષ્ય પણ ભોગવશે નહિં. શંકરનું આયુષ્ય ફક્ત સોળજ વર્ષનું છે, પરંતુ વેદવ્યાસ પ્રસન્ન થતાં, તેમને બીજાં સોળ વર્ષ મળશે.'

સતીમાતાને એ રીતે ભવિષ્યવાણી જણાવીને મુનિવરોએ શંકરની વિદાય લીધી. સતીમાતા તો ભવિષ્યવાણી સાંભળીને ખૂબજ દુઃખી થઈ ગયાં. તેઓ ખાવા-પીવાનું પણ ભૂલી ગયાં અને શંકરનીજ ચિંતા કરવા લાગ્યાં. શંકરે માતાને વૈરાગ્ય બોધ આપતાં ઉત્તમ વાણીથી જણાવ્યું કે,

'માતાજી! આ કલેવર તો નાશ પામવાનું છે, તેમાં તમે શામાટે આટલો બધો મોહ રાખો છો. આ દેહે કેટકેટલા જન્મો લીધા છે. સંસારના વિષયોનો કેટકેટલી વખત ભોગવ્યા છે, છતાં તેને કોઇ રીતે સુખશાંતિ મળતાં નથીં, જુઓને-

> कति नाम सुता न लालिताः
> कति वा नेह वधूरभुञ्जिहि ।
> क नु ते क च ताः क वा वयं
> भवसंगः खलु पांथसंगमः ॥

અનેક જન્મ ધારણ કરીને જીવે કેટકેટલા પુત્રપૌત્ર વગેરેને રમાડયા હશે? કેટકેટલી સ્ત્રીઓ સાથે સંગમ કર્યો હશે? એ પુત્રપૌત્ર કયાં ગયાં? એ સ્ત્રીઓ કયાં ગઈ? જીવે ધારણ કરેલા એ આપણા દેહો કયાં ગયાં? ખરેખર આ સંસાર તો ધર્મશાળા છે, તેમા અનેક વટેમાગુ આવે છે, અને છૂટા પડે છે, તે વિષે મોહ શાનો?

માતાજી! આત્મજ્ઞાન દુર્લભ છે. તમારા પુણ્યયોગથી મને આત્મજ્ઞાન મળેલ છે અને તમે મારા માતા છો, માટે આ મિથ્યામોહ છોડો. સંસારના બંધનમા પડીને કોઇનુ કલ્યાણ થવાનુ નથી અને જો

હું સંન્યાસી થઇશ, તો જગતમાં અનેક જનોનાં કલ્યાણ થશે માટે તમે સંકોચ છોડી દો.

પુત્રની એ વૈરાગ્યભરી વાણી સાંભળીને, સતીમાતાને વિશેષ ખેદ થયો. પોતાના એકના એક પુત્રને સંસારી ગૃહસ્થ જોવાની ભાવના કઇ માતાના ઉરમાં ન જાગે? સતીમાતા ઘણાંજ પુણ્યશાળી અને સમજુ હતાં, છતાં તેમને મોહ છોડી શકતો નહોતો, તેમણે તો એકજ વાત પકડી રાખી અને વિનવણીભરી વાણીથી કહેવા લાગ્યાં કે,

બેટા શંકર ! મને તારા જ્ઞાનની વાત સમજાતી નથી. હું અનાથ છું; નિર્બળ છું અને તારા વિના એક પળ પણ જીવી શકું તેમ નથી. જો તું ચાલ્યો જશે, તો મારી સેવા કોણ કરશે. તું મારી પાસે રહે. ધર્મનાં કાર્યો કર, ગૃહસ્થ બન અને પછી તારી ઈચ્છા હોય તો ચોથી અવસ્થામાં સંન્યાસી થજે.

શંકરે મનથી વિચારી લીધું કે 'માતાનો આ મોહ સરલતાથી છૂટે તેમ નથી.' તેમણે માતાને દિલાસો આપ્યો અને પછી શંકર નિત્યકર્મમા જોડાયા.

શંકરે હવે આઠમા વર્ષમાં પ્રવેશ કર્યો, માતામતી ખૂબજ હર્ષ પામી પોતાના વિદ્વાન પુત્રની વર્ષગાંઠ ઉજવી રહી હતી. કર્મકાંડી, વેદપાઠી બ્રાહ્મણો મંત્ર ભણી રહ્યા હતા અને શંકરને જન્મની વધાઇ તેમજ શુભાશિષ આપતા હતા. શંકરે પણ મનથીજ સંન્યાસ લેવાનો શુભ સંકલ્પ તેજ ઘડીએ કરી લીધો અને માતાના આદેશ પ્રમાણે તે પૂર્ણા પર સ્નાન કરવા માટે ગયા. માતા સતી અને કુટુંબીજનો સાથેજ હતાં.

શંકર તરતા તરતા નદીની વચમાં જઈ પ્હોંચ્યા. તેજ વખતે દૈવયોગે એક મગરે આવીને શંકરનો પગ પકડી લીધો અને શંકરને ઉંડા પાણીમાં ખેંચવા માંડ્યા. શંકર તેથી આકુળવ્યાકુળ થઈ ગયા. અને માતાને કહેવા લાગ્યા કે,

'માતા, માતા! મગરે મારો પગ પકડ્યો છે અને તે મને ખેંચી જાય છે. મા! હવે મારાથી બચાશે નહિં. મા! મારા મનની ભાવના મારા મનમાંજ રહી ગઈ અને હવે હું જાઉં છું. મા! મને રજા આપ. હું જાઉં છું.'

સતી માતા ભયભીત થઈને કલ્પાંત કરવા લાગી. પોતાનો વ્હાલસોયો પુત્ર હાથમાંથી જતો હતો અને તે નિરુપાય હતી. શંકર ડુબવા લાગ્યા હાથ જોડીને માને કહેવા લાગ્યા કે 'મા' મને સંન્યાસી થવાની આજ્ઞા આપ હું હવે જાઉં છું.

માએ નિરુપાય બની પુત્રની ઈચ્છાને માન આપ્યું અને તેને 'સંન્યાસી થવાની' આજ્ઞા આપી, એ કોઈક અદ્દભુત યોગ હોય તે રીતે સંન્યાસની આજ્ઞા મળતાંજ મગરે શંકરને છોડી દીધા અને શંકર માતા પાસે આવી પહોંચ્યા. માતાએ તેમને હૈયે ચાંપી દીધા. શંકરને લઈ માતા ઘેર ગઈ પણ શંકરે ઘરમાં પ્રવેશ કર્યો નહિ. તેમણે તો સંન્યાસી થવાનો દૃઢ સંકલ્પ કરીજ દીધો હતો. તેમના આગ્રહ પાસે કોઈનું કાંઈ ચાલે તેમ જ નહોતું. માતાએ પોતા હૃદયની ભાવના જણાવી કે 'શંકર! ભલે તું સંન્યાસી થા, પરંતુ મારા મરણ પ્રસંગે તું આવજે. તારા હાથે જ મારા અગ્નિસંસ્કાર થાય, તેવી મારી ઈચ્છા છે.'

શંકર ઘડીભર વિચારમા પડી ગયા. માતાની ઈચ્છાને માન

આપી તેમણે અંતિમ ઘડીયે આવવાનું સ્વીકાર્યું અને તેજ રાત્રિ પડતાં પહેલાં શંકરે પોતાના ઘર, ગામ અને પ્રદેશની વિદાય લીધી અને તે ગુરુની શોધમાં ઉત્તર તરફ ચાલી નીકળ્યા.

શ્રીશંકરાચાર્યના આ અદ્ભુત વ્યક્તિત્વનો મહિમા ગાતાં, સુપ્રસિદ્ધ થિયોસોફિસ્ટ શ્રી **ભગિની નિવેદિતા** જણાવે છે કે;

'જ્યારે જ્યારે ધર્મ નાશ પામતો હોય છે અને જે ધર્મ નથી, તે બાબતનો જ્યારે ફેલાવો થતો હોય છે, ત્યારે હું મારી જાતે પ્રકટ થાઉં છું. રાષ્ટ્રની સત્ય વસ્તુની સ્થાપના કરવા માટે-સારી વસ્તુના રક્ષણ માટે અને ખરાબના નાશને માટે-હું વારંવાર જન્મ ધારણ કરું છું' એ ભગવદ્‌ગીતાનુ વચન છે.'

ખ્રિસ્તની નવમી સદીના આરંભમાં જે **શંકરાચાર્ય** પ્રકટ થયા તેથી ઉપરની ભગવદ્‌ગીતાની વાણી જેટલી સાર્થક અને સફળ થઇ છે, તેટલી કદી સફળ થઇ નથી.

એ અદ્‌ભુત બાળક-કારણ કે તે બત્રીસમે વર્ષે વિલીન થયા હતા, તેમનો જન્મ આઠમી સદીના અંતે થયો હતો અને જ્યારે બીજા માનવો પોતાના ભાવિને માટે સ્વપ્ન સેવતા હોય છે ત્યારે આ વ્યક્તિએ રાષ્ટ્રના ઉત્થાનનું એક મહાન કાર્ય સફળ રીતે પાર ઉતારી દીધું હતું. પ્રાચીન સંસ્કારને વ્યક્ત કરવું તેમનુ પોતાનું નવસર્જન પ્રાચીન પરંપરાનું આભરણરૂપ બની રહેલું છે. તેમનાં ભાષ્ય વગેરેના સાહિત્યે ભાવીને ભૂતકાળ સાથે દઢ રીતે ગ્રથિત કર્યું છે. પાશ્ચાત્ય વિચારકને કદાચ એ અજુગતું લાગે, તોપણ પ્રાચીન પરંપરાને ગુંથનારી તેમની મૌલિક પ્રતિભા પ્રાચીન વિચારકને તો પૂરેપુરી અનુરૂપ અને સંગત લાગે છે.

P. 49

આપેલ પ્રશ્ન અને વર્તમાન વિચારસરણિના વહેતા પ્રવાહોને સંગત કરવાની તે બુદ્ધિમાન-પરુષની જે પ્રતિભા હતી, તેથી તેમણે વ્યાસ સૂત્રોપર મૌલિક ટીકા (ભાષ્ય) કરી છે. અને તેથી વેદાન્ત સૂત્રોપરનું ભાષ્ય તે શંકરાચાર્યના જીવનનુ સર્વોત્તમ કાર્ય ગણાય, તેમાં વિસ્મય પામવા જેવું કશું નથી.

શંકરાચાર્ય દ્વારા રાષ્ટ્રની આખી બુદ્ધિની પ્રતિભા ફરીથી જાગી ગઈ હતી. જે યુગમાં એક બાજુ બૌદ્ધિક સાહિત્ય અને બીજી બાજુ ભોગનાં રંગરાગ વધી રહ્યા હતા, જ્યારે પુરાણકાલના કામ્ય અને ભોગ્ય કર્મોની વૃદ્ધિ થઇ રહી હતી ત્યારે તે શંકરાચાર્યના અદ્ભુત આત્માએ વેદમંત્રોમાં રહેલાં ગૂઢ રહસ્યોને અને સંકેતોને અપનાવી લીધા, એટલુંજ નહિ પરંતુ આત્માને પરમ ચૈતન્ય લક્ષી બનાવવાની ભાવના શ્રદ્ધાને પોતાની કરી અને તે દ્વારા તેમણે હિંદુ ધર્મના એકેએક અંગનાં રહસ્યને ખોલી આપ્યાં હતાં. વેદો પરની તેમની શ્રદ્ધા અનુરાગથી દેદીપ્યમાન હતી. તેમના પોતાના કાવ્યો સાહિત્ય ક્ષેત્રે અદ્ભુત પ્રતિભા ધરાવે છે અને તેમના ભાષ્ય વગેરે ગ્રંથો ઉપનિષદોનાં વાક્યો અને સિદ્ધાન્તોના ગૂઢ રહસ્યોને ઉકેલી આપે છે. જે ઉપનિષદોને સમન્વય અને સ્વરૂપ કરવામા તેમણે ઉત્તમ ફાળો આપેલો છે.

શંકરાચાર્ય, પોતાના ટૂંકા જીવન દરમિયાન પણ, પોતાના જન્મસ્થાન દક્ષિણ પ્રદેશથી લઇને છેક હિમાલય સુધી ઘણું ઘણું રખડતા ફર્યા છે. તેમની આ યાત્રાઓ દરમિયાન તે જેના જેના સગમા આવ્યા તે સર્વેની તેમના મન પર અદ્ભુત પ્રતિમા પડેલી છે. તેમણે દરેક પ્રકારની પૂજા-આરાધનનો સ્વીકાર કરેલો છે. જેનો પહેલા સ્વીકાર કરવામા નહોતો આવ્યો, તેનો પણ તેમણે સ્વીકાર કર્યો છે, કારણ કે તેમણે જોયુ કે બીજા વિનાનુ (અદ્વૈત) એક તત્ત્વ, તે ફક્ત

વૈદિક સિદ્ધાન્ત જ નથી; પરંતુ પુરાણોનું પણ તેજ એક તત્ત્વ પરમ લક્ષ્ય છે. તેમણે જે બાર ભાષ્ય ગ્રંથોની રચના કરી છે, જેમાં વેદાન્ત સૂત્રો પરનું ભાષ્ય સર્વોત્તમ ગણાય છે; તેમાં તેમણે આજ એક અદ્વિતીય તત્ત્વનો પુરસ્કાર કરેલો છે. અને સાથેજ તેમણે પ્રવર્તાવેલ અદ્વૈત તત્ત્વજ્ઞાનનો આ સિદ્ધાન્ત પછીના હિંદુ સમય દરમિયાન ચાલુજ રહેલો છે એટલુંજ નહિ, તે સિદ્ધાન્તે ભારતની સાચી એકતા સાધી આપી છે.

શ્રી શંકરાચાર્ય જેવા અદ્‌ભુત વ્યક્તિત્વ વિષે પશ્ચિમના માનવોને સાચો ખ્યાલ ભાગ્યેજ આવી શકે એમ છે. પોતાના ટૂંકા જીવનના સમય દરમિયાન શ્રી શંકરાચાર્યે લગભગ દશેક જેટલા મોટા સંપ્રદાયોને પોતાના મૌલિક સિદ્ધાન્તોથી ગુંથી લીધા હતા, જેમાના ચાર મોટા સંપ્રદાયો તો આજે પણ ભારતમાં સારીરીતે પ્રતિષ્ઠા ટકાવી રહ્યા છે; તે સંપ્રદાયોના સિદ્ધાંતોને મૌલિક પ્રતિભાવાળી સંસ્કૃતની ઉચ્ચ શૈલીમાં આવેલા ગ્રંથોથી ગુંથી લીધા છે અને તેને બારમો વર્ષ પસાર થયાં છે છતાં પણ તેની છાપ ભુંસાય તેમ નથી. તે ઉપરાંત સાધારણ કે વ્યભણ, પ્રાચીન કે અર્વાચીન સર્વજનોને કર્ણપ્રિય થાય તેવાં સ્તોત્રોની રચના તેમણે કરી છે તેમજ પોતાના શિષ્યો સહિત સાધુ સંતોની સરળતા અને પ્રેમભરી મસ્તીને સાથે લઈને તેમણે ભારતનાં જે પરિભ્રમણો કર્યાં છે, એ બધી મહત્તાઓને આપણે નવાજી શકીએ છીએ પરંતુ તેને સાચી રીતે સમજી શકીએ એમ નથી.

—સીસ્ટર નિવેદીતા.

૧૫

# પ્રકરણ પાંચમું

## — હંસ પરમહંસ —

क्षीरं ब्रह्म जगच्च नीरमुभयं तद् योगमभ्यागतं,
दुर्भेदं त्वितरेतरं चिरतरं सम्यक् विभक्तीकृतम् ।
येनाशेषविशेषदोषलहरीं आसेदुषीं शेमुषीं
हंसोऽयं परमः पुनाति विरजन् श्री शंकरार्यो यतिः ॥

—શ્રીશંકર દિગ્વિજય.

જેમ દૂધની સાથે પાણી ભળી જાય; તે બંનેને પછી કોઇ જુદાં પાડી શકતું નથી તેમજ 'દૂધ અને પાણી જુદાં છે' એ પ્રકારનું વિવેક જ્ઞાન પણ કોઇને થતું નથી, માનસ સરોવર પર વિહાર કરતા રાજહંસને એ પ્રકારનું વિવેક જ્ઞાન થાય છે કે, 'દૂધ અને પાણી એક નથી, પણ જુદાં છે; તેમજ દૂધ તે સાર વસ્તુ છે અને પાણી અસાર વસ્તુ છે.' તે પછી રાજહંસ પોતાની વિલક્ષણ ચાંચથી દૂધને પાણીથી જુદું પાડે છે અને દૂધ- સાર વસ્તુને ગ્રહણ કરીને પાણી-અસાર વસ્તુને છોડી દે છે.

એજ રીતે બ્રહ્મ-તત્ત્વરૂપે નવનીત દૂધ છે અને જગત્- અસાર રૂપે ક્ષુલ્લક પાણી છે. અનાદિ કાલથી એ બ્રહ્મ અને જગતનો સંયોગ થઇ ગયો છે. એ સંયોગ આરોપિત છે અને પરસ્પર છે; તોપણ ચિરકાળથી એ સંયોગ થયો હોવાને કારણે તેને ઘણુંજ મુશ્કેલીથી કોઇક વિરલ વિવેકી જન જુદો પાડી શકે, એમ છે, તેમાંના એક આ શ્રી શંકરાચાર્ય યતિવર છે કે જે 'સર્વશ્રેષ્ઠ હંસ'ની ઉપમા ધારણ કરે છે; જે પોતે વૈરાગ્ય પ્રાપ્ત થતાંની સાથેજ પ્રવ્રજ્યા લઇ રહ્યા છે અને જેમણે મુમુક્ષુજનોની મોક્ષ સાધનારી મતિને પવિત્ર કરી છે કે જે

મતિને પવિત્ર કરી છે કે જે મતિ સંસારના સર્વ વિષયોના દોષોરૂપી લહરીઓથી અપવિત્ર બનેલી છે.

*   *   *   *

તેની યાત્રા શરૂ થાય છે. જ્યાંથી તે આવ્યો છે, ત્યાંજ તેને જવાનું છે. તેને માટે રથ તૈયાર છે, ઘોડા–સજ્જ છે અને રાજમાર્ગો બનેલા છે, રાજમાર્ગો પર વિરામ સ્થાન આવે છે, ધર્મશાળાઓ અને પ્રપાઓ (પરબ) આવે છે. યાત્રાળુ વિરામ લે છે, અન્ન અને પાન લે છે તેમજ આગળ વધે છે. અટકયા વિના, ઢીલ કર્યા વિના, એકધારી ગતિથી જે યાત્રા કરે, આગળ ધપે અને લક્ષ્ય સ્થાને પહોંચી જાય, તેજ એક પરિવ્રાજક; વિરાગનો ભગવો રાગ અગ્નિની જ્વાલા જેવો, તેની સહાયે આવે છે અને તેની યાત્રા સફળ થાય છે. તેનું જીવન સૂત્ર છે 'यदहरेव विरजेत्, तदहरेव प्रव्रजेत् વિરાગ એજ પ્રવજ્યા અને તેની દીક્ષા લીધી, તે પરિવ્રાજક.

રથને શરીર સમજી બેસે, વિરામ સ્થાનને ઘર માની લે, પ્રપાને પોતાની માની લે; તે યાત્રાળુ યાત્રા ભૂલી જાય, પ્રમાદી બની જાય અને સંસારી પ્રપંચી બની જાય. રાજમાર્ગથી ગબડે તે પડે ખાડીમાં અને ત્યાં વિષયની લહરીઓથી અથડાતા, જઇ પડે સંસાર સાગરમાં ત્યાં પણ આગળ ધપે, તો આરો આવે, પણ તેના પગ અટવાઇ પડે અને વિષય–ગ્રાહ (મગર) તેને ગળી જવા તૈયાર થાય. તે મગરથી છૂટવાને સંસારનુ કોઇ સાધન કામ ન આવે! એક જ પરમાર્થ સાધન, તે વિવેક અને વૈરાગ્ય. તે સાધન મળતાં જ મગરની પકડ છૂટી જાય અને વિષય સાગર છોડી રાજમાર્ગ પર આવી ચઢે. પરિવ્રાજક બને અને યાત્રા સફળ કરે.

×   ×   ×   ×

સંસારના જીવોને મગરની પકડમાંથી છોડવા, વિષયી જીવોની યાત્રા સફળ કરવા અને મોક્ષાર્થી જીવોનુ શમ્–કલ્યાણ કરવા, શમ્+કર,

કાયમાં કલ્યાણનું પરમ પાથેય લઇને તે શંકર ભગવાન સાક્ષાત શંકર આ જગત પર પ્રગટ થયા હતા, તે પ્રગટ થયા એક માનવ બાલકરૂપે અને તેમણે જીવનની કલ્યાણ યાત્રા શરૂ કરી દીધી. વાણી અને ગતિને સાથે લઇને જ આવ્યા હતા; વિવેક અને વૈરાગ્યનાં સાધન ગાંઠે બાંધીને જ આવ્યા હતા. જ્ઞાન અને વિજ્ઞાનની પ્રતિભા મૂર્તિરૂપે શરીરની સાથે જ પ્રગટી હતી અને તેથી તો પ્રથમ પાંચ વર્ષે બ્રહ્મચર્ય વ્રત લઇને સર્વ વિદ્યાઓ મેળવી લીધી: છઠ્ઠે અને સાતમે વર્ષે તો ગુરુજન બનીને અનેક શિષ્યજનોને વેદ અને શાસ્ત્રની વિદ્યા આપી અને પછી વિરામ સ્થાને નહિ રોકાતાં આગળની યાત્રા શરૂ કરી. માતાએ, સંસારીજનોએ તેમને પ્રેમની લાલચ આપી રોકાઇ જવાની વિનતિ કરી. યાત્રાના એ અવરોધને તે તોડીફોડીને દૂર કરે અને આગળ ધપે એવી તેજસ્વી જ્ઞાન અગ્નિની પ્રતિભા તેમની પાસે હતી.

તે માનવ બાલક તો હતા જ! તેમને જન્મ આપનાર માતા સતી એકલાં હતાં, અનાથ હતાં; વત્સલતા-પુત્રનો પ્રેમ તેમને હૈયે હતો અને શંકર પ્રેમને વશ થયા. એક ક્ષણ પણ નહિ થંભનાર શંકર થોડા દિવસ થંભી ગયા. ભગવાન શંકર માટે તે ઘટના અદ્‌ભુત હતી, અલૌકિક હતી. સ્નાન કરવાને ગયેલા શંકર મગર (વિષયગ્રાહ) ની પકડમાં આવી ગયા અને તેમણે માતા પાસે સંન્યાસની સંમતિ માગી લીધી.

સ્નાન કરીને-સ્નાતક બનીને ભગવાન શંકર ઘરને આંગણે આવ્યા. માતા સતીએ તેમને ઘરમાં આવવા-ગૃહસ્થ બનવાની ઇચ્છા જણાવી. ભગવાન શંકરે ત્યાં જ પહેલી ભિક્ષા માગી લીધી અને તેમણે વિરાગ ધારણ કરીને પ્રવ્રજ્યા યાત્રાનો આરંભ કરી દીધો.

દૂર દૂર શંકર ભગવાન જઇ રહ્યા હતા અને માતા સતી આંસુ સારી રહ્યાં હતાં. તેને આશ્વાસન આપનાર એ દૂરનો અવાજ હતો.

'મા... મા.. મનમાં એ વિચાર તું ના લાવતી કે મને અનાથ, અટૂલી, વિધવાને છોડી, મારો બાલક ચાલ્યો ગયો.' તારી સાથે રહીને સંસારી બનીને તને ફળ મળત, પરંતુ તે ફળ એક જ હોત, પરંતુ મા! તને મારા જવાથી સો સો ફળ મળશે. તું એકની મા છે. મારા હાથે કરોડો જીવોનું કલ્યાણ થશે અને લાખો કરોડો જીવો ત્યારે તને ધન્યવાદ આપશે. તું લાખો, કરોડો જીવોની મા બનશે. એ સફળતાથી તારાં કલ્યાણ થશે મા...

'संन्यस्तवान शिशुरयं विधवामनाथां
क्षिप्त्वेतिगमां प्रति कदापि न चिन्तनोयम्।
यावन्मया स्थितवता फलमापनोयं
मातस्ततः शतगुणं फलमापयिष्ये ॥

—શં૦ દિ૦ સર્ગ ૫, શ્લોક ૭૨

આશ્વાસન અપનારો એ અવાજ સતી માતાના અમૃત સમાન મધુર લાગતો હતો. તેના ઉરના શોક સંતાપ દૂર થયા હતા અને તે માતાને નવીન જીવન મળી રહ્યું હતું.

ભગવાન શંકર ઘર, ગ્રામ અને તે દક્ષિણનો પ્રદેશ છોડી ઉત્તરાપથ તરફ પ્રયાણ કરી રહ્યા હતા. ઘોર, વિકટ, જંગલોમાં તેમની યાત્રા ચાલૂ હતી. વૃક્ષો પાસેથી ભિક્ષા લેતા, ઝરણાંથી જલ પીતા અને અંધકાર થતા, ઘડીવાર વિશ્રામ લેતા, તે શંકર નર્મદાને કીનારે જઈ પહોંચ્યા.

પરમ ગુરુ ગૌડપાદાચાર્યના શિષ્ય તે ગુરુ ગોવિન્દતીર્થ યતિરાજ! ગંગાને કીનારે મુનિઓ અને ઋષિઓનાં ધામ, તો નર્મદાને કીનારે યોગીઓ અને અવધૂતોની ધૂણી! ગંગાજીયા જ્ઞાન અને ભક્તિની

પ્રસાદી આપે છે, ત્યારે આ નર્મદા માતા યોગ અને કર્મની ભૂમિકાની શુદ્ધિ કરે છે. જીવનમાં એ રીતે કર્મ અને યોગ તેમજ ભક્તિ અને જ્ઞાનની સંકલના સધાય છે.

એક ગુપ્ત ગુફામાં ગુરુરાજની ધૂણી ધખતી હતી અને ગુરુરાજ આત્માની પરમોચ્ચ ભૂમિકા ધારણા–સમાધિમાં લીન હતા. લોકવ્યવહારની દશાથી તે પર હતા, સદા જાગૃત હતા.

દક્ષિણાપથથી ઉત્તરાપથ સુધી આવેલ ભગવાન શંકર પાસે કર્મ, ભક્તિ અને જ્ઞાનની સમિધાઓ હતી. સંસાર પર વિરાગ લાવીને તેમણે પ્રવ્રજ્યા લીધી હતી. દક્ષિણાપથ છોડીને ઉડેલો તે હંસ–પરમહંસ ઉત્તરાપથની પ્રથમ ભૂમિકા નર્મદાની યોગ ભૂમિ સુધી આવી પહોંચ્યો હતો.

ગુરુ ગોવિન્દપાદ યોગિરાજની ગુફાની તે શંકર ભગવાને ત્રણ પ્રદક્ષિણાઓ કરી અને ગુફાના મુખદ્વારે આવીને સ્વસ્થ ચિત્તે ઉભા રહ્યા.

ત્યાં અંતરમાં નાદ જાગ્યો. 'ઊઠ, યોગી! તારે દ્વાર આવ્યો છે, પરિવ્રાજક! પરમહંસ બનીને તે જગતનાં માનમને સ્વચ્છ શુદ્ધ કરશે. સોનું સુવર્ણ હોવા છતાં સંસ્કારથી વિશેષ ઓપે. આ પરિવ્રાજક શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છે. તેણે યોગની સર્વ ભૂમિકાઓ અનુભવી છે, તેણે સર્વ કર્મો અને ભક્તિનં સાધનો મેળવી લીધાં છે. જ્ઞાન અને પરમજ્ઞાનની ચેતના દશામાં તેનાં ધામ છે. જીવનની સર્વ કક્ષાઓ તે ઓળંગી ગયો છે. તેણે માનવનો દેહ ધારણ કર્યો છે, છતાં તે પોતે સ્થૂલ દેહ નથી. તેણે દેવના ગુણો અંતરમાં સમાવ્યા છે, છતાં તે પોતે સૂક્ષ્મ દેહ નથી. તેણે જીવની ઉત્તમ વિભૂતિઓથી અંતરના ચેતનને જાગૃત રાખ્યો છે, છતાં

તે પોતે જીવદશાનો જીવાત્મા નથી. એમ નથી, નથી કહેતાં જે એક અવશેષરૂપે રહે છે, તે શુદ્ધ, બુદ્ધ અને મુક્ત શિવ કેવળ-અદ્વૈત છેઃ તેને ઓળખવાની જરૂર નથી, કારણ કે તે સર્વથી પહેલાં ઓળખાયો છે. તેને નામની જરૂર નથી, કારણ કે તે પોતે નામી-અનામી છે.'

અંતરના નાદે યોગીને જગાડયા. યોગીએ આંખો ખોલી અને જોયું તો, સામેજ ભગવાન શંકર ઉભા રહ્યા હતા! મનને ચેતના આવી અને પગને ગતિ આવી. યોગિરાજ દોડયા અને ભગવાન શંકર ચરણ પકડે, તે પહેલાં તો તો તેમને બાથમાં લઈને ભેટી પડયા. ચિરકાળનાં એ મિલન હતાં. યુગયુગના તે પરિચય હતા. એ તો આત્માના આત્માની સાથેના યોગ હતા.

રાત્રિએ વિશાળ પટમાં જ્યારે સર્વ જીવોને રક્ષણ આપ્યું હતું, ત્યારે આ બંને આત્માઓ પરસ્પર મલી રહ્યા હતા.

બીજા દિવસનુ પ્રભાત ઉઘડયું અને યોગિરાજે ધૂણીમાંથી અગ્નિને સતેજ કર્યો. આશ્રમવાસીઓએ બે આત્માઓને સાથે જોયા અને સર્વત્ર આનંદ પ્રસરી ગયો. યોગિરાજની આજ્ઞા પ્રમાણે નવા આવેલ-અતિથી પરિવ્રાજકનાં સ્વાગત કરવામાં આવ્યાં. તે અતિથિએ દેહ પર ધારણ કરેલાં જીર્ણ-શીર્ણ ચીર કાઢી નાખ્યાં અને ગુરૂદેવે નવાં ભગવાં ચીરનાં દાન કર્યાં.

અગ્નિ સતેજ બની પ્રજ્વલિત બન્યો હતો, તેમાં એ પરિવ્રાજક યોગીરાજની આજ્ઞા પ્રમાણે એક એક સમિધા હોમી રહ્યો હતો. રાગ હોમાતાં વિરાગ જાગતાં હતાં, અજ્ઞાનની આહૂતિ અપાતાં, જ્ઞાનની જ્વાલા પ્રગટતી હતી અને શોક, મોહ નાશ પામતાં, ચૈતન્યનો આનંદ રમી રહેતો હતો.

જૂનાં સાધન છોડીને તે નવાં સાધન લેનાર શિષ્ય અધિકારની ભૂમિકામાં પ્રવેશ કરતો હતો. આત્મજ્ઞાન માટે વિવેક અને વૈરાગ્ય પહેલાં બે સાધન શુદ્ધિને માટે અને શમાદિ સંપત્તિ તથા મુમુક્ષુતા બુદ્ધિને માટે આવશ્યક છે. ભગવાન શંકરને તે સાધન સહજ સ્વયં પ્રાપ્ત થયાં હતાં.

ગુરુ ગોવિન્દતીર્થ યતિરાજે સાવધાન સચેતન બનીને ભગવાન શંકરને સંન્યાસની દીક્ષા આપી. એ પરમજ્ઞાની શંકરને સંબોધન કરતાં, ગુરુદેવે જણાવ્યું: તાત, શંકર! 'आचार्यवान् पुरुषो वेद' એ વચનને સાચું કરવા તમે મારી પાસે આવ્યા છો, તે હું જાણું છું. આપણી ગુરુપરંપરાને વિશેષ સંરક્ષણ આપવા, તમારું આગમન છે, તે પણ જાણું છું. એ વેદવ્યાસ અને ગુરુ ગૌડપાદનો મને આદેશ હતો અને તમારી હું રાહ જોતો હતો. આજે હું તમારો યોગ સાધી, કૃતકૃત્ય બન્યો છું.

'શંકર! સાવધાન થાવ. આ આદેશ છે, આ ઉપદેશ છે, તેજ ઉપનિષદ્ છે. શ્રુતિના શિરશિખર પર વસતાં આ ચાર મહાકાવ્ય છે. તેનો તમને બોધ આપું છું બોલો, શંકર!

(૧) प्रज्ञानं ब्रह्म – જ્ઞાન એ બ્રહ્મ છે. ઋગ્વેદના ઉપનિષદનું એ મહાવાક્ય છે.

(૨) अहं ब्रह्मास्मि – હું તે બ્રહ્મ છું. યજુર્વેદના ઉપનિષદનુ એ મહાવાક્ય છે.

(૩) तत् त्वमसि – તે બ્રહ્મ તું છો. સામવેદના ઉપનિષદનુ એ મહાવાક્ય છે.

(૪) अयम् आत्मा ब्रह्म – આ આત્મા બ્રહ્મ છે. અથર્વવેદના ઉપનિષદનુ એ મહાવાક્ય છે."

ગુરુદેવના આદેશને શિરોમાન્ય કરી, ભગવાન શંકરે એક એક મહાવાક્યનું રટણ કર્યું અને તેમને સહજ સમાધિ પ્રાપ્ત થઈ ગઈ આત્મનિષ્ઠાની એ પરમ દશામાં વિહાર કરતા પરમહંસને ગુરુદેવે વ્યવહારની દશામાં બોલાવીને જણાવ્યું કે, 'શંકર! તમે બ્રહ્મનિષ્ઠા રાખનાર બ્રહ્મચારી છો, હવે સંન્યાસી બનો છો. તમે હંસ છો, પરમહંસ બનો છો. તમે પરિવ્રાડ્ પરિવ્રાજક બનો છો. 'શંકરાચાર્ય'ને નામે તમે જગતપર પ્રસિદ્ધિ મેળવો. સતત પ્રવાસ ખેડીને, સદા કર્મ આચરીને જગતની તંદ્રા દૂર કરો. ધર્મપ્રચાર કરો. અધર્મનો નાશ કરો. તમે તે માટે અવતાર ધારણ કર્યો છે, તમારા પ્રયત્ન અને પ્રવાસથી જગત પર જ્ઞાનની પરમજ્યોતિ પ્રગટ થશે અને અદ્વૈત વેદાન્તનો વિજય થશે.'

ભગવાન શંકરાચાર્ય યોગિરાજ ગુરુ ગોવિન્દતીર્થપાદ પાસે થોડો જ સમય રહ્યા હતા. 'વેદવ્યાસ બાદરાયણના બ્રહ્મસૂત્રો પર ભાષ્ય રચવામાં સમર્થ એ શંકરાચાર્ય છે,' તેની યતિરાજને સંપૂર્ણ ખાત્રી થઈ હતી, પરંતુ તે પહેલા મોક્ષદાયિની વારાણસી અને વિશ્વનાથનાં દર્શન મિલન થાય, તો શંકરાચાર્યની દિવ્ય વિભૂતિ વિશેષ ઓજસ્વી બને, એ હેતુથી તેમણે ભગવાન શંકરાચાર્યને વારાણસી જવાની અને ત્યાં વિશ્વનાથના દર્શન કરીને ભાષ્યની રચના કરવા માટે હિમાલય પર જવાની સંમતિ આપી.

નર્મદાના યોગભર્યાં જલનાં પાન કરીને જ્ઞાનગંગામાં સ્નાન કરવા અને કાશી વિશ્વનાથના દર્શન કરવા, ભગવાન શંકરાચાર્યે એક શુભ મુહૂર્તે પ્રયાણ કર્યું અને સામાન્ય જનોમાં જ્ઞાનની પિપાસા જગાડતા અને ઉપદેશના અમૃત રસ પાતા, આચાર્યશ્રી કાશી વારાણસીની પતિતપાવની ગંગાને તીરે આવી પહોંચ્યા.

એજ પ્રસંગે આ જ્ઞાનનગરી કાશીમાં એક મોટી ધર્મ પરિષ યોજાઈ હતી દેશ, પ્રદેશના વિવિધ મતમતાંતરોના અગ્રેસર સાંપ્રદાયિક ધર્મધુરંધર નેતાઓ અને નાયકો ત્યાં એકઠા મળેલા હતા

કાશીનિવાસી એક પ્રખર ધર્મના ધારાશાસ્ત્રી એ પરિષદના સભાપતિ બનેલા હતા. દિવસો સુધી ત્યાં મતમતાંતરોની વિશદ ચર્ચાઓ થઈ હતી પોતપોતાની દાખવા દલીલોથી પરમતનાં ખંડન મુખ્ય વિષય બની ગયો હતો, પરંતુ કોઈએ સ્વમતના મંડન માટે સારી યુક્તિઓ આપી નહોતી

ભગવાન શંકરાચાર્યે એક સામાન્ય સંન્યાસી બનીને તે સભામાં પ્રવેશ કર્યો હતો, તે સાથે જ પારકાના મતનાં ખંડન કર્યાં સિવાય જ, અદ્વૈત વેદાન્તનાં મંડન તેમણે સુંદર સચોટ અનુભવગમ્ય યુક્તિપ્રયુક્તિ ઓથી કર્યાં હતા તેમની તે અલૌકિક બુદ્ધિની પ્રતિભાથી આકર્ષાઈને, સૌ કોઇ સભાજને તેમના મતનો સ્વીકાર કર્યો હતો અને સભાપતિએ તેમને 'સભાવિજેતા' બનાવ્યા હતા.

કાશી વારાણસીમાં ગંગાને કિનારે ભગવાન શંકરાચાર્યે નિવાસ કર્યો હતો એક સવારે સ્નાન કરીને પાછા ફરતા જ, તેમના નિવાસ સ્થાને એક બ્રહ્મચારી રાહ જોતો ઊભો હતો ગુરુદેવને જોતા જ તે બ્રહ્મચારીએ ચરણકમળ પકડી લીધા અને પોતાનો ઉદ્ધાર કરવાની માગણી કરી

તે બ્રહ્મચારી **સનંદન** હતો વેદવિદ્યામાં પારંગત હતો. કાવેરી નદીને તીરે આવેલ ચોલદેશ તેનું વતન હતું મોક્ષની ભાવના જાગતા, તે મોક્ષપુરી કાશી સુધી આવી પહોંચ્યો હતો અને તેણે સાચા ગુરુને પીછાણી લીધા હતા ભગવાન શંકરે તેનો શિષ્ય તરીકે સ્વીકાર

કર્યો. તેને સંન્યાસની દીક્ષા આપી અને 'પદ્મપાદાચાર્ય'ના નામે તેની પ્રસિદ્ધિ થઇ. શ્રી શંકરાચાર્યના પ્રથમ પટ્ટ શિષ્ય' તરીકે તેનો સુયોગ સર્વને સહાયક બન્યો હતો.

એજ કાશીનગરીમાં બીજો પણ એક અદ્દભુતપ્રસંગ બન્યો છે કાશી એ તો ભૂતનાથનુ મહાશ્મશાન છે. કૈલાસ પર જગદંબા પાર્વતીને છોડીને ભગવાન પશુપતિ ભૂત, પ્રેત, પિશાચને સાથે લઇને જગત પર વિહાર કરવા આવી પહોચ્યા અને કાશીનગરીમા વિશ્વનાથ બનીને તેમણે નિવાસ કર્યો. જે કોઈ કાશીમાં આવે અને મરી જાય, તેને ભૂતનાથ જાતે તારક મંત્રનો ઉપદેશ આપે અને તેની મુક્તિ કરે! આ ભૂત, પ્રેત, પિશાચની નગરીમાં ભૈરવ અને ભૂતનાથનું સામ્રાજ્ય! ત્યા બધા જ પવિત્ર! કોઈ ઉંચ નહિ અને નીચ નહિ ખાવાની પીવાની કોઈને ચિંતા જ નહિ, માટે તે મહાશ્મશાન!

માતા પાર્વતી જગદંબાને કૈલાસ પર ચિંતા જાગી અને અન્નપૂર્ણા બનીને તેમણે કાશીનગરીમા નિવાસ કર્યો હાથમા ખપ્પર લઇને ભગવાન ભૂતનાથ જાતે ભિક્ષા માગવા જાય અને જ્ઞાનવિજ્ઞાન મેળવવા ભિક્ષા માગે–

> 'अन्नपूर्णे सदा पूर्णे पार्वति ! प्राणवल्लभे !
> ज्ञानविज्ञान सिध्यर्थं भिक्षां देहि च पार्वति !

હે પ્રાણવલ્લભે! હે પાર્વતી! હે અન્નપૂર્ણા દેવી! તમે તો સંપૂર્ણ છો, એટલે જ્ઞાન અને વિજ્ઞાનની સમૃદ્ધિ વધે, તે માટે ભિક્ષા આપો.'

એક એક સંન્યાસી, યોગી, જતિ પોતે શિવરૂપ બનીને અન્નપૂર્ણા પાસે ભિક્ષા માંગી રહ્યો છે, તે પિંડને, શરીરને પોષવા અને પાળવા માટે નહિ, પરંતુ જ્ઞાનની અને વિજ્ઞાનની સમૃદ્ધિ વધારવા માટે, અભેદરૂપે અદ્વૈત જ્ઞાનને જગાડવા માટે છે

એ કાશી વારાણસીમાં રહીને સર્વ સંન્યાસીજનો શેષ-અવશેષ રૂપે બચેલી દેહાસક્તિને દૂર કરે છે. ભગવાન શ્રી શંકરાચાર્યનો કાશીનિવાસ પણ એજ સંકેતની સિદ્ધિ માટે હતો.

એક વહેલી પરોઢે આચાર્ય શ્રી શંકર સ્નાન કરીને પાછા આવ્યા ત્યારે જ્ઞાનની કાશીની સાંકડી શેરીમાં આસન જમાવીને એક ચાંડાલ પડયો હતો. દેહની સહજ દશામાં વાણી નીકળી ગઇ કે ' હે ચંડાલ, દૂર થા.'

સામાન્ય જન બોલે, તેવી વાણી સાંભળીને તે ચંડાલ ખડખડાટ હસવા લાગ્યો અને ધીરેથી પૂછવા લાગ્યો કે 'તમે જ્ઞાની છો, પરિવ્રાજક છો, યોગી, સંન્યાસી છો; તો પણ આ દેહબુદ્ધિ તમને પીડી રહી છે? તમે ભલા, કોને દૂર થવાનું કહો છો? દેહને દૂર થવાનું કહો છો, તો તે દૂર જ થએલો છે. જ્ઞાનીજનને માટે તે સદા સર્વદા દૂર છે. એ નિકટ આવતો જ નથી. તેની સાથે આત્મીય સંબંધ બંધાતો જ નથી. ત્યારે શું તમે 'આત્માને દૂર થવાનું' કહો છો? તે તો અસંભવ છે. તે ગતિ કરતોજ નથી. તે દૂર પણ નથી, નિકટ પણ નથી. મારા, તારા સર્વ દેહોમાં સૂર્યનાં પ્રતિબિંબોની જેમ રહેવા છતાં, તે પોતે નિર્લેપ નિરાકાર છે.'

ભગવાન શંકરાચાર્યની વિવેકદૃષ્ટિએ ચંડાલ રૂપે આવેલી, તે પરમવિભૂતિને ઓળખી લીધી. કાશીમાં આવેલ સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનારા અને જ્ઞાનની પરમ જ્યોતિને પ્રગટ કરનારા સાક્ષાત વિશ્વનાથ શંકરાચાર્યને દર્શન આપવા આવ્યા હતા. ચંડાળવેશ દૂર કરી, વિશ્વનાથ સાક્ષાત્ પ્રગટ થયા. આચાર્યે તેમને વંદન કર્યાં અને જ્ઞાનની દિવ્યજ્યોતિ ભારતભરમાં જગાડવાનો આદેશ આપીને વિશ્વનાથ ભગવાન અંતર્ધાન થઇ ગયા.

કાશીમાં નિવાસ કરવાનું પ્રયોજન સિદ્ધ થયું. પોતાના શિષ્ય પદ્મપાદાચાર્યને સાથે લઈને ભગવાન શ્રી શંકરાચાર્યે હિમાલય તરફ પ્રયાણ કર્યું અને હરિદ્વાર, ઋષીકેશની યાત્રા કરીને ઉપરના રમણીય શિખરોમાં બંને ગુરુશિષ્ય યાત્રા કરતા કરતા કેદારનાથની ગુફા પાસે આવી પહોંચ્યા અને તે એકાંત સ્થાનમાં થોડો કાળ ગાળીને વ્યાસસૂત્રો પર ભાષ્ય લખવાની તેમને ભાવના જાગી.

એ દક્ષિણાપથથી નીકળેલો એ પરિવ્રાજક ઉત્તરાપથ સુધી આવી પહોંચ્યો હતો. પ્રથમ નિવાસસ્થાને ગુરુ ગોવિન્દાચાર્ય યોગિરાજનો સુભગ યોગ થયો અને તેમણે સંન્યાસની દીક્ષા આપી. પૂર્વ તરફ માર્ગ બદલાતાં કાશીમાં બીજો નિવાસ થયો અને ત્યાં સાક્ષાત્ શંકરનાં દર્શન થયાં અને ત્યાંથી ઉત્તરાપથ આવી પહોંચ્યા. શંકરાચાર્ય નામે અંગ્રેજીમાં શ્રી. એસ. એસ. સૂર્યનારાયણ શાસ્ત્રીએ પુસ્તિકા લખી છે, તેમાં શ્રી. શંકરાચાર્યની સંન્યાસદીક્ષા વિષે લખતાં, શાસ્ત્રીજી જણાવે છે કે,

"શ્રી શંકરે પોતાના ગુરુ (ગોવિન્દપાદ) ને શોધી-કાઢયા, તે પહેલાં જ તે પોતે 'પરિવ્રાજક' બની ગયા હતા. બાલ્યવયથી જ તેમના ઉરમાં સંન્યાસ–દીક્ષા લેવાની તીવ્ર ભાવના જાગેલી હતી. આલોક અને પરલોક બંનેનાં હિત અને કલ્યાણ સાચવવા માટે વિધવા માતા સતીને એકલવાયા પુત્ર ઉપર જ પૂરેપૂરો આધાર રાખવાનો હતો, તેને કારણે 'પોતાનો પુત્ર સંસારનો ત્યાગ કરે', તે બાબતનો સતી માતા વિરોધ લે, તે સ્વાભાવિક હતું. જો કે સામાન્ય સંસારની લાલસા માતાઓમાં હોય, તે પ્રકારનાં સતીમાતા ન્હોતાં, તો પણ પરલોકની ગતિ સચવાય, તે માટેની ભાવના તેમને જાગે એમ હતું. તેમાં પણ પુત્રના પરલોક સધાય; તે જોવાનું કામ માતાનું હતું. તે વખતે એવી સ્પષ્ટ માન્યતા હતી કે ' ગૃહસ્થ આશ્રમ અને વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશ કર્યા સિવાય પહેલા બ્રહ્મચર્ય આશ્રમમાંથી સીધો જ શી રીતે સંન્યાસ આશ્રમમાં

પ્રવેશ કરી શકાય! ધારો કે પોતાનો પુત્ર શાસ્ત્રના આધાર ટાંકીને એ બાબત સાબિત કરી આપે તો પણ 'મારું' પોતાનું' મરણ પુત્રની હાજરી વિના સુધરે નહિ' એ કારણે પણ પોતાનો પુત્ર પોતાને છોડીને ચાલ્યો જાય નહિ,' એ પ્રકારનો આગ્રહ સતી માતા રાખે તેમ હતાંજ! આ પરિસ્થિતિમાં તેના એકલવાયા પુત્રને એ વચન તો આપવુંજ પડે કે 'જ્યારે માતા મરણપથારી પડી હોય; ત્યારે પોતે ખાત્રીપૂર્વક આવી પહોંચશે તેમજ માતાની બધી જ ઉત્તરક્રિયા સારી રીતે કરશે' જો કે શંકરે એ બાબતની ખાત્રી આપી હતી, તો પણ સતીમાતાને સંતોષ થયો નહોતો. પરિણામે સતીમાતા સાથે શંકર નદીએ સ્નાન કરવા ગયા, ત્યારે શંકર બુમરી ઊઠ્યા કે, 'મગરે મારો પગ પકડ્યો છે શું માતા આવી વિષમ મૃત્યુની ઘડીએ પણ પોતાના પુત્રને સંન્યાસી થવાની અનુમતિ નહિ આપે?' અને માતાને મને કે કમને પુત્રને સંન્યાસી થવાની સંમતિ આપવી પડી! એજ ઘડીએ શંકરે વ્યવહારની બધી જ બાબતોનો મનોમન ત્યાગ કરી દીધો હતો. અને તે મગર જે એક અકસ્માતથી આવી પહોંચ્યો હતો, તે શંકરનો પગ છોડીને અદ્દભુત રીતે ચાલ્યો ગયો હતો.

ધારો કે 'આ મગરની ઘટના' વાળી કથા પાછળથી જોડી દેવામાં આવી હોય કે પહેલાની હોય, પરંતુ શંકરને ગૃહસ્થ બનવાનો અને સંસારના બંધનમાં પડવાનો ભય તો ઊભો જ થયો હતો. ખરી રીતે તો આપણે જાણીએ છીએ, તે રીતે સંસારની સમુદ્ર સાથે વારંવાર સરખામણી કરવામાં આવેલી છે, કે જે સંસારસમુદ્રમાં મગરો, મચ્છો અને જલચર રાક્ષસો વસતાં હોય છે. અને એ રીતે શંકરે યુક્તિ કરીને પણ માતાની સંમતિ મેળવી લીધી હતી.

શંકરના જીવનમાં એ રીતે બે ક્રાંતિકારી ઘટનાઓ બનેલી જોવામાં આવે છે. 'એક તો, બ્રહ્મચર્યથી સીધા જ સંન્યાસ આશ્રમમાં

પ્રવેશ કરવો અને બીજું સંન્યાસી બનીને પણ માતાની ઈચ્છાને અનુસરી, તેની ઉત્તરક્રિયા કરવાને કબૂલ થવું.' શાસ્ત્ર પ્રમાણે રચાએલી રૂઢિને નહિ વળગી રહેતાં, શંકરે આ બાબતમાં શાસ્ત્રના સાચા રહસ્યને સમજીને તેનો અમલ કર્યો છે કે જે રૂઢિચુસ્તો માટે તો ક્રાંતિ જેવું ગણાય। 'यदहरेव विरजेत्, तदहरेव प्रव्रजेत्'। જે ઘડીએ હૃદયમાં વિરાગ જાગે, તેજ ઘડીએ ત્યાગ કરવો, તે પહેલાં નહિ કે તે પછી પણ નહિ. જ્યારે સંપૂર્ણ રીતે ત્યાગ સેવાયો હોય અને તેને પરિણામે આત્મદર્શનની અનુભૂતિ થઈ ગઈ હોય, પછી એ જીવન્મુક્તે શું કરવું અને શું ન કરવું, તેનો વિચાર જ કરવાનો રહેતો નથી!

અને એજ રીતે માતાની ઉત્તરક્રિયા કરવામાં શંકરને કુટુંબીજનોના વિરોધ લેવા પડયા છે; પરંતુ માતાને આપેલું વચન તો પાળવું જ પડે, એ ધર્મસંકટમાં શંકર પાસે બીજો ઉપાય રહ્યો ન્હોતો!



## પ્રકરણ છઠ્ઠું.

### — વૈદિક સાહિત્યનો ઉદ્ધાર —



आस्तां द्रप्सं सुलिप्सं चिरतरमचरं क्षीरमद्राक्षमिक्षुं
साक्षाद् द्राक्षामजक्षं मधुरसमधयं प्रागधिं मरंदम्।
मोचामाचाममन्यो मधुरिमगिरा शंकराचार्यवाचा-
माचान्तो हन्त किं तैरलमपि च सुधासारसीसारसीम्ना ॥

श्रीशंकरदिग्विजय सर्ग ४, श्लो. ५३.

જ્યાંસુધી શ્રી શંકરાચાર્ય ભગવાનના મુખમાંથી પ્રગટ થએલ વાણીની મધુરતાનો રસ પીધો ન્હોતો; ત્યાંસુધી દહીંના મહાને ચાખી લીધો, દૂધ પણ ઘણીવાર પી લીધું, શેરડી ચૂસી લીધી, દ્રાક્ષ પણ જાતેજ ખાઇ લીધી, મધનાં પાન કર્યાં તેમજ પુષ્પનો રસ ચાખી જોયો અને કેળાં પણ ખાઇ જોયાં; પરંતુ શ્રી શંકરાચાર્યની વાણીનો આસ્વાદ લીધા પછી તો અમૃતરસનું સર્વોત્તમ તત્ત્વ પણ કાંઇ ગણનામાં આવી શક્યું નહિં.

स द्वादशे वयसि तत्र समाधिनिष्ठै
ब्रह्मर्षिभिः श्रुतिशिरो बहुधा विचार्य।
षड्भिश्च सप्तभिरथो नवभिश्च खिन्नै
र्भव्यं गभीरमधुरं फणति स्म भाष्यम् ॥

શ્રી શંકરાચાર્ય ભગવાને બારમા વર્ષમાં પ્રવેશ કર્યો; ત્યારે જ શ્રુતિઓમાં મુખ્ય ગણાતાં વ્યાસસૂત્રો પર ભવ્ય, ગંભીર અને મધુર

ભાષ્યની રચના કરી અને ૭ નાસ્તિક પક્ષ, સાત અર્ધ નાસ્તિક પક્ષ તેમજ નવ આસ્તિક પક્ષોથી ભિન્ન થઈને સમાધિમાં લીન થએલ બ્રહ્મર્ષિઓ સાથે આસ્તિકપક્ષની અદ્વૈત રીતે વિચારણા કરીને સ્થાપના કરી.

> करतलकलिताद्वयात्मतत्त्वं
> क्षपितदुरंतचिरंतनप्रमोहम् ।
> उपचितमुदितोदितैर्गुणौघै
> रुपनिषदामयमुज्जहार भाष्यम् ॥

શ્રી શંકરાચાર્ય ભગવાને અદ્વૈત-આત્મતત્ત્વને, હાથમાં રહેલ આંબળા જેવું સરલ બનાવી દીધું તેમજ ઘણા વખતથી રહેલ લાંબા મોહરૂપી અંધકારને દૂર કરી દીધો અને એ રીતે આનંદ પ્રમોદથી ઉદય પામેલ ગુણોના સમૂહથી શોભા વધે એવાં ઉપનિષદોના ભાષ્યની રચના કરી.

> ततो महाभारतसारभूताः
> स व्याकरोद् भागवतीश्च गीताः ।

*શંકરદિગ્વિજય, છઠ્ઠો સર્ગ શ્લો. ૬૦, ૬૧, ૬૨.*

ત્યારબાદ મહાભારતમાં સાર રૂપે રહેલ એવી શ્રીમદ્ ભગવદ્ ગીતા પર ભાષ્યની રચના કરી.

× × × ×

સૂર્યનાં કિરણ પથરાય છે. ખારાપાટની જમીન તપે છે. રેતી ઉડવા લાગે છે. દૂર દૂરથી એ દૃશ્ય નજરે પડે છે, જાણે કે સરોવરનાં જલ હિલોળે ચઢયાં છે. એ જળ સાચાં નથી, છતાં તેને મૃગજળ કહે છે. ઝાંઝવાનાં જળ કહે છે અને મૃગલાં ફાંફાં મારે છે; તેમની તરસ છીપતી નથી.

આકાશમાંથી વાયુ અને વાયુમાંથી તેજ, એ તેજમાંથી જલ અને જલમાંથી પૃથ્વી, એમ ક્રમે કરીને તે પરબ્રહ્મમાંથી પાંચ મહાભૂતો પ્રગટ થાય છે અને આ જગતના વ્યવહારો શરૂ થાય છે, તેનો કોઇ અંત આવતો નથી અને એ ભવસાગરમાં જીવ અટવાયા કરે છે.

એ કાળે ત્યાં કાંઇજ ન્હોતું, ન્હોતાં નામ કે ન્હોતાં રૂપ, ન્હોતા પદાર્થ કે ન્હોતાં તેજ, એકલા સલિલ હતાં, જળ બંબાકાર બીજું કાંઇજ ન્હોતું.

ભગવાન શ્રી શંકરાચાર્યે ઉપરનાં ત્રણ દૃશ્યોમાં ત્રિવિધ સત્તાનાં નિરૂપણ કર્યાં છે. એ મૃગજળ ઝાંઝવાં છે, પ્રાતિભાસિક છે, છતાં તેની અંદર સત્તા છે તે પ્રતિભાસનો બાધ થાય છે, છતાં સત્તાનો બાધ થતો નથી માટે તેને પ્રાતિભાસિક સત્તા કહેલ છે.

જગતનાં સર્જન થયાં અને નામરૂપની વિવિધ સૃષ્ટિઓ પેદા થઇ અને લોક વ્યવહાર અનાદિ કાળથી શરુ થયા, તેની કોઇને ખબર નથી, માટે તે વ્યવહારની સત્તા બની રહે છે. તેનો આદિ નથી પણ અંત જરૂર છે. મુક્તના વ્યવહારો જ્ઞાન પછી છૂટી જાય છે, તેના વ્યવહારનો બાધ થાય છે, પરંતુ તેની સત્તાનો બાધ થતો નથી, માટે તેને વ્યવહારિક સત્તા કહેલ છે.

ત્યાં વિવિધતા શમી જાય છે, ભેદ ટળી જાય છે, વિકાર આથમી જાય છે, ત્યારે તે અદ્વૈત તત્ત્વ એકાકાર જલજલબંબાકાર રહે છે. તેનો કદી બાધ થતો નથી તેને કોઇ વિકાર નથી. તે એક

પરમાર્થ સત્તા સત્ત સર્વત્ર અબાધિત રહે છે, માટેજ તેને પરમાર્થ સત્તા કહે છે.

એ પ્રાતિભાસિક સત્તામા દૃષ્ટિની મર્યાદાનો દોષ રહેલ છે, માટે તેનો બાધ થાય છે, તેજ રીતે દોરડામા સર્પદૃષ્ટિ, છીપમાં કનકદૃષ્ટિ વગેરે પ્રાતિભાસિક દરશો છે, તે દરશોનો બાધ થવા છતાં, તેના અધિષ્ઠાન રૂપે રહેલ સત્તાનો બાધ થતો નથી. તે અધિષ્ઠાનનો નાશ થતો નથી તે અધિષ્ઠાન વિના આભાસ ટકી શકતા પણ નથી, માટેજ પ્રતિભાસ જુદા જુદા હોવા છતાં સત્તા એકજ હોય છે.

તેજ રીતે વ્યવહારિક સત્તામા અવિદ્યાની મર્યાદાનો દોષ રહેલો છે, માટે તેનો બાધ થાય છે સ્વપ્નના પદાર્થો સ્વપ્નમા સાચા લાગે છે પરંતુ અવસ્થા બદલાતાં સ્વપ્નના પદાર્થો ટળી જાય છે, તેજ રીતે જાગૃત દશાના વ્યવહારે સાચા લાગે છે પરંતુ જ્ઞાનદશા પ્રાપ્ત થતાંજ જાગૃત દશાના પદાર્થો પણ સ્વપ્નની દશાની જેમ મિથ્યા ભાસવા લાગે છે. તે વ્યવહારના પદાર્થોના અધિષ્ઠાન તરીકે સત પદાર્થ બ્રહ્મતત્ત્વ છે, તે બ્રહ્મતત્ત્વના આધાર વિના વ્યવહારના પદાર્થો ટકતા નથી, માટેજ તે વ્યવહાર જગતના નિર્વાહ માટે ઉપયોગી બને છે. તે વ્યવહાર જુદા જુદા હોવા છતા તેની સત્તા એક છે.

એ પરમાર્થ સત્તા છે, ત્યાં દૃષ્ટિનો દોષ નથી, અવિદ્યાનો દોષ નથી અને તેથી તેનો કોઇ કાળે બાધ નથી, માટે તેને ત્રિકાલાબાધિત સત્તા કહે છે. એ પરમાર્થ સત્તા પ્રતિભાસ દશામા પણ છે, તેમજ વ્યવહાર દશામા પણ છે, પરંતુ તેનો અનુભવ થતો નથી. જીવન્મુક્ત યોગીને કે આત્મજ્ઞાનીનેજ તે પરમાર્થ સત્તાનો બોધ થાય છે અને તેનો બોધ થતાંજ અન્ય વિકારો શમી જાય છે.

પ્રાતિભાસિક સત્તા ક્ષણિક છે, પરંતુ વ્યવહારિક સત્તા ચિરકાલ ટકે છે, તેથી જગતના વ્યવહારો નભ્યા કરે છે પ્રત્યક્ષ, અનુમાન

વગેરે પ્રમાણો કામ આવે છે. પરમાર્થ સત્તાને નરી આંખે જોઇ શકાતી નથી, મનથી વિચારી શકાતી નથી તેમજ બુદ્ધિથી કલ્પી શકાતી નથી. ત્યાં પ્રત્યક્ષ કે અનુમાન પ્રમાણ કામ આવતાં નથી, પરમાર્થ સત્તાને જણાવનાર શ્રુતિ છે. શ્રુતિના વચનોથી પરમાર્થ સત્તાનો બોધ થાય છે. પરમાર્થ ભાવે શ્રુતિનેજ સાચું પ્રમાણ–અપરોક્ષ–અનુભૂતિ કહેલ છે, જેનો અનુભવ આત્મજ્ઞાની જીવન્મુક્તને થતો હોય છે. તેને પરમાર્થ સત્તાનાં દર્શન થાય છે તેનો અનુભવ નિત્ય ટકે છે, તેનો કદી બાધ થતો નથી.

એ શ્રુતિના આધારેજ, આત્મજ્ઞાન મળે છે. તે શ્રુતિના આધારેજ સર્વ પ્રમાણો રચાય છે અને એ શ્રુતિના આધારે જ આપણાં આસ્તિક દર્શનોની વિચારણા થઇ છે.

એ શ્રુતિનાં શિરમૌલ ઉપનિષદો છે. વેદના ચરમ ભાગ તરીકે ઉપનિષદો વેદાન્તગ્રંથો ગણાય છે. એ ઉપનિષદો ગુરુશિષ્યોના સંવાદો છે. ત્યાં વિવિધ પ્રકારની અનુભૂતિઓ, સાધનાઓ અને વિચારણાઓ રજૂ થઇ છે. એ ઉપનિષદો સ્વતંત્ર પ્રમાણ છે; માટે તેને સ્વતઃ પ્રમાણ કહે છે. તેને અન્ય પ્રમાણનો આધાર લેવો પડતો નથી. તેના આધાર પર અન્ય પ્રમાણો અને અન્ય ગ્રંથોની રચના થઇ છે

એ ઉપનિષદોની એકવાક્યતા સાધવા માટે પ્રાચીન કાળમાં અનેક પ્રયત્નો થયા છે, તેમાં ત્રણ આચાર્યોના પ્રયત્નો સર્વશ્રેષ્ઠ ગણાયા છે. ઉપનિષદોના વાક્યોના એકવાક્યતા લાવવા માટે બાદરાયણ–વેદવ્યાસે સૂત્રોની રચના કરી છે, ચાર અધ્યાયોમાં ઉપનિષદના મુખ્ય વિષયો, સિદ્ધાંતો અને સાધનાઓને બતાવતાં વાક્યોનાં પ્રતીક ગુંથીને વ્યાસ સૂત્રોએ સુંદર રીતે એકવાક્યતા રચી છે. તેજ રીતે પરમગુરુ ગૌડપાદાચાર્યે માંડૂક્ય ઉપનિષદની કારિકાઓની રચના કરીને સર્વ સામાન્ય ઉપનિષદોના પરમાર્થ સિદ્ધાન્તનું નિરૂપણ કર્યું છે

અને એ રીતે ઉપનિષદોના સિદ્ધાન્તોની સુંદર ગુંથણી થઈ છે. તેમ રીતે ઉપનિષદોના વિષયોને ગુંથવાનો ત્રીજો પ્રયત્ન તે ભગવદ્ગીતાનો છે. ભગવાનશ્રીકૃષ્ણે ઉપનિષદોના વિષયોનાં દોહન કરીને સાદી સરલ ગીત ભાષામાં ઉપનિષદોની રહસ્ય વાણીને રજુ કરી છે.

ઉપનિષદો, વ્યાસસૂત્રો અને ભગવદ્ગીતા પ્રસ્થાનત્રયી ગણાય છે. આત્મજ્ઞાનની તેમાં પ્રતિષ્ઠા થઇ છે, તત્વજ્ઞાનના સિદ્ધાન્તોની તેમાં સ્થાપના થઇ છે. વ્યવહારસત્તાને ભૂલીને પરમાર્થની સત્તામાં પ્રવેશ કરવા માટેના પ્રસ્થાનની શરુઆતમાં ઉપનિષદોનાં પઠન પાઠન આવશ્યક છે. એ ઉપનિષદોના અભ્યાસમાં વ્યાસસૂત્રો અને ભગવદ્ગીતા પૂરવણી રૂપે છે; માટે તે ત્રણ સ્વતંત્ર નથી. તે ત્રણની એકવાક્યતા છે. તે ત્રણ મળીને વેદાન્તના સિદ્ધાન્તની સ્થાપના કરે છે.

ભગવાન શ્રી શંકરાચાર્યે પ્રસ્થાનત્રયી પર ભાષ્યની રચના કરીને અદ્વૈત વેદાન્તના સાહિત્યની ઉત્તમ સેવા કરી છે. અન્ય મતમતાંતરોનો નિરાસ કરીને અદ્વૈત તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કરવા માટે જ પ્રસ્થાનત્રયી છે, તેની સ્પષ્ટતા કરીને ભગવાન શ્રી. શંકરાચાર્યે વૈદિક સાહિત્યનો ઉદ્ધાર કર્યો છે.

વારાણસી નગરીમાં સાક્ષાત્ શંકર ભગવાનનાં દર્શન થયાં અને વ્યાસસૂત્રો પર ભાષ્ય લખવાનો આદેશ આપ્યો. શ્રી. શંકરાચાર્યે હિમાલય તરફ પ્રયાણ કર્યું અને બદ્રિકા ક્ષેત્રની એક ગુફામાં નિવાસ કર્યો. શ્રીપદ્મપાદાચાર્ય વગેરે શિષ્યમંડળી પણ સાથે જ હતી. બદ્રિકાવનમાં નિવાસ કરતા યોગીઓ અને તપસ્વીજનો પણ ભગવાનનાં દર્શન કરવા આવતા હતા અને તેમનાં મુખમાંથી ઝરતી શાસ્ત્રવાણીથી મુગ્ધ બનતા હતા.

શિષ્યો સાથે ભગવાન શ્રી શંકર પ્રસ્થાનત્રયી પર શાસ્ત્રચર્ચા કરતા હતા અને તેના સાર સિદ્ધાન્તરૂપે વ્યાસસૂત્રો પરનું 'શારીરક

ભાષ્ય' લખાઈ રહ્યું હતું. વાણી અને લેખિનીનો એ સુભગ યોગ વેદાન્ત દર્શન પર નવીન પ્રકાશ પાથરી રહ્યો હતો. 'પૂર્વપક્ષે અન્ય વાદગ્રસ્ત મતોનું નિરૂપણ, ઉપનિષદ વાક્યોનું તાત્પર્ય અને પરિણામે સિદ્ધાન્તરૂપે અદ્દૈત દર્શનનુ પ્રતિપાદન' એ શારીરક ભાષ્યની સ્વતંત્ર શૈલી હતી. નિત્ય નિયમિત એ શાસ્ત્રચર્ચા આગળ વધતી હતી અને તીક્ષ્ણ બુદ્ધિની કસોટી પર યુક્તિ–પ્રયુક્તિઓની સરણિથી લેખનપદ્ધતિ ઓજસ્વી બનતી હતી.

વ્યાસસૂત્રો પરનુ 'શારીરક ભાષ્ય' લખાઈ રહ્યું હતું, તે સમયે એક અદ્ભુત પ્રસંગ બનેલો છે. એક દિવસે જ્યારે શાસ્ત્રચર્ચા ચાલી રહી હતી ત્યારે એક વૃદ્ધ બ્રાહ્મણે આવીને ભગવાનના શિષ્યોને પૂછ્યું કે 'તમારા ગુરુનું નામ શું છે અને તે કયા ગ્રંથની વ્યાખ્યા કરી રહ્યા છે?'

શ્રીપદ્મપાદાચાર્યે જણાવ્યું કે 'ભગવાન શ્રી શંકરાચાર્ય અમારા ગુરૂ છે અને તે વ્યાસસૂત્રો પર વ્યાખ્યા કરી રહ્યા છે.'

વૃદ્ધ બ્રાહ્મણે નમ્રતાથી જણાવ્યું કે 'વ્યાસસૂત્રો પર અનેક વ્યાખ્યાઓ થઈ છે, છતાં તેનાં મૂલ રહસ્યને હજીસુધી કોઈએ ઉકેલ્યું નથી. એ સૂત્રો ઉપનિષદોના સિદ્ધાન્તોની એકવાક્યતા કરવા માટે રચાયાં છે. અલ્પ અક્ષરાનાં એ સૂત્રો સારરૂપે છે, તેથી વ્યાખ્યાકારો મનગમતા અર્થો કરીને પોતપોતાના પક્ષોનું પ્રતિપાદન કરે છે. એ રીતે વ્યાખ્યા કરવાથી વ્યાસસૂત્રોનું સાચું રહસ્ય સમજાતું નથી. તમારા ગુરુએ કેવા પ્રકારની વ્યાખ્યા કરી છે, તે જાણવાની મને ઈચ્છા છે.'

ભગવાન શ્રી શંકરાચાર્ય ત્યાં હાજર હતા. વૃદ્ધ બ્રાહ્મણની વાણીને તે શાંતિથી સાંભળી રહ્યા હતા. તેમણે જણાવ્યું કે 'વિદ્વદ્વર! આપે જણાવ્યું, તે વાત બરોબર છે. વ્યાસસૂત્રોમાં જે રીતે ઉપનિષદોનાં

રહસ્ય ઉકેલવામાં આવ્યાં છે, તે રીતની વ્યાસસૂત્રો પરની વ્યાખ્યા થઈ નથી. વ્યાસસૂત્રો કોઈ સ્વતંત્ર સિદ્ધાન્તનું પ્રતિપાદન કરતાં નથી, પરંતુ વેદપ્રતિપાદ્ય સિદ્ધાન્તનું જ દર્શન કરાવે છે. એ 'અદ્વૈત દર્શન'ને બતાવવા માટે મારો પ્રયત્ન છે. આપની ઇચ્છા હોય, તો કોઈ સૂત્ર પર શાસ્ત્રચર્ચા શરુ કરીએ.'

વૃદ્ધ બ્રાહ્મણે ત્રીજા અધ્યાયના આરંભે આવેલ સૂત્રો પર ચર્ચા શરુ કરી.

तदंतरप्रतिपत्तौ रंहति संपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ।
જ્યારે જીવ મરણ સમયે એક દેહ છોડીને બીજા દેહમાં જાય છે, ત્યારે તાંડિશ્રુતિમાં ગૌતમે પૂછેલ પ્રશ્નથી અને જૈવલિએ આપેલ ઉત્તરથી એમ સિદ્ધ થાય છે કે 'જીવાત્મા પોતે દેહનો આરંભ કરનાર પંચીકૃત પાંચભૂતોનાં સૂક્ષ્મ તત્ત્વોની સાથે વીંટાઈને જાય છે.'

વ્યાસસૂત્રની એ વ્યાખ્યા સાંભળીને શાસ્ત્રચર્ચા કરવાના હેતુથી વૃદ્ધ બ્રાહ્મણે સાંખ્ય શાસ્ત્ર, કાણાદમત, જૈનમત અને બૌદ્ધ દર્શન વગેરેના પક્ષોની રજૂઆત કરીને શ્રીશંકરાચાર્યની વ્યાખ્યાને દોષપૂર્ણ બનાવી. ભગવાન શ્રીશંકરાચાર્યે પણ પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી અનેક યુક્તિ-પ્રયુક્તિઓ રજૂ કરીને તે સર્વપક્ષોનું ખંડન કરીને, સૂત્રપરક ઉપનિષદની વિચારણા સ્પષ્ટ શબ્દોમાં કરી. એ બે વિદ્વાનોની શાસ્ત્રચર્ચા શિષ્યમંડલી મુગ્ધભાવે સાંભળી રહી હતી. આઠ આઠ દિવસ સુધી અવિરતપણે એ બંનેનો વાદવિવાદ ચાલૂ રહ્યો: છતાં બંનેમાંથી કોઈની વાણી શિથિલ બનતી નહોતી. એ વિવાદને શાંત કરવાની ઇચ્છાથી શિષ્યપ્રવર શ્રીપદ્મપાદે જણાવ્યું કે,

'ભગવાન ! આપ સાક્ષાત્ વેદવ્યાસ છો અને મારા ગુરુવર સાક્ષાત્ શંકર છે. આ બદ્રિકાક્ષેત્રમાં બંનેનો યોગ અમારાં કલ્યાણ કરવા માટે થયો છે.'

પોતાના શિષ્યની એ વાણી સાંભળી, ભગવાન શંકરાચાર્યે હાથ જોડીને વૃદ્ધ બ્રાહ્મણને પ્રણામ કરતાં જણાવ્યું કે:

**भावत्कसूत्रप्रतिपाद्य तादृक् परापरार्थप्रतिपादकं सत् ।**
**अद्वैतभाष्यं तव सम्मतं चेत् सोद्‌वा ममागः पुरतो भवाशु ॥**

આપે રચેલ સૂત્રોમાં પરબ્રહ્મ અને અપરબ્રહ્મરૂપે રહેલ સત્ પદાર્થનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે સિદ્ધાન્તની સ્પષ્ટતા કરવા માટે મેં અદ્વૈત ભાષ્યની રચના કરી છે, તે જો આપને સંમત હોય, તો આપ મારી સમક્ષ પ્રગટ થાવ.

શ્રીશંકરાચાર્યની એ નમ્ર પ્રાર્થના સાંભળતાંની સાથેજ ભગવાન વેદવ્યાસ વૃદ્ધબ્રાહ્મણનું રૂપ છોડીને સ્વયં પ્રગટ થયા અને શ્રીશંકરાચાર્ય પર પ્રસન્ન થઈને શુભાશિષ આપવા લાગ્યા કે–

હે વિદ્વાન પુરુષ! વ્યાસસૂત્રો પર તમે ભાષ્યની રચના કરો છો, એ જાણીને મારા હૃદયને ખૂબ જ આનંદ થયો હતો અને તમારો સમાગમ કરવાના હેતુથી જ આવ્યો હતો. તમે રચેલ ભાષ્ય મારાં સૂત્રોનાં સાચાં રહસ્યને પ્રગટ કરી રહ્યાં છે, તેથી હું વિશેષ પ્રસન્ન થયો છું. તમારાં રચેલ 'શારીરક ભાષ્ય' થી અદ્વૈત દર્શન વિશેષ પ્રદીપ્ત બનશે અને તેથી અન્ય સર્વ મતમતાંતરોના મોહ દૂર થઈ જશે.

તમારાં માતા આર્યાંબા અને પિતા શિવગુરુએ પરમ તપ કરીને સદાશિવ શંકરને પ્રસન્ન કર્યા હતા. બુદ્ધિમાં અત્યંત પ્રગલ્ભ તેમજ તેજસ્વી એવા પુત્રને રૂપે તમે પ્રગટ થયા; પરંતુ તમારું વય ફક્ત સોળ જ વર્ષનું છે અને તે મર્યાદા આજે પુરી થાય છે. અદ્વૈત દર્શનનો પ્રચાર કરવા માટે તેમજ દંભ પાખંડ વગેરે ઉપધર્મોનો વિનાશ કરવા માટે આ પૃથ્વી પર તમે વિચરણ કરો, તેવી મારી

રહસ્ય ઉકેલવામાં આવ્યાં છે, તે રીતની વ્યાસસૂત્રો પરની વ્યાખ્યા થઈ નથી. વ્યાસસૂત્રો કોઈ સ્વતંત્ર સિદ્ધાન્તનું પ્રતિપાદન કરતાં નથી, પરંતુ વેદ પ્રતિપાદ્ય સિદ્ધાન્તનું જ દર્શન કરાવે છે. એ 'અદ્વૈત દર્શનને બતાવવા માટે મારો પ્રયત્ન છે. આપની ઇચ્છા હોય, તો કોઈ સૂત્ર પર શાસ્ત્રચર્ચા શરુ કરીએ.'

વૃદ્ધ બ્રાહ્મણે ત્રીજા અધ્યાયના આરંભે આવેલ સૂત્રો પર ચર્ચા શરુ કરી.

**तदंतरप्रतिपत्तौ रंहति संपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ।**
જ્યારે જીવ મરણ સમયે એક દેહ છોડીને બીજા દેહમાં જાય છે, ત્યારે તાંડિશ્રુતિમાં ગૌતમે પૂછેલ પ્રશ્નથી અને જૈવલિએ આપેલ ઉત્તરથી એમ સિદ્ધ થાય છે કે 'જીવાત્મા પોતે દેહનો આરંભ કરનાર પંચીકૃત પાંચભૂતોનાં સૂક્ષ્મ તત્ત્વોની સાથે વીંટાઈને જાય છે.'

વ્યાસસૂત્રની એ વ્યાખ્યા સાંભળીને શાસ્ત્રચર્ચા કરવાના હેતુથી વૃદ્ધ બ્રાહ્મણે સાંખ્યશાસ્ત્ર, કાણાદમત, જૈનમત અને બૌદ્ધ દર્શન વગેરેના પક્ષોની રજૂઆત કરીને શ્રીશંકરાચાર્યની વ્યાખ્યાને દોષપૂર્ણ બનાવી. ભગવાન શ્રીશંકરાચાર્યે પણ પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી અનેક યુક્તિ-પ્રયુક્તિઓ રજૂ કરીને તે સર્વપક્ષોનું ખંડન કરીને, સૂત્રપરક ઉપનિષદની વિચારણા સ્પષ્ટ શબ્દોમાં કરી. એ બે વિદ્વાનોની શાસ્ત્રચર્ચા શિષ્યમંડલી મુગ્ધભાવે સાંભળી રહી હતી. આઠ આઠ દિવસ સુધી અવિરતપણે એ બંનેનો વાદવિવાદ ચાલૂ રહ્યો: છતાં બંનેમાંથી કોઈની વાણી શિથિલ બનતી ન્હોતી. એ વિવાદને શાંત કરવાની ઇચ્છાથી શિષ્યવર શ્રીપદ્મપાદે જણાવ્યું કે,

'ભગવાન ! આપ સાક્ષાત્ વેદવ્યાસ છો અને મારા ગુરુવર સાક્ષાત્ શંકર છે. આ બદ્રિકાક્ષેત્રમાં બંનેનો યોગ અમારાં કલ્યાણ કરવા માટે થયો છે.'

પોતાના શિષ્યની એ વાણી સાભળી, ભગવાન શંકરાચાર્યે હાથ જોડીને વૃદ્ધ બ્રાહ્મણને પ્રણામ કરતાં જણાવ્યું કે

**भावरकसूत्रप्रतिपाद्य तादृक परापरार्थप्रतिपादकं सत् ।**
**अद्वैतभाष्यं तत्र सम्मतं चेत् सोद्‌रा ममाग्र पुरतो भवाशु ॥**

આપે રચેલ સૂત્રોમા પરબ્રહ્મ અને અપરબ્રહ્મરૂપે રહેલ સત્ પદાર્થન પ્રતિપાદન કરવામા આવ્યું છે, તે સિદ્ધાન્તની સ્પષ્ટતા કરવા માટે મેં અદ્વૈત ભાષ્યની રચના કરી છે, તે જો આપને સંમત હોય, તો આપ મારી સમક્ષ પ્રગટ થાવ.

શ્રીશંકરાચાર્યની એ નમ્ર પ્રાર્થના સાભળતાની સાથેજ ભગવાન વેદવ્યાસ વૃદ્ધબ્રાહ્મણનું રૂપ છોડીને સ્વયં પ્રગટ થયા અને શ્રીશંકરાચાર્ય પર પ્રસન્ન થઈને શુભાશિષ આપવા લાગ્યા કે–

હે વિદ્વાન પુરુષ! વ્યાસસૂત્રો પર તમે ભાષ્યની રચના કરો છો, એ જાણીને મારા હૃદયને ખૂબ જ આનંદ થયો હતો અને તમારો સમાગમ કરવાના હેતુથી જ આવ્યો હતો. તમે રચેલ ભાષ્ય મારા સૂત્રોના સાચા રહસ્યને પ્રગટ કરી રહ્યા છે, તેથી હું વિશેષ પ્રસન્ન થયો છું. તમારા રચેલ 'શારીરક ભાષ્ય' થી અદ્વૈત દર્શન વિશેષ પ્રદીપ્ત બનશે અને તેથી અન્ય સર્વ મતમતાંતરોના મોહ દૂર થઈ જશે.

તમારા માતા આર્યાંબા અને પિતા શિવગુરુએ પરમ તપ કરીને મહાશિવ શંકરને પ્રસન્ન કર્યા હતા. બુદ્ધિમા અત્યંત પ્રગલ્ભ તેમજ તેજસ્વી એવા પુત્રને રૂપે તમે પ્રગટ થયા, પરંતુ તમારું વય ફક્ત સોળ જ વર્ષનું છે અને તે મર્યાદા આજે પુરી થાય છે અદ્વૈત દર્શનનો પ્રચાર કરવા માટે તેમજ દંભ પાખંડ વગેરે ઉપધર્મોનો વિનાશ કરવા માટે આ પૃથ્વી પર તમે વિચરણ કરો, તેવી મારી

રહસ્ય ઉકેલવામાં આવ્યાં છે, તે રીતની વ્યાસસૂત્રો પરની વ્યાખ્યા થઈ નથી વ્યાસસૂત્રો કોઈ સ્વતંત્ર સિદ્ધાન્તનું પ્રતિપાદન કરતા નથી, પરંતુ વેદ પ્રતિપાદ્ય સિદ્ધાન્તનું જ દર્શન કરાવે છે. એ અદ્વૈત દર્શનને બતાવવા માટે મારો પ્રયત્ન છે. આપની ઇચ્છા હોય, તો કોઈ સૂત્ર પર શાસ્ત્રચર્ચા શરૂ કરીએ.'

વૃદ્ધ બ્રાહ્મણે ત્રીજા અધ્યાયના આરંભે આવેલ સૂત્રો પર ચર્ચા શરૂ કરી.

**तदंतरप्रतिपत्तौ रंहति संपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ।**
જ્યારે જીવ મરણ સમયે એક દેહ છોડીને બીજા દેહમાં જાય છે, ત્યારે તાંડિશ્રુતિમાં ગૌતમે પૂછેલ પ્રશ્નથી અને જૈવલિએ આપેલ ઉત્તરથી એમ સિદ્ધ થાય છે કે 'જીવાત્મા પોતે દેહનો આરંભ કરનાર પંચીકૃત પાંચભૂતોનાં સૂક્ષ્મ તત્ત્વોની સાથે વીંટાઈને જાય છે.'

વ્યાસસૂત્રની એ વ્યાખ્યા સાંભળીને શાસ્ત્રચર્ચા કરવાના હેતુથી વૃદ્ધ બ્રાહ્મણે સાંખ્ય શાસ્ત્ર, કાણાદમત, જૈનમત અને બૌદ્ધ દર્શન વગેરેના પક્ષોની રજૂઆત કરીને શ્રીશંકરાચાર્યની વ્યાખ્યાને દોષપૂર્ણ બનાવી ભગવાન શ્રીશંકરાચાર્યે પણ પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી અનેક યુક્તિ-પ્રયુક્તિઓ રજૂ કરીને તે સર્વપક્ષોનું ખંડન કરીને, સૂત્રપરક ઉપનિષદની વિચારણા સ્પષ્ટ શબ્દોમાં કરી. એ બે વિદ્વાનોની શાસ્ત્રચર્ચા શિષ્યમંડલી મુગ્ધભાવે સાંભળી રહી હતી આઠ આઠ દિવસ સુધી અવિરતપણે એ બંનેનો વાદવિવાદ ચાલૂ રહ્યોઃ છતાં બંનેમાંથી કોઈની વાણી શિથિલ બનતી નહોતી. એ વિવાદને શાંત કરવાની ઇચ્છાથી શિષ્યપ્રવર શ્રીપદ્મપાદે જણાવ્યું કે,

'ભગવાન! આપ સાક્ષાત્ વેદવ્યાસ છો અને મારા ગુરુવર સાક્ષાત્ શંકર છે. આ બદ્રિકાક્ષેત્રમાં બંનેનો યોગ અમારાં કલ્યાણ કરવા માટે થયો છે'

પોતાના શિષ્યની એ વાણી સાભળી, ભગવાન શંકરાચાર્યે હાથ જોડીને વૃદ્ધ બ્રાહ્મણને પ્રણામ કરતાં જણાવ્યું કે-

**भावत्कसूत्रप्रतिपाद्य तादृक् परापरार्थप्रतिपादकं सत् ।**
**अद्वैतभाष्यं तव सम्मतं चेत् सोद्‌रा ममाग्र पुरतो भवान्तु ॥**

આપે રચેલ સૂત્રોમાં પરબ્રહ્મ અને અપરબ્રહ્મરૂપે રહેલ સત્ પદાર્થનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે સિદ્ધાન્તની સ્પષ્ટતા કરવા માટે મેં અદ્વૈત ભાષ્યની રચના કરી છે, તે જો આપને સંમત હોય, તો આપ મારી સમક્ષ પ્રગટ થાવ.

શ્રીશંકરાચાર્યની એ નમ્ર પ્રાર્થના સાંભળતાની સાથેજ ભગવાન વેદવ્યાસ વૃદ્ધબ્રાહ્મણનું રૂપ છોડીને સ્વયં પ્રગટ થયા અને શ્રીશંકરાચાર્ય પર પ્રસન્ન થઈને શુભાશિષ આપવા લાગ્યા કે-

હે વિદ્વાન પુરુષ! વ્યાસસૂત્રો પર તમે ભાષ્યની રચના કરો છો, એ જાણીને મારા હૃદયને ખૂબ જ આનંદ થયો હતો અને તમારો સમાગમ કરવાના હેતુથી જ આવ્યો હતો. તમે રચેલ ભાષ્ય મારા સૂત્રોના સાચા રહસ્યને પ્રગટ કરી રહ્યાં છે, તેથી હું વિશેષ પ્રસન્ન થયો છું. તમારા રચેલ 'શારીરક ભાષ્ય' થી અદ્વૈત દર્શન વિશેષ પ્રદીપ્ત બનશે અને તેથી અન્ય સર્વ મતમતાંતરોના મોહ દૂર થઈ જશે.

તમારાં માતા આર્યાબા અને પિતા શિવગુરુએ પરમ તપ કરીને સદાશિવ શંકરને પ્રસન્ન કર્યા હતા. બુદ્ધિમાં અત્યંત પ્રગલ્ભ તેમજ તેજસ્વી એવા પુત્રને રૂપે તમે પ્રગટ થયા, પરંતુ તમારું વય ફક્ત સોળ જ વર્ષનું છે અને તે મર્યાદા આજે પુરી થાય છે. અદ્વૈત દર્શનનો પ્રચાર કરવા માટે તેમજ દંભ પાખંડ વગેરે ઉપધર્મોનો વિનાશ કરવા માટે આ પૃથ્વી પર તમે વિચરણ કરો, તેવી મારી

ઇચ્છા છે, માટે તમારા વયમાં હું વધારો કરું છું અને બત્રીશ વર્ષ સુધી આ જગત પર તમે ધર્મનો પ્રચાર કરો.

अष्टौ वयांसि विधिना तव वत्स दत्ता-
न्यन्यानि चाष्ट भवता सुधियार्जितानि ।
भूयोऽपि षोडश भवन्तु महाज्ञया ते
भूयाच्च भाष्यमिदमारविचन्द्रतारम् ॥

વિધિએ તમને આઠ વર્ષ આપ્યાં હતાં; તેમાં તમે બુદ્ધિના પ્રભાવથી આઠ વર્ષનો વધારો કર્યો. હવે તેમાં સોળ વર્ષ ઉમેરીને શિવની આજ્ઞાથી તમે બત્રીશ વર્ષના થાઓ અને આ ભાષ્ય સૂર્યચંદ્ર પ્રકાશે ત્યાં સુધી પ્રકાશતું રહો.'

વેદવ્યાસનાં એ શુભાશિષનો ભગવાન શંકરે શિરથી સ્વીકાર કર્યો. ભગવાન શંકરે પ્રાર્થના કરીને વેદવ્યાસને જણાવ્યું કે,

'શારીરક ભાષ્યની રચના કરતાં પહેલાં, મેં મુખ્ય અગિયાર ઉપનિષદો અને ભગવદ્ ગીતા પર ભાષ્યની રચના કરી છે.' અને એમ કહીને તેમણે તેમાંથી કેટલાક પ્રસંગો સંભળાવ્યા. વેદવ્યાસ પણ તે ભાષ્યોની રચના સાંભળીને ખૂબ જ પ્રસન્ન થયા અને શિષ્યમંડળી સહિત ભગવાન શ્રીશંકરાચાર્યની વિદાય લઈને અંતર્ધાન થયા.

ભગવાન શ્રી. શંકરાચાર્યે તે પછી બદ્રિકાશ્રમમાં નિવાસ કરીને 'શારીરક ભાષ્ય'ની રચના પુરી કરી. સૌથી પ્રથમ ઉપનિષદો પરનું ભાષ્ય, ત્યારબાદ ગીતા પરનું ભાષ્ય, અને છેવટે વ્યાસસૂત્રો પરનું 'શારીરક ભાષ્ય' એ ક્રમ પ્રમાણે પ્રસ્થાનત્રયીની રચનાથી ભગવાન શ્રીશંકરાચાર્યે અદ્વૈત વેદાન્તના સિદ્ધાન્તની સુંદર રીતે સ્થાપના કરેલી છે.

संसाराध्वनि तापभानुकिरणप्रोद्भूतदाहव्यथा–
खिन्नानां जलकांक्षया मरुभुवि भ्रान्त्या परिभ्राम्यताम्।
अत्यासन्नसुधाम्बुधिं सुखकरं ब्रह्माद्वयं दर्शय–
न्त्येषा शंकरभारती विजयते निर्वाणसंदायिनी ॥

આ સંસારનો માર્ગ છે. (તાપ, પાપ, સંતાપરૂપી સૂર્યનાં કિરણોથી પ્રગટેલ દાહની વ્યથા દરેક સંસારી યાત્રિકોને ખેદ પમાડે છે, ત્યારે જલનાં પાન કરવાની ઇચ્છાથી જીવો આમતેમ ભટકી રહ્યા છે; પરંતુ સંસારરૂપી મરુભૂમિ પર ક્યાંય જળ મળતા નથી. આવા વિકટ પ્રસંગે ભગવાન શ્રી શંકરાચાર્યની આ મોક્ષ આપનારી અમરવાણી સહાયે આવે છે કે સુખકર અદ્વૈત બ્રહ્મના દર્શન કરાવે છે અને જે અત્યંત નજીક રહેલ અમૃત સાગરનાં દર્શન કરાવે છે.)

મુંબાઇ ગૂજરાતી પ્રેસમા શ્રીશંકરાચાર્ય ભાષ્યસહિત તૈત્તિરીયોપનિષત્ પ્રગટ થયેલ છે, તેનુ સંપાદન શ્રા. દિનકર વિષ્ણુ ગોખલે મહાશયે કર્યુ છે. તે ગ્રંથની પ્રસ્તાવનામા ઉપરનું મંગલાચરણ આપીને સંપાદકે અંગ્રેજી ભાષામા જે મંતવ્યો રજૂ કર્યાં છે, તેનો સાર આ નીચે પ્રગટ કર્યો છે.

"ભારતીય વિચાર પદ્ધતિ અને ખાસ કરીને વેદાન્ત દર્શનની પ્રગતિમા શ્રી શંકરાચાર્યની વેદાન્ત પદ્ધતિએ ઘણો મોટો ફાળો નોંધાવ્યો છે, તે વિષે શંકા નથી. આજે જો કે વેદાન્તદર્શનની બીજી દ્વૈત પદ્ધતિઓનો જેટલો શંકર વેદાન્તનો અભ્યાસ થતો નથી. વિદ્યાપીઠના અભ્યાસક્રમમા આવતા શાંકર વેદાન્તનો અભ્યાસ કરનારા ઘણા વિદ્યાર્થીઓમાંથી ઘણાખરા એમ જણાવે છે કે, 'અમે શાંકર વેદાન્ત સમજી શક્યા નથી, શાંકર વેદાન્તની વિચારસરણિ આકર્ષક હોવા છતા વ્યવહારુ નથી. 'આખીય વિચારસરણી બુદ્ધિગમ્ય થઇ શકતી નથી' પરંતુ શ્રી શંકરાચાર્યને અનુસરનારાઓમાંથી પણ ઘણા થોડા મળી

આવનો કે 'જે પોતે તેમના ભાષ્યોનો સંપૂર્ણ અભ્યાસ કરવા માટે જીવન વીતાવવા તૈયાર હોય.”

જો આપણે શ્રી શંકરાચાર્યના વેદાન્ત દર્શનને સમજવા ઇચ્છતા હોઇએ, તો આપણે તેમના મૂલ ગ્રંથોનો સીધો અભ્યાસ કરવો જોઇએ, તેમનાં કથનને સંપૂર્ણ રીતે સમજી લેવા જોઈએ અને ટીકાકારોના મતથી દોરવાયા પહેલા જ મૂલગ્રંથો વિષેના આપણા વિચારો પરિપકવ કરવા જોઇએ. ટીકા અને વિવેચનને પછીથી અવકાશ મળવો જોઇએ અને એ રીતે ટીકા કે પરિપ્રશ્ન જાગે, તે આવકારદાયક છે, જો કે તે બુદ્ધિગમ્ય બની રહેવા જોઇએ આપણે ઉદાર મન રાખીને ટીકાટિપ્પણોનો વિચાર કરવો જોઇએ અને મતનો સ્વીકાર કે અસ્વીકાર કરવામા આપણે તૈયાર રહેવું જોઇએ.

શ્રીશંકરાચાર્યની કૃતિઓનો અભ્યાસ કરવા ઇચ્છતા જિજ્ઞાસુઓમા પણ મોટા ભાગના માણસો તો એવા હોય છે કે તેઓ પહેલા ટીકા ટિપ્પણો વાંચતા હોય છે અને તેના પરથી પોતાના મન પર છાપ પાડતા હોય છે, પરંતુ મૌલિક કૃતિઓ સુધી તેઓ પહોંચતા નથી. તે ઉપરાંત જે લોકો વેદાન્ત પદ્ધતિનો અભ્યાસ ફક્ત તેના પર ટીકા કરવા પૂરતો જ કરવા ઇચ્છતા હોય છે, તે લોકો ઉપરછલી જણાઈ આવતી અસંબદ્ધ છીછરી યુક્તિપ્રયુક્તિઓને જોતા હોય છે અને તેના આધારે વેદાન્તપદ્ધતિનો અસ્વીકાર કરતા હોય છે. આવી માન્યતા ધરાવનારાઓ માટે તો વેદાન્તના સત્યો સદા ઢંકાએલાં રહે છે, કારણ કે તેમને પોતાને તો જે જોવુ હોય છે, તેટલું જ તે જોતા હોય છે અને તેથી ગંભીર સત્યોના સમજણ માટે તેઓ કોઇ પ્રગતિ કરી શકતા નથી. વેદાન્તની વધારે પડતી ટીકા કરનારા આવા લોકોજ હોય છે અને સાચી રીતે કહેવામા આવે તો આ બાબતમા જેટલું અજ્ઞાન વધારે તેટલાં વધારે પડતાં ટીકા ટિપ્પણોને અવકાશ હોય છે. આવા

પ્રકારના ટીકાકારો કેટલીક વખતે તો મૂલ પ્રવાહ સુધી પહોંચી જતા હોય છે, તોપણ તેનાં પાન કરી શકતા નથી અને કિનારે પડેલા કાંટા કાંકરા ઉપાડી લાવે છે.

આ પ્રકારે વિરુદ્ધ મત ધરાવનારાઓએ શાંકરમત વિષે એવી તો અસંબદ્ધ અસંગતિઓ ઉભી કરી હોય છે કે જેથી શાંકરમત વિષે આદર ધરાવનારને પણ નિરાશા ઉભી થાય એમ હોય છે; પરંતુ શ્રી શંકરાચાર્ય પ્રતિ વિશેષ સમ્માન હોય અને તેમના વિષય માટે ઉત્તમ ભાવ હોય; તોજ શાંકરમત માટે પ્રેરણા જાગે એમ હોય છે. જગદીશ્વર વાદ, આદર્શવાદ, એકતાવાદ, શૂન્યવાદ, વગેરે બીજા અનેક વાદો સાથે જ્યારે શ્રી શંકરાચાર્યના વેદાન્તને સરખાવવામાં આવે છે, ત્યારે એમ લાગે છે કે સત્યના મૂલ્યાંકનમાં તેઓ શાંકરમતની તુલનામાં ઉભા રહી શકતા નથી અને સત્યના નિરૂપણમાં પોતાની અલ્પ માન્યતા રજૂ કરતા હોય છે.

કેટલાક પાશ્ચાત્ય તેમજ થોડાક ભારતીય વિવેચકો વેદાન્ત દર્શન વિષે સંપૂર્ણ રીતે એકમત થઇને એમ જણાવે છે કે 'વેદાન્ત દર્શન તે જગદ્‌ઈશ્વરવાદ (Pan–theistic) છે. ખરી રીતે આ માન્યતા સાચી નથી. કારણ કે પેન્થીઝમની વ્યાખ્યા એવી કરવામાં આવી છે કે 'આ જગત તે સંપૂર્ણરીતે ઇશ્વિર છે; એવો મત ધરાવવો કે સ્વીકારવો અથવા તો આ એક એવી માન્યતા છે કે જે એમ જણાવે છે કે ઇશ્વિર નથી પરંતુ કેટલાક મિશ્ર નિયમો અને પરિબળો વિશ્વના અસ્તિત્વ માટે પ્રગટ થએલાં છે.'

હવે એ વાત તો ચોકખી છે કે, વેદાન્તે ઇશ્વરની સત્તાનો કદી પણ નિષેધ કર્યો નથી. તેની ભાવના એવી છે કે 'ઇશ્વર માનવ કરતાં વિશેષ છે, તેમજ માન અને પ્રેમનું તે ઉત્તમ સ્થાન છે.' એ માન્યતા

રજૂ કરતાં એટલું તો સાબિત થાય છે કે; 'સત્યને જો કે તેના ખરા સ્વરૂપમાં જોઇ શકાતું નથી, તો પણ સત્યનું સંપૂર્ણ દર્શન પ્રકૃતિ સહિત ઇશ્વરને જોવામાં નહિ; પરંતુ કેવલ એક ઇશ્વરને જોવામાં રહેલું છે;' એ માન્યતા ખરા સત્યથી વિરૂદ્ધમાં જતી નથી. 'જગતના અસ્તિત્વમાં જે સંયુક્ત બળો અને નિયમનો પ્રગટ થએલાં છે, તેને કારણે ઇશ્વરની માન્યતા સિદ્ધ થાય છે, એમ વેદાન્ત કહેતું નથી. 'આપણે ઇશ્વરને જગતના દરેકે દરેક પદાર્થમાં જોવા જોઇએ.' એમ વેદાન્ત જણાવે છે; તેનો શું અર્થ છે ? એ પ્રશ્નના જવાબમાં એટલું જ જણાવવાનું છે કે; જગદીશ્વર (પ્રકૃતિ)વાદ અને વેદાન્ત દર્શન વચ્ચેનો તફાવત એટલો જ છે કે; 'પ્રકૃતિવાદ જગતને ઇશ્વર તરીકે જુએ છે અને વેદાન્ત દર્શનમાં જગતમાં ઇશ્વરને જુએ છે.' જ્યાં સુધી ઉપર છલી નજરથી આપણે એક વૃક્ષને વૃક્ષ તરીકે જોઇએ, ત્યાં સુધી વૃક્ષ વૃક્ષ સિવાય બીજું કાંઇ નથી, એમ નક્કી થાય છે; પરંતુ જ્યારે આપણે ઊંડા ઉતરીને જોઇએ, તેના નામ અને રૂપ છોડીને તેના મૂલ રહસ્ય સુધી પહોંચી જઇએ, ત્યારે આપણે ઇશ્વર સિવાય બીજું કાંઇ જ દેખતા નથી. આ જગતમાં જે કાંઇ ભેદ જોવાને મળે છે તે બધા દેશ, કાલ અને નિમિત્તને લીધે બનેલાં નામ અને રૂપોથી ઉભા થએલા હોય છે. હવે જે આ નામો અને રૂપો અથવા દેશ, કાલ અને નિમિત્ત કારણ છે; તે બધાં ગંભીર રીતે જોવામા આવે તો તે મનના રૂપો છે, અર્થાત મને કરીને પ્રગટ થએના બહારનાં રૂપો કે ચિત્રો છે. અને જ્યારે મન શુદ્ધ બને, વિલીન બને કે આરામ સેવે ત્યારે અંદરની એકતા, બાહ્ય દેખાતાં જગતના સ્વરૂપનું પરિણામ રહસ્ય આપો આપ પ્રગટ થાય છે. વેદાન્ત દર્શન જણાવે છે કે; 'પ્રકૃતિ પોતાની રીતે એક ક્ષણ પણ ટકી શકે એમ નથી.' તે વિશેષમાં જણાવે છે કે 'સ્વતંત્ર રીતે રહેલી અનંતની સત્તા અને પરતંત્ર રહેલું જગત એ બંને વચ્ચે ઘણો મોટો તફાવત રહેલો છે.' કારણ કે પરિમિત

જગત પોતે જ અનંતની મર્યાદા રૂપે બનીને રહે છે. 'ઇશ્વર પોતે અનંત હોવાને કારણે પોતાની મર્યાદા પોતાના હાથમાં રાખે છે' એ કથન એટલા માટે અસંગત લાગે છે કે તેથી કાંતો નિર્હેતુક પદાર્થ કે સહેતુક પદાર્થ એવા બે વિસંગત. પદાર્થોનો સ્વીકાર કરવો પડે કે જે શક્ય નથી. એથી એ તાત્પર્ય ફલિત થાય છે કે ઇશ્વર પોતે પ્રકૃતિરૂપ (જગદીશ્વર વાદ–પેન્થીઝમ) બની શકે એમ નથી અર્થાત પ્રકૃતિ–જગત ઇશ્વરને સંપૂર્ણ રીતે વ્યકત કરી શકે એમ નથી.

આ ઉપરથી બીજું ફલિત પણ એ થાય છે કે વેદાન્ત દર્શનની રીતે 'ઇશ્વર એ કોઇ આદર્શ' નથી: કારણ કે આપણે આદર્શને જોઇ શકીએ એમ નથી. આદર્શને જોતાં જ આદર્શનો લોપ થાય છે એ રીતે વેદાન્ત દર્શન આદર્શવાદ (Idialism) બનતું નથી; તે સાથે વેદાન્ત દર્શન સત્યવાદ (Realism) પણ બનતું નથી; કારણ કે જગતમાં જે કાંઇ ભિન્નવિભિન્ન પદાર્થો દેખાય છે અને તેને લીધે જે કાંઇ અપૂર્ણતાઓ રહેલી છે, તે બધી અજ્ઞાનને લીધે ઉભી થયેલી છે; તે છતાં પણ આ બધી અજ્ઞાનજન્ય વિભિન્નતાઓની ભૂમિકામાં એક સત્ય વસ્તુ રહેલી છે કે જેને આધારે આ બધા ભિન્ન પદાર્થો દેખાય છે.

એ રીતે આદર્શવાદ (આઇડીઆલીઝમ) કે સત્યવાદ (રીઆલીઝમ) બંનેથી વેદાન્ત દર્શન જુદું તરી આવે છે; તે છતાં પણ વેદાન્ત દર્શન દ્વારા આ બંને વાદોને સમજાવી શકાય એમ છે, કારણ કે પરમાત્મ તત્ત્વ કે જે વાસ્તવિક પરિપૂર્ણ સત્ય છે: તે પોતે આંતરિક રીતે આદર્શ સત્ય બની રહે છે તેમજ બહારની રીતે જગતનુ આધાર બની રહે છે.

પશ્ચિમી વિચારકોની માન્યતા પ્રમાણે ફિલ્સુફીને બુદ્ધિના પૃથક્કરણનું શાસ્ત્ર અર્થાત્ બુદ્ધિને ઉપયોગી વસ્તુ તરીકે ગણવામાં આવે છે. ફિલ્સુફી એક સિદ્ધાંત અને સમન્વયને સાધવા માટેની ભૂમિકામાંથી

જે એક ભાવના પોષે છે, તેને કારણે ફક્ત કાલ્પનિક અથવા પ્રમેય-જન્ય માન્યતાઓના આધાર પર ફિલ્સુફી ટકી રહી છે. તેને કારણે જગતનાં કાર્ય વિધાનોમાં તે એક વિસ્મયજનક આંતરદર્શન રજૂ કરે છે. પરંતુ આપણો આ જગતનો પ્રવાસ કે જે આપણને મૃત્યુની ઘેરી છાયારૂપી ખાડી તરફ ધકેલી રહ્યો છે તેમાંથી સંરક્ષણ આપવાના ઉપાયને સૂચવવામાં આ ફિલ્સુફી કાંઇ કરી શકતી નથી. જ્યારે વેદાન્ત-દર્શનની મહત્તા અને વિભૂતિ એ ઘટનામાં રહેલી છે કે, તે કેવળ આંતર દર્શન વિચાર સુધી જ પરિમિત નથી; પરંતુ તેનું ક્ષેત્ર તો આંતર દર્શનથી આધારિત જીવનના આચાર સુધી લંબાય છે કે જે જીવનના આત્મિક વિકાસ અને આત્મદર્શન સુધી માનવને દોરી જાય છે. આરંભથી જ વેદાન્તદર્શને જીવનના હાર્દ સાથે સંપર્ક સેવ્યો છે અને માનવનાં જીવન, લાગણીઓ અને પ્રારબ્ધ વિષે સ્પષ્ટભાવો પોષ્યા છે. જગતના બૌદ્ધિક વિજ્ઞાનના ક્ષેત્ર સુધી જ પરિમિત નહિં રહેતાં જીવનનાં બંધરહિત મુક્ત શાશ્વત ભાવો સુધી વેદાન્ત દર્શને આત્મ-દર્શન સાધી આપ્યું છે.

વેદાન્ત દર્શને જે માયાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે, તે એક રીતે ન સમજાય તેવો હોવાને કારણે વિરુદ્ધમતે ગેરસમજ ઉભી કરે, તેવી રીતે રજૂ કરવામાં આવ્યો છે અને તેથી વેદાન્ત દર્શનનું તે એક નબળું પાસું ગણવામાં આવે છે, પરંતુ ખરી રીતે તો અદ્વૈત વેદાન્તનો તે એક મુખ્ય સિદ્ધાંત બની રહ્યો છે અને તે ભારતીય સિદ્ધાંતની રીતે સત્ય અને તેના દેખાવના સ્વીકારમાં અંતિમ ઘોષણારૂપે ગણાય છે. તે સિદ્ધાંતને હવે કાન્ટ અને શોપનહોરના બોધપાઠના પ્રકાશને આધારે પશ્ચિમમાં સમજવાની શરૂઆત થઇ છે અને તેની સમાલોચના પણ થવા લાગી છે.

કાર્લાઇલ લખે છે કે 'આજે નજરે દેખાતું વસ્તુદર્શી જગત છે; તે આખરે તો મારે માટે પવનની જેમ વહી જતી કલ્પના છે.

હજારો સર્જનો અને વિનાશોની પ્રકૃતિથી વજૂદવાળું દેખાતું આ જગત તો આપણા એક માત્ર આંતરબળનો ચમત્કાર છે, આપણા સ્વપ્નનો તે એક માત્ર આભાસ છે.

'નજરે દેખાતી બધી વસ્તુઓ કેવળ ચિન્હ માત્ર (દેખાવની) છે. તમે જે ચીજને જોઇ રહ્યા છો; તે તેની પોતાની સત્તાથી ત્યાં હોતું નથી. ખરી રીતે તો તે પદાર્થનું અસ્તિત્વ ત્યાં હોતુંજ નથી. આત્મિક રીતેજ પદાર્થની સત્તા રહેલી છે અને તે રીતે તે વિચાર અને ક્ષેત્રની ભૂમિકાને રચે છે. ડૉ. ડાઉસને એક વખત જણાવ્યું હતું કે, ભારતીય વેદાન્ત દર્શનનું સર્વોત્તમ સત્ય એ છે કે; આ જગત માયારૂપે-એકમાત્ર કલ્પનારૂપે રહેલ છે. પશ્ચિમ ફિલ્સુફીની સાથે આ વિચારસરણિ સુસંગત થાય છે. આ એક એવા પુરૂષના શબ્દો છે; કે જેણે વેદાન્તદર્શનના અભ્યાસમાં પોતાનું જીવન આપેલું છે.

વેદાન્ત દર્શન જણાવે છે કે 'જગત એ તો એક સ્વપ્ન જેવું છે અને તે પરથી એમ ફલિત થાય છે કે, 'જગતનું શાશ્વત સત્ય સત્તા તરીકેનું સ્થાન નથી.' આજના યુગમાં આ સત્ય કથનને બીજીપ્રકારની પદ્ધતિથી સ્થાપી શકાય એમ છે. કાન્ત અને શોપનહોરની વિચાર પદ્ધતિએ પશ્ચિમની માન્યતામાં આ સત્યકથનને રજૂ કરેલ છે. અને તે પરથી એક વાત ફલિત થાય છે, તે એ કે શ્રી શંકરાચાર્યે રજૂ કરેલ અદ્વૈત વેદાન્ત દર્શનની મૌલિક વિચારપદ્ધતિ કાન્ટ અને શોપનહોર કરતા અનેક રીતે ઉત્તમ છે.

ડૉ. ડાઉસનના કથન પ્રમાણે શ્રી શંકરાચાર્યે વ્યવસ્થિત કરેલ પૃથક્કરણ આ પ્રમાણે છે. અપરા અને પરાવિદ્યા અર્થાત્ વ્યવહારિકી અને પારમાર્થિકી સત્તા દશ્ય પદાર્થ અને દક વસ્તુ પોતે. આ પ્રકારનુ પૃથક્કરણ પ્રાકૃતિક વિજ્ઞાનના સિદ્ધાંતોને સ્વતંત્ર રીતે વિચાર કરવા માટે અને તે રીતે ભૌતિકશાસ્ત્રને સંપૂર્ણ ન્યાય આપવા માટેનુ

એક સંભવિત સાધન બની રહે છે અને તેથી આગળ વધીને આંતર અનુભવદ્વારા પૃથક્કરણ કરેલ અને ધર્મનાં બધાંજ મૌલિક સિદ્ધાન્તો-દ્વારા વેદાન્તદર્શનને પ્રાપ્ત કરવા માટેનું પણ એક ઉત્તમ સાધન બની રહે છે ].

હવે અહિં એક પ્રશ્ન એ જાગે છે કે; 'જો સર્વત્ર એક સત્તા છે અને હોય શકે છે, તો પછી અનંત સત્તા, શાશ્વત પૂર્ણતા, શાશ્વત સુખ માયાનો વિષય શી રીતે બની શકે? અજ્ઞાન, પાપ અને ક્લેશ એ બધાનું મૂળ કારણ જે અવિદ્યા છે, તે ક્યાંથી પ્રગટ થવા પામી? આ પ્રશ્નનો ઉત્તર આ રીતે છે. ખરી રીતે તો આ પ્રશ્નને અવકાશજ મળતો નથી; શાથી? પૂર્ણતાની વ્યાખ્યાજ એ હોય કે જે કાલ, દેશ અને નિમિત્તથી પર છે, તો પછી આ પ્રશ્નનું સ્વરૂપજ બદલાઇ જાય છે; કારણ કે પૂર્ણ સ્વરૂપ અપૂર્ણ શી રીતે થઇ શકે? તર્કની પદ્ધતિમાં આ પ્રશ્નને એ રીતે મૂકી શકાય કે 'જે હેતુ નિમિત્તથી પર છે, તે હેતુની મર્યાદામાં શી રીતે આવી શકે? અર્થાત્ આ પ્રશ્ન અહિં ટકી શકતોજ નથી. તમે અવિદ્યાનું કારણ પૂછી રહ્યા છો; પરંતુ તેને કોઇ કારણ છેજ નહિ. કારણ કે જ્યાં સુધી સંસાર છે, ત્યાં સુધીજ કાર્યકારણ ભાવ ટકી રહે છે. સંસારથી પર બનતાં તે ટકતાં નથી. આ કાર્યકારણને શોધવા જતાં આપણે આપણા મનની એવી દશાને ઉભી કરીએ છીએ કે જે મનની દશા કોઇ રીતે ઉભી થઈ નથી અને તેને કોઇએ બનાવી નથી.

વેદાન્ત દર્શન આદર્શ પદ્ધતિએ નિરૂપેલ હોવા છતાં આચાર અને વ્યવહારમાં વિશ્વવ્યાપી સાર્વત્રિક છે. આદર્શ આત્મભાવનામાંથી આ વિશ્વનું પ્રાકટ્ય થયું છે અને તેથી આ વિશ્વ પણ મૂલરૂપે સાર્વત્રિક આનંદ અને સત્યના સ્વરૂપનું દર્શન છે અને એ રીતે દરેકે દરેક માનવ એકજ વિશ્વવ્યાપી આત્મબ્રહ્મનું પ્રગટ સ્વરૂપ છે. 'માનવ માત્રને આપણે ચાહવો જોઇએ.' એ બાબત એટલા માટે

સુમંગત છે કે આપણા બધા સાથીદારો—મિત્રોની આત્મચેતનાની એકતાનાં બધામાં દર્શન થાય છે. આપણી અંદર જે સત્ય દિવ્ય ચેતના રહેલી છે, તેને આપણે જે આદર આપવો જોઇએ; તે જ આદર અને ભાવ આપણે દરેકમાં વ્યકત કરવો જોઇએ.

વિશ્વના બીજા મહાન ધર્મોની જેમ ખ્રિસ્તી ધર્મ નૈતિક આચાર ધર્મને એક પ્રસિદ્ધ માન્યતાની ઢબે આ રીતે રજૂ કરે છે કે; "Love thy neighbour as thy self" (તારી જેમ તારા પાડોશી પર પ્રેમ રાખ.) પરંતુ અહિં પ્રશ્ન એ જાગે છે કે 'મારે શા માટે મારા પાડોશી પર પ્રેમ રાખવો જોઇએ? મારો પાડોશી મારા કરતાં જુદો છે. તેનાં સુખ દુઃખ સાથે મારે કે મારાં સુખ દુઃખ સાથે તેને કોઇપણ જાતનો સંબંધ નથી"

ડૉ. ડાઉસન આ બાબતમાં ખાત્રી આપીને જણાવે છે કે, આ પ્રશ્નનો ઉત્તર બાઇબલમાંથી મળતો નથી પણ તેનો ઉત્તર વેદવાક્યમાંથી મળે છે. એ સુપ્રસિદ્ધ વાક્ય 'तत् त्वम् असि' તે તું છે. એ ત્રણ શબ્દોમાં આપણને વિજ્ઞાનશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનો નિયમ મળી રહે છે.

એ રીતે આપણને વેદાન્તશાસ્ત્ર ઉદારતા અને ક્ષમાના પાઠ શીખવે છે અને એ રીતે જ્યારે શ્રીશંકરાચાર્યના વેદાન્ત દર્શનને આપણે હસ્તગત કરીશું અને આપણા મનમાં શુદ્ધ વાતાવરણ પેદા કરીશું; ત્યારે આપણા આ અંતરાત્મામાં વિશ્વ આત્માનાં દર્શન થશે, વ્યકિત વ્યકિત મટી સમષ્ટિ બની રહેશે તેમજ પ્રેમ તે પ્રકાશનુ સ્વરૂપ બનશે અને પ્રકાશ આનંદનુ સ્વરૂપ ધારણ કરશે.



# પ્રકરણ સાતમું

## — વિજય પ્રસ્થાન —



तत्पादपद्मे निजचित्तपद्मे
*पश्यन् कथंचिद् विरहं विषह्य ।*
यतिक्षितीशोऽपि गुरोर्नियोगात्
मनो दधे दिग्-विजये मनीषी ॥

—શંકર દિગ્વિજય ૭ ૬૦

ભગવાન વેદ વ્યાસ ચાલ્યા ગયા, તેમના વિરહને શાંત કરવા ભગવાન શંકરાચાર્યે પોતાના ચિત્તરૂપી કમલમાં વેદવ્યાસનાં ચરણકમળનું ધ્યાન ધર્યું અને ત્યારબાદ વેદવ્યાસની આજ્ઞા થવાથી, સર્વ યતિઓમાં શ્રેષ્ઠ શ્રી શંકરાચાર્ય મહારાજે દિગ્વિજય કરવા માટેની તૈયારી કરી લીધી

अथ शिष्यवरैर्युतः सहस्रै
रनुयात स सुधन्वनो च राज्ञा ।
ककुभो विजिगीषुरप सर्वा
प्रथम सेतुरदारधोः प्रतस्थे ॥

—શંકર ૧૫. ૧

ભગવાન શ્રી શંકરાચાર્ય મહારાજે સર્વ દિશાઓ પર અદ્વૈત વેદાન્ત દર્શનની વિજય પતાકા ફરકાવવા માટે સેતુબંધ રામેશ્વર પર

પ્રસ્થાન કર્યું; તે વખતે તેમની સાથે સુધન્વા રાજા પણ અનેક શિષ્ય-પ્રશિષ્યોની મંડળીની સાથે વિજયયાત્રા કરવા માટે જોડાયો હતો.

> इति सकलविशासु द्वैतवार्ता निवृत्तौ
> स्वयमर्थ परितस्तागायमद्वैतवर्त्म ।
> प्रतिदिनमपि कुर्वन् सर्वसंदेहमोक्षं
> रविरिव तिमिरौघे संप्रशान्ते महःस्वम् ॥

જુદી જુદી દિશાઓમાં ફેલાયેલા દ્વૈત વાદોને દૂર કરીને એક માત્ર અદ્વૈત માર્ગની સ્થાપના કરવાની શુભ ભાવનાથી ભગવાન શ્રીશંકરાચાર્ય મહારાજ પોતે પ્રતિદિન દેશ પ્રદેશોની યાત્રા કરી રહ્યા હતા અને જેમ સૂર્ય નારાયણ પ્રતિદિન યાત્રા કરીને અંધકારના મોટા સમૂહો દૂર કરે છે અને પોતાના સ્વતંત્ર પ્રકાશને ફેલાવે છે; તે રીતે ભગવાન શ્રી શંકરાચાર્ય સર્વજનોના સંદેહરૂપી અજ્ઞાન અંધકારને દૂર કરીને મોક્ષરૂપી દિવ્ય પ્રકાશને આપવા માટે અવિરત ગતિએ નિત્ય-નિરંતર-યાત્રા કરી રહ્યા હતા.

× × × ×

ભારતનો એ દક્ષિણ પ્રદેશ છે, જેના ચરણોને સમુદ્ર સદા પખાળી રહ્યો છે. એ સમુદ્ર પરની જલભરી હવા લઈને દક્ષિણ પવન ઉત્તર પ્રદેશ તરફ વહે છે અને ભારતના પ્રદેશોને ફળદ્રુપ બનાવે છે. ત્યાં ઉત્તરમાં માનદંડ સમાન હિમાલય પર્વતરાજ પથરાયો છે; જાણે કે પૂર્વ અને પશ્ચિમ તરફ તેની બે વિશાળ ભુજાઓ ફેલાઈ છે. ઉત્તરમાંથી વહેતી ગંગા પૂર્વના પ્રદેશને પવિત્ર કરે છે અને તે જ હિમાલયની એક શાખા પર્વતાવલિમાંથી વહેતી સિંધુ પશ્ચિમના પ્રદેશને પવિત્ર કરે છે.

મહાભારતના એ સુપ્રસિદ્ધ શ્લોકે ભારતની પ્રતિષ્ઠા આ રીતે આંકી છે :—

> उत्तरं यत् समुद्रस्य हिमाद्रेश्चैव दक्षिणम् ।
> वर्षं तद् भारतं नाम भारती यत्र संस्थितिः ॥

સમુદ્રથી ઉત્તરે અને હિમાલયથી દક્ષિણે આવેલ તે ભારત પ્રદેશ છે કે જ્યાં ભારતી સંસ્કૃતિની સ્થાપના થયેલી છે.

આમ ભારત પ્રદેશે ભારતીય સંસ્કૃતિનાં મીઠાં મધુરાં પાન કર્યાં છે; તેમાં અધ્યાત્મ ભાવનાના રસ સર્વોત્તમ છે. દેશ, કાળ અને દિશાથી પર બનીને ભારતની આત્મભાવના વિશ્વભરમાં વ્યાપક બની છે. એ ભારતમાં પ્રગટ થએલ આત્મપુરુષ 'જગતનો ગુરુ' બને છે. જગતભરનાં સર્વ સંપ્રદાયો અને અનુયાયોને નીતિ, સમાજ અને આચારના પાઠ આપે છે. કો'ક ઉંચા ગુરુશિખર પર ચઢીને વિહંગાવલોકન કરી શકાય, તે રીતે વિશ્વના સમસ્ત ધર્મોમાં સર્વોત્તમ શિખર તે અધ્યાત્મવિદ્યા છે અને તેની ઉપાસના–સાધના કરનાર ભારતીય પુરુષ સર્વ જગતને

ઓષપાઠ આપે છે એ રીતે 'જગદ્ગુરુ'ના સર્વોત્તમ પદપર ભારતના અદ્વૈત-વેદાન્તનાં પુરસ્કર્તા શ્રી શંકરાચાર્ય મહારાજનો અભિષેક થએલો છે.

એ જગદ્ગુરુ પરમહંસ પરિવ્રાજકે દક્ષિણ પથ પરથી પોતાની જીવનયાત્રા શરૂ કરી નર્મદાના પવિત્રતીર્થપર નિવાસ કરતા પૂજ્યપાદ ગુરુશ્રી ગોવિન્દ તીર્થરાજ પાસે દીક્ષા ગ્રહણ કરી અને ત્યાં આરામ નહિ સેવતાં, જ્ઞાન અને વિજ્ઞાનની ભિક્ષા આપનાર અન્નપૂર્ણા અને કાશી વિશ્વનાથના ચરણથી પવિત્ર બનેલ કાશીપુરીમાં તે યતિવર આવી પહોચ્યા. કાશી એ તો અન્નપૂર્ણાની પ્રપા (પરબ); ત્યાં પણ સદાનો નિવાસ તો થાયજ નહિ અને સાક્ષાત્ વિશ્વનાથનાં દર્શન થતાંજ, તે યતિવરની યાત્રા આગળ વધી, તે ઉત્તરાખંડના હિમાલયના પવિત્ર ધામ કેદાર ક્ષેત્રમાં આવીને યતિવરે નિવાસ કર્યો. ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રો વેદાન્તદર્શનના એ ત્રણ મહાપ્રસ્થાન. જગત્ પર પ્રસ્થાન કરતા પહેલા આ ત્રણ પ્રસ્થાન વિનોકતા સર્વત્ર વિજય પ્રાપ્ત થાય અને અવિદ્યા, અંધકાર, મતમતાંતર; કલેશકંકાસના તાપ, સંતાપથી સર્વ જીવો મુક્ત બની અદ્વૈતના મહાપ્રસ્થાનપર શાંતિ સેવે, એવી દિવ્ય શુભભાવના એ યતિવરને હૈયે વસી અને થોડાજ કાળમાં ત્રણ ભાષ્યોની રચના થઇ.

અહિં આ દિવ્ય યોગીની જીવનયાત્રા પુરી થવાની હતી, પરંતુ જગતપરનાં અંધકાર ઉલેચવા અને અદ્વૈતના પ્રકાશ ફેલાવવા, એ દિવ્ય અવતારી પુરુષની જીવનયાત્રા આગળ વધે અને તેમનાં વિજય પ્રસ્થાન અખંડ અદ્વૈત વેદાન્તદર્શનની પ્રતિષ્ઠા કરે, તે આવશ્યક હતું અને તેથી વેદવ્યાસે તેમના જીવનની યાત્રામાં થોડાક વર્ષ ઉમેરી આપ્યા. જીવનયાત્રાની બીજી મજલ આ રીતે શરૂ થઇ ગંગાના

માર્ગે પ્રયાગક્ષેત્રે આવીને પ્રસિદ્ધ મીમાંસક કુમારિલ ભટ્ટને દર્શન આપ્યાં અને તેમની સૂચના પ્રમાણે દક્ષિણ તરફ પ્રયાણ કરીને માહિષ્મતી નગરીમાં વિરાજતા પંડિતશ્વર મંડનમિશ્ર સાથે શાસ્ત્રાર્થ યોજ્યો તેમજ ઉભયભારતીની ભાવના પોષવા માટે રાજા અમરકના દેહમાં પ્રવેશ કરીને પુનપ્રયાણ કર્યું અને મંડનમિશ્રને દીક્ષા આપી સુરેશ્વરાચાર્યના નામથી અંકિત કર્યા. તે પ્રસ્થાનની બીજી મજલ પૂરી કરી.

હવે જીવનયાત્રાની ત્રીજી મજલ શરૂ થઈ અને જેમ દિગ્વિજય કરવાને માટે કોઈ સમ્રાટ ચક્રવર્તી રાજાધિરાજ પધારે; તે રીતે ભગવાન શ્રી શંકરાચાર્ય સ્વતંત્ર સ્વતંત્ર સાર્વભૌમ ચક્રવર્તી બનીને આ વિજયયાત્રા કરી રહ્યા હતા તેમાં રાજા સુધન્વા જેવો ચક્રવર્તી સમ્રાટ પણ સાથે હતો તે એક નોંધપાત્ર ઘટના છે. આ વિજય પ્રસ્થાનને પ્રસંગે અનેક વાદો થયા છે. દંભ અને પાખંડ સેવતા અનેક સંપ્રદાયના આચાર્યોને હાર ખાવી પડી છે. અનેક શિષ્યોનો સથવારો ભેગો થતો ગયો છે અને આ શુભ પાયાના પરિણામે 'અખંડ ભારત' ની સ્થાપના થઇ છે, જેના ચિન્હરૂપે ચાર પીઠસ્થાનો સ્થપાયા છે અને ત્યારથી આરંભીને આજ સુધીની પરંપરાને શોભાવતા શંકરાચાર્યો 'જગદ્ગુરૂ' નામ સાર્થક કરે છે એટલું જ નહિ; તેથી વિશેષે પૂર્વામ્નાય અને પશ્ચિમામ્નાય, દક્ષિણામ્નાય અને ઉત્તરામ્નાયની મર્યાદાઓ અને પ્રતિષ્ઠાઓ અબાધિત રહીને આધ્યાત્મિક બ્રહ્મવિદ્યાના અમીપાન ભારત દ્વારા વિશ્વ ભરને મળી રહ્યા છે અને તે પરંપરા શાશ્વત નિરન્તર ધર્મપોષક બનીને પોતાની પ્રતિષ્ઠાને વિશેષ ઉજ્જવળ બનાવે તેવા 'જગદ્ગુરૂ શંકરાચાર્ય' ના પદથી વિભૂષિત થયેલી અનેક દિવ્ય વિભૂતિઓ પ્રગટ થઇ છે.

બદરિકા ક્ષેત્રમાં ભગવાન શ્રી શંકરાચાર્યે નિવાસ કર્યો. પ્રસ્થાન-ત્રયીની રચના કરી, અદ્વૈત સિદ્ધાન્તની પ્રતિષ્ઠા કરી અને તેના જ પ્રચાર અર્થે તેમણે પ્રયાણ આદર્યું.

ગંગાના પ્રદેશો પર યાત્રા કરતા, એ પરિવ્રાજક પ્રયાગના ક્ષેત્ર પર આવી પહોંચ્યા; ત્યારે તે સમયના પ્રખર મીમાંસક કુમારિલ ભટ્ટ પોતાના જીવનની લીલા આટોપી રહ્યા હતા. બૌદ્ધ સંપ્રદાયના પ્રચારથી વૈદિક કર્મકાંડની ભાવના ઓસરી ગઇ હતી. તર્ક અને યુક્તિના બળે અદૃષ્ટ અને અપૂર્વ ગણાતા પુણ્યવાદ પર આક્રમણ થઈ રહ્યાં હતાં. વેદવાદથી સર્વજનો વિમુખ બની રહ્યા હતા.

કુમારિલ ભટ્ટે ગુરુસ્થાને એક બૌદ્ધ ભિક્ષુને પસંદ કર્યા અને યુક્તિપ્રયુક્તિઓથી ભરેલા તર્કશાસ્ત્રમાં પ્રવીણતા મેળવી અને તેજ પ્રવીણતાને આધારે તેમણે બૌદ્ધવાદનો નિરાસ કર્યો અને વેદવાદની ઓસરતી ભાવનાને પુનર્જીવન આપ્યું. વેદવાદની સ્થાપનામાં એ કુમારિલ ભટ્ટે જીવન આપ્યુ.

'એક અક્ષર આપે, તે ગુરુ ગણાય' એ ન્યાયે બૌદ્ધભિક્ષુને ગુરુપદે સ્થાપીને, તેમના જ બૌદ્ધમતનું ખંડન કરવામાં જીવન આપ્યું;' એ પ્રકારનો ગુરુદ્રોહ થયો છે, એમ માનીને તેનું પ્રાયશ્ચિત્ત કરવાને એ ભાવુક વિદ્વાન તૈયાર થયા. પ્રયાગ ક્ષેત્રમાં જઈ, ગંગામાં સ્નાન કરી, તેમણે મંદ અગ્નિમાં પ્રવેશ કર્યો. ડાંગરનાં ભૂસાનો એ અગ્નિ હતો અને કુમારિલ ભટ્ટ સિદ્ધાસન લગાવીને બેઠા હતા. એ સિદ્ધ યોગી દેહનુ વિસર્જન કરતા હતા અને શિષ્ય મંડળી સાથે આનંદથી વાર્તાલાપ કરતા હતા.

ભગવાન શંકરાચાર્ય ત્યાં આવી પહોંચ્યા. દેહ વિસર્જન કરતા યોગીએ તેમને વંદન કર્યાં. મનની સ્વસ્થતા જોઈ, શ્રી શંકરાચાર્ય

પ્રસન્ન થયા અને પોતે રચેલ ભાષ્યોમાંના કેટલાક ભાગ તેમને સંભળાવ્યા. તેથી પ્રસન્ન થઈને શ્રી કુમારિલ ભટ્ટે જણાવ્યું કે, 'ભગવન્! આપે રચેલ ભાષ્ય પર વાર્તિક લખવાની મને ઇચ્છા થાય છે, પરંતુ હવે હું તો જઈ રહ્યો છું. વાર્તિક રચનાનું કાર્ય કોઈ સમર્થ વિદ્વાન કરશે. વેદમાર્ગ પર જે આક્રમણ આવ્યું હતું, તેને રોકવાનો મેં પ્રયત્ન કર્યો છે. આપના આગમનથી વેદમાર્ગની પુનઃપ્રતિષ્ઠા થશે; એ જાણીને મને આનંદ થયો છે. 'વેદ પ્રમાણ છે' એ વિષે મને પણ શંકા થઈ હતી; તે છતાં મીમાંસાશાસ્ત્રની રચના કરીને મેં વેદવાદ જીવતો રાખ્યો છે. આપે મને દર્શન આપ્યાં અને મધુર વચનોથી મારા મનને શાંતિ આપી; તો હવે કૃપા કરીને આપ અહિં જ રહો. આપનાં દર્શનથી મારા તાપ શાંત થયા છે અને મારા દેહની સરળતાથી મુક્તિ થશે.

'મારી પ્રાર્થના છે કે આપશ્રી નર્મદાના કીનારે આવેલ માહિષ્મતી નગરીમા પધારો. તે નગરીમાં સર્વ વિદ્વાનોના મંડન રૂપે પ્રતિષ્ઠા મેળવનાર પ્રખર મીમાંસક વિશ્વરૂપ છે. તેની પત્ની ઉભય ભારતી સાક્ષાત્ સરસ્વતીનો અવતાર છે. તે વિશ્વરૂપ પર વિજય મેળવીને, તેને આપનો શિષ્ય બનાવો.

सर्वासु शास्त्रसरणीषु स विश्वरूपो
मत्तोऽधिकः प्रियतमश्च मदार्थवेषु।
तत्प्रेयसी शमधनेन्द्र । विधाय साक्ष्ये
वादे विजित्य तमिमं वशकं विधेहि ॥"

शां वि. ७/११७

ભગવાન શ્રી શંકરાચાર્યે કુમારિલ ભટ્ટના કાનમાં તારક મંત્ર-રામનો ઉપદેશ આપ્યો અને તે વિદ્વાને નશ્વર દેહનો ત્યાગ કર્યો.

તેમના શિષ્યોને આશ્વાસન આપીને ભગવાન શ્રી શંકરાચાર્ય નર્મદાને કીનારે આવેલ માહિષ્મતી નગરીમાં આવી પહોંચ્યા.

તે માહિષ્મની નગરી પંડિતોની શોભા હતી, કર્મકાંડની સમૃદ્ધિ હતી. અગ્નિ ત્યાં સદા પ્રજ્વલિત રહેતો હતો, સ્વાહાકાર સાથે વેદમંત્રો ભણાતા હતા. સ્વધા અને વષટકારથી ઋષિઓ અને પ્રાણિમાત્રને તૃપ્તિ આપનાર મહાયજ્ઞો ત્યાં નિયમિત થતા હતા. ભારતભરમાં ખ્યાતિ પ્રાપ્ત કરનાર અને વિદ્વાનોમાં મંડનરૂપે બની રહેલ પ્રખર મીમાંસક તરીકે રાજ્યપ્રતિષ્ઠા મેળવનાર વિશ્વરૂપ માહિષ્મતીમાં ઉચ્ચપદ શોભાવતા હતા.

પોતાની શિષ્યમંડલી સહિત ભગવાનશ્રી શંકરાચાર્ય તે નગરીને દ્વારે આવીને ઉભા રહ્યા. નર્મદાનાં પવિત્ર જલમાં સ્નાન કર્યાં અને એક પરિવ્રાજક યતિરાજને શોભે તે રીતે ભિક્ષાનો સમય થતાં ભગવાન શ્રીશંકરાચાર્ય વિશ્વરૂપને ઘેર જઈને ઉભા રહ્યા.

'અતિથિને આદર આપી, ભિક્ષા આપવાનો' તે સમય હતો. 'ગૃહસ્થને ઘેર યતી, યતિ કે સંન્યાસી આવે, તેને પાછો વળાય નહિ' એ સનાતન ધર્મની પ્રતિષ્ઠા હતી. વિશ્વરૂપ વેદવાદનાં ક્રિયાકાંડમાં ગુંચાઇ ગયા હતા. તે અતિથિધર્મ ભૂલી ગયા. એક તેજસ્વી પરિવ્રાજકને પોતાને ઘેર જોતાં જ તેમને હૈયે એક અદશ્ય ભયની કંપારી જાગી અને કર્મકાંડના વર્ચસ્વને ઝાંખુ પડતુ જોયું અને એ ભયને કારણે તે ભાન ભૂલી ગયા અને અતિથિનો તિરસ્કાર થાય, એવાં કટુવચનો તેમણે સંભળાવ્યાં.

પરિવ્રાજક યતિ તો ભિક્ષા લેવા આવ્યા હતા, સ્તુતિ–નિંદાથી તે પર બન્યા હતા. વિદ્વાનની કૃપણતા જોઇ, તેમને હૈયે કરુણા જાગી અને ભિક્ષા સ્વીકારી, તેનાં કલ્યાણ કરવાની ભાવનાથી તે સ્વસ્થ

સાવધાન રહ્યા. ત્યાં જ વિદ્વાનનાં ગૃહિણી ઉભયભારતી આવી પહોંચ્યાં. વિવેક ભૂલેલા પતિદેવનો દોષ ઢાંકવા, તે આગળ વધ્યાં અને હાથ જોડીને નમ્રભાવે જણાવ્યું કે :—

'પધારો યતિરાજ ! આ ઘરની ભિક્ષા સ્વીકારી, અમને કૃતાર્થ કરો.'

ભારતીની એ નમ્રવાણીએ વિશ્વરૂપના હૃદયને જગાડયું અને તેમણે પણ નમ્રભાવે યતિરાજને ભિક્ષા લેવા પ્રાર્થના કરી.

ભગવાન શ્રીશંકરાચાર્યે પ્રસન્નતાથી પ્રત્યુત્તર આપતાં, જણાવ્યું કે વિદ્વન્ ! આ દેહને અનેક જાતનાં અન્નથી પુષ્ટ કર્યો છે અને પ્રાકૃત ભિક્ષાથી એ તૃપ્ત બન્યો છે. હવે એ ભિક્ષા માટે આદર રહ્યો નથી. તમે વિદ્વાન છો. વેદમાર્ગની પ્રતિષ્ઠાથી સર્વનું કલ્યાણ થાય, એ ભાવનાથી હું તમારી પાસે આવ્યો છું, માટે અને મને શાસ્ત્રાર્થની ભિક્ષા આપો.'

ઘણાય યતિઓ એ પ્રતિષ્ઠિત ગૃહસ્થને મંદિરે આવી ભિક્ષા લઇ ગયા હતા અને એક ઉદાર ગૃહસ્થધર્મી બની, તેણે ઘણા આશ્રમવાસીઓને તૃપ્ત કર્યા હતા; પરંતુ એક પ્રતિભાવાન, અલૌકિક તેજસ્વી પરિવ્રાજકને જોતાં જ વિશ્વરૂપને વિસ્મય થયું હતું, તેમાંય શાસ્ત્રાર્થની ભિક્ષા માંગવાની તેમની વાત સાંભળીને તે વિદ્વાન, આશ્ચર્યમુગ્ધ બની ગયા હતા. બીજી બાજુએ તેની તર્કપ્રધાન મતિને આનંદ થયો. તેમણે ઘણા વાદીઓને જીતીને વેદવાદની પ્રતિષ્ઠા જમાવી હતી; 'શાસ્ત્રાર્થ' કરવાનો અને વાદીને જીતવાનો વિજય' તેને ઉત્સાહિત કરતો હતો.

વિશ્વરૂપે તરત જ શાસ્ત્રાર્થનો સ્વીકાર કર્યો અને એ અદ્ભુત અતિથિનો સત્કાર કર્યો. ભગવાન શ્રીશંકરાચાર્ય ભિક્ષા લઇને નર્મદાને

કિનારે જઈ પહોંચ્યા અને એક પર્ણકુટિમાં તેમણે શિષ્ય મંડળી સાથે નિવાસ કર્યો.

માહિષ્મતી નગરીમાં શાસ્ત્રાર્થનો ઢંઢેરો પીટવામાં આવ્યો અને વાદવિવાદમાં રસ ધરાવતા લોકો વિશ્વરૂપના વિશાળ રાજગૃહમાં જવા લાગ્યા. સમય થતાં જ ભગવાનશ્રી શંકરાચાર્ય આવી પહોંચ્યા. એક ઉંચા આસન પર તેમની પ્રતિષ્ઠા કરવામાં આવી. સભાજનોએ ઉભયભારતીની મધ્યસ્થ તરીકે સ્થાપના કરી. તેમની જમણી બાજુએ એક આસન પર વિશ્વરૂપ આવીને બેઠા અને નગરનાં સર્વ ગૃહસ્થ નરનારીઓ તે બાજુએ બેઠાં. ઉત્તર બાજુએ ભગવાન શ્રી શંકરાચાર્યની પાસે યતિઓ મુનિઓ, સંન્યાસીઓ વગેરે આવીને બેસી ગયા.

એ વિશ્વરૂપ ઉત્તમ કોટિના મીમાંસક વિદ્વાન હતા. 'વેદને પ્રમાણ ગણીને કર્મની સ્થાપના કરવી, યજ્ઞયાગાદિ કર્મથી અપૂર્વની પ્રાપ્તિ કરવી, અને તેને માટે અનેક પ્રકારની નાની મોટી યજ્ઞયાગની પ્રક્રિયાઓનો વિચાર કરવો અને તે સર્વનો કર્મદ્વારા સાધ્ય-અપૂર્વ ફલની પ્રાપ્તિ માટે વિનિયોગ કરવો' એ મીમાંસા મતનો સિદ્ધાંત હતો. ભારતભરમાં તેની ઉત્તમ પ્રતિષ્ઠા હતી; પરંતુ કર્મના વિનિયોગ અને વિચારણામાં મીમાંસકો એટલા તો મૂઢ બની ગયા હતા કે કેવળ કર્મને જ સર્વસ્વ માનીને પરમેશ્વરની સત્તાને પણ વીસરી ગયા હતા. વેદના રહસ્યને ભૂલીને કેવળ વેદવાદમાં જ નિરત હતા. બૌદ્ધ સંપ્રદાયના અનુયાયીઓએ આ વેદવાદ પર આક્રમણ કર્યું હતું. કર્મની પદ્ધતિની તેમણે અવગણના કરી હતી અને યજ્ઞયાગાદિની જટિલતા પર પ્રહારો કર્યા હતા. તેને કારણે કર્મ પરથી લોકોની શ્રદ્ધા ખૂટી ગઈ હતી. કર્મની શિથિલતાને જ વેદવાદ નામ આપવામાં આવ્યું હતું અને વેદોના મંત્રોનો કેવળ કર્મપરક વિનિયોગ થતો હતો. વિધિ તે જ વેદનો મુખ્ય ધર્મ ગણાતો હતો. પરિણામે વેદની પ્રતિષ્ઠા પણ ઘટવા

લાગી હતી. વેદના મંત્રોનાં રહસ્ય ભૂલાઈ ગયાં હતાં, કુમારિલ ભટ્ટ, પ્રભાકર, વિશ્વરૂપ વગેરે મીમાંસકોએ મીમાંસા મતનું પુનર્જીવન કર્યું તેમ જ બૌદ્ધ સંપ્રદાયનું સારી રીતે ખંડન કર્યું હતું; તે છતાં વેદની પ્રતિષ્ઠા કરવાનું કાર્ય તો અધૂરું જ હતું.

ભગવાન શ્રીશંકરાચાર્યે પ્રગટ થઈને વેદની સાચી પ્રતિષ્ઠા કરી બૌદ્ધમતનું ખંડન કરીને તેમણે અદ્વૈત વેદાન્તનો પુનરુદ્ધાર કર્યો હતો. બૌદ્ધમત વેદબાહ્ય હોવાથી, તેનાં ખંડન સરળતાથી થઈ શક્યાં હતા, પરંતુ મીમાંસા શાસ્ત્રની કર્મપદ્ધતિ વેદમૂલક હતી. વેદના વાક્યોને જ પ્રમાણ ગણીને યજ્ઞપદ્ધતિની રચના કરવામાં આવી હતી. વેદના મંત્રોનો કર્મમાં વિનિયોગ કરવામાં આવ્યો હતો; એટલું જ નહિ જે વેદવાક્યોનો કર્મમાં સીધો વિનિયોગ ન થાય, તે વાક્યોને કર્મશેષ ગણીને અર્થવાદ ગણવામાં આવ્યા હતાં.'

આ વેદમૂલક મીમાંસામત એકદેશી હતો. તે વેદોના એક પક્ષનું પ્રતિપાદન કરતો હતો. વેદનાં સર્વોત્તમ શિખર–વેદાન્ત વિષે આ પક્ષની પૂરેપૂરી ઉદાસીનતા હતી.

એ ઉદાસીનતા દૂર કરીને વેદ વેદાન્તની સર્વાંગ પ્રતિષ્ઠા કરવા માટે ભગવાન શ્રીશંકરાચાર્ય ભારતમાં પરિભ્રમણ કરી રહ્યા હતા. તેમના આ વિજય પ્રસ્થાનની યાત્રા માહિષ્મતીથી શરુ થતી હતી. વિશ્વરૂપ જેવા પ્રખર મીમાંસકને પોતાના પક્ષમાં લેવો, એટલે આસ્તિક દર્શનના મોટા ભાગના અનુયાયીઓ પર વિજય મેળવવા જેવું હતું.

ઉભય ભારતીના કહેવાથી ભગવાન શ્રી શંકરાચાર્યે પોતાના અદ્વૈત સિદ્ધાંતની રજૂઆત કરી :–

ब्रह्मैकं परमार्थसच्चिदमलं विश्वप्रपंचात्मना
शुक्ती रूप्यपरात्मनेव बहलाज्ञानावृतं भासते ।
तज्ज्ञानान्निखिलप्रपंचनिलया स्वात्मव्यवस्था परं
निर्वाणं जनिमुक्तमभ्युपगतं मानं श्रुतेर्मस्तकम् ॥

જે વાસ્તવિક રીતે એક–અદ્વૈત બ્રહ્મ છે, તે પરમાર્થે કરીને સત્ય, ચૈતન્ય શુદ્ધ રૂપ છે. જેમ છીપ વાસ્તવિક રીતે છીપ જ છે અને તેનું કોઇ બીજા પદાર્થમાં રૂપાંતર થતું નથી; છતાં પણ અંધકાર, ચળકાટ, દૃષ્ટિદોષ, લોભ વગેરે કારણોને લીધે છીપ છીપરૂપે નહિં દેખાતાં, રૂપા તરીકે દેખાય છે, જે રૂપું છીપ કરતાં જુદોજ પદાર્થ છે; તેજ રીતે વિશેષે કરીને રહેલ અજ્ઞાનનાં આવરણને કારણે, બ્રહ્મ બ્રહ્મરૂપે નહિ દેખાતાં, વિશ્વ તરીકે ભાસે છે, જે વિશ્વ કોઇ સત્ય પદાર્થ નથી, પરંતુ પ્રપંચ રૂપે મિથ્યા છે. હવે તે બ્રહ્મનુ વાસ્તવિક જ્ઞાન પ્રગટ થાય; તો સૌથી પહેલાં અજ્ઞાનજન્ય પ્રપંચનો વિલય થઇ જાય તેમજ વાસ્તવિક આત્મદશાનો અનુભવ થાય; એટલુંજ નહિ જન્મ, મરણ વગેરેથી રહિત પરમ નિર્વાણ દશા તેજ આત્મદશા છે, તેનો અનુભવ થાય. આ સિદ્ધાન્તના પ્રમાણ તરીકે વેદાન્તનાં વાક્યો છે કે જે વેદના શિખર રૂપે સર્વોત્તમ ગણાય છે.

શ્રીશંકરાચાર્યે સિદ્ધાન્તની રજૂઆત કરીને પ્રતિજ્ઞા કરી કે "આ શાસ્ત્રાર્થમાં મારો પરાજય થાય, તો હું તમારા મતનું અવલંબન કરીશ. જય પરાજયનો નિર્ણય ઉભયભારતીએ કરવાનો છે.

ત્યારબાદ પ્રખર મીમાંસક વિશ્વરૂપે શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્ત વિષે બોલતાં પોતાનું મંતવ્ય રજૂ કર્યું કે;

वेदांता न प्रमाणं चितिवपुषिपदे तत्र संगत्ययोगात् ·
पूर्वो भागः प्रमाणं पदचयगमिते कार्यवस्तुन्यशेषे ।

शब्दानां कार्यमात्रं प्रति समधिगता शक्तिरभ्युन्नतानां
कर्मभ्यो मुक्तिरिष्टा तदिह तनुभृतामायुषः स्यात् समाप्तेः॥

જેને ચૈતન્યરૂપ કહેવામાં આવે છે, તે પરબ્રહ્મના પદને સિદ્ધ કરવા માટે, વેદાંતનાં વાક્યો પ્રમાણ ગણવામાં આવે છે, તે બરાબર નથી; કારણ કે વાક્યના પદો સાથે ચૈતન્યની સંગતિ થઇ શકતી નથી. પદનો પદાર્થ સાથે યોગ થાય છે અને પરબ્રહ્મ એવો કોઇ પદાર્થ નથી; જેનો પદની સાથે યોગ થાય, અત્યંત પ્રસિધ્ધ એવાં ઘટ, પટ વગેરે પદોની શક્તિ કાર્ય પદાર્થોની સાથે જ યોગ પામે છે; એ રીતે પણ ચૈતન્યનો કોઇ કાર્યની સાથે યોગ નથી. હવે જે વેદનો પૂર્વભાગ છે, તે પ્રમાણ તરીકે સ્વીકારવામાં આવે છે અને વેદનાં વાક્યો દ્વારા યજ્ઞયાગાદિ સઘળાં કાર્યોનો બોધ થાય છે. એ પ્રકારે વેદોથી પ્રતિપાદિત યજ્ઞયાગાદિ કાર્યો કરવાથી પરિણામે મુક્તિ મળે છે, માટે જીવનની સમાપ્તિ સુધી મનુષ્યોએ કર્મ કરતા રહેવું જોઇએ.'

એ રીતે 'પરબ્રહ્મના બોધમાં વેદાંત વાક્યો પ્રમાણ નથી,' એમ જણાવીને પંડિતશ્રી વિશ્વરૂપે કર્મવાદના સિદ્ધાન્તની રજૂઆત કરીને જણાવ્યું કે,

'આ વાદમાં જો મારો પરાજય થાય, તો હું મારા મતનો ત્યાગ કરીને તમારો શિષ્ય બનીશ. શાસ્ત્રાર્થનો નિર્ણય કરવા માટે આપે મારી પત્નીને મધ્યસ્થ બનાવી છે, તે આ વિષે જે નિર્ણય કરશે તે મને માન્ય છે.'

બંને પક્ષો તરફથી એ રીતે પોતાનાં સિદ્ધાન્તનાં મંડાણ થયાં અને પછી યુક્તિ પ્રયુક્તિઓ રજૂ કરીને, બંને બુદ્ધિશાળી પુરુષોએ વાદની કુશળતા બતાવવા માંડી. ઉભય ભારતી મધ્યસ્થ હોવા છતાં

બધો વખત બેસી રહેતાં નહોતાં; પરંતુ બંનેને વાદવિવાદમાં રાખીને ઘરકાર્યમાં પરોવાતાં હતાં. સમય થતાં ભગવાન શ્રી શંકરાચાર્યને ભિક્ષા લેવા અને પોતાના પતિરાજને ભોજન લેવા પ્રાર્થના કરતાં હતાં અને બપોરના બે ઘડી વિશ્રામ લઈને ફરીથી વાદવિવાદ શરૂ થતો હતો. તે બંને પક્ષ વિષે દિવસો સુધી વાદવિવાદ ચાલુ રહ્યો હતો. વેદને જ એક માત્ર પ્રમાણ ગણીને, તેને આધારે પોતાના પક્ષનું સમર્થન કરવા બંને પક્ષો યુક્તિ પ્રયુક્તિઓ રજૂ કરતા હતા. વેદનું રહસ્ય કર્મપરક છે અને સાધ્ય એવા ધર્મની પ્રતિષ્ઠા વેદમૂલક છે એ મીમાંસકની માન્યતા પોતાને સ્વીકારવા માટે, બરોબર હતી; પરંતુ 'વેદનું રહસ્ય જ્ઞાનપરક છે અને સિદ્ધ એવા બ્રહ્મની પ્રતિષ્ઠા વેદમૂલક છે' એ મત મીમાંસકને ગ્રાહ્ય નહોતો. બીજી બાજુ 'કર્મમાત્ર અજ્ઞાનમૂલક છે અને તેથી વેદનું મુખ્ય તાત્પર્ય કર્મપરક નહિ લેતાં, નિત્ય સિદ્ધ એવા બ્રહ્મનું વિજ્ઞાન રજૂ કરવામાં છે' એ પક્ષ વેદાન્ત વાક્યો દ્વારા સિધ્ધ કરવાનું કાર્ય ભગવાનશ્રી શંકરાચાર્યે સ્વીકાર્યું હતું. મીમાંસક પંડિત વિશ્વરૂપે ખંડનપરક યુક્તિઓ સ્વીકારીને, ભગવાનશ્રી શંકરાચાર્યે રજૂ કરેલા સિદ્ધાન્તોની સમીક્ષા–આલોચના કરવા માંડી હતી અને તેથી પ્રતિપક્ષી હોવા છતાં, તેમની રજૂઆતમાં શિથિલતા આવતી જતી હતી. ઉપનિષદનાં અનેક સિદ્ધાંત વાક્યો રજૂ કરીને ભગવાન શ્રીશંકરાચાર્યે અદ્વૈત વેદાન્તનું સુંદર નિરૂપણ કરવામાં બુદ્ધિની ઉત્તમ પ્રગલ્ભતાનાં દર્શન કરાવ્યાં હતાં.

પરિણામે પંડિતશ્રી વિશ્વરૂપ યુક્તિ પ્રયુક્તિઓમાં શિથિલ બનતા ગયા, સાથે સાથે શંકરાચાર્યની બુદ્ધિ પ્રતિભા અને અલૌકિક વાણીના પ્રભાવમાં અંજાવા લાગ્યા. તેમની વાણીમાં શિથિલતા આવતી હતી; પરંતુ તેમના હૃદયમાં નવો પ્રકાશ પથરાતો હતો. યુદ્ધમાં યોદ્ધો હારી જાય અને નિસ્તેજ બને; એવા પ્રકારની હાર મીમાંસક પંડિતને અનુભવવાની નહોતી. અંધકાર ઓસરતાં, પ્રકાશ પથરાય અને મન

પ્રસન્ન બને; તે રીતે ભગવાનશ્રી શંકરાચાર્યનાં દૃઢ યુક્તિ વચનોથી અજ્ઞાન દૂર થતું હતું અને અદ્વૈત વેદાન્તના તત્ત્વજ્ઞાનનો પ્રકાશ તેમના હૃદયને નવી પ્રસન્નતા આપતો હતો, તેથી પંડિત શ્રી વિશ્વરૂપે પ્રતિપક્ષીની હાર સ્વીકારતા-પહેલાં ભગવાનશ્રી શંકરાચાર્યના ચરણમાં નમસ્કાર કર્યા અને શિષ્ય તરીકેની શરણાગતિ સ્વીકારી, ત્યારે સર્વસભાજનોએ બંને પક્ષોને વધાવી લીધા.

મધ્યસ્થ તરીકે ઉભયભારતીએ ભગવાનશ્રી શંકરાચાર્યને વિજેતા જાહેર કર્યા અને પછી પોતાના સિંહાસન પરથી ઉઠીને, તે વિદુષી ભગવાનની સામે આવીને ઉભી રહી, પ્રણામ કરીને, તેણે જણાવ્યું કેઃ–

'ભગવન ! પંડિતશ્રીના અર્ધાંગ તરીકે હું આપની સામે આવીને ઉભી છું, મારા પતિ પર તમે વિજય મેળવ્યો છે, પરંતુ મારા પર વિજય મેળવવાનો બાકી છે. આપ મારી સાથે શાસ્ત્રાર્થ કરો, તેવી મારી નમ્ર પ્રાર્થના છે.

એ વિદુષીની પ્રાર્થના સાંભળીને સભાજનો વિસ્મય પામી ગયા 'નારી સાથે શાસ્ત્રાર્થ કરવામાં મર્યાદાનો લોપ થાય' તેવી સહજભીતિ શ્રી શંકરાચાર્યના ઉર પર જાગી અને તેથી તેમણે જણાવ્યું કે :–

'વિદુષી ! તમારી સાથે વાદ કરવો ઘટતો નથી; કારણ કે કીર્તિશાળી પુરુષોનું પ્રતિષ્ઠારૂપી ધન સ્ત્રીઓ સાથે વાદવિવાદ કરવાથી ઘટી જાય છે.'

શ્રી શંકરાચાર્યનું તે વચન લોકવ્યવહાર પુરતું છે. તે સમજતાં ઉભયભારતીને વાર લાગી નહિ તેથી તેણે સરલતાથી જણાવ્યું કે :–

'ભગવન ! આપશ્રી ધર્મના પ્રચાર માટે યાત્રા કરી રહ્યા છો; તેથી જે કોઈ વિરોધીવાદ રજૂ કરે, તેને જીતીને પોતાના સત્ય પક્ષની

સ્થાપના કરવી, તે જ આપને ઘટે છે. યાજ્ઞવલ્ક્ય અને ગાર્ગી તેમજ જનક અને સુલભાના વાદવિવાદો પ્રસિદ્ધ છે અને તેથી તે તત્ત્વજ્ઞાની-જનોની પ્રતિષ્ઠા ઝાંખી પડી હોય, તેમ હું માનતી નથી; માટે આપ કૃપા કરીને મારી વિનંતિનો સ્વીકાર કરો.'

ભગવાનશ્રી શંકરાચાર્યે તે ઉભયભારતી સાથે શાસ્ત્રાર્થ કરવાનો સ્વીકાર કર્યો. 'સર્વ શાસ્ત્ર અને વિદ્યામાં શ્રી શંકરાચાર્ય કુશળ છે' તેની ખાતરી તો થઇ જ ગઇ હતી. 'સર્વ વિદ્યાઓ અને શાસ્ત્રો પરિણામે તો મોક્ષપ્રદ બ્રહ્મવિદ્યાને જ લક્ષ્ય ગણે છે,' એ સિદ્ધાંતનો સ્વીકાર કરીને વિદુષી ઉભય ભારતીએ કામશાસ્ત્રને લગતી કામકલાઓને ઉદ્દેશીને પ્રશ્ન પૂછ્યો.

એ પ્રશ્નનો ઉત્તર આપવો, તે એક વિચક્ષણ તત્ત્વજ્ઞાનીને સરલ હતો. એક ઉંચા શિખર પર ઉભેલ માનવ નીચેના સર્વ પ્રદેશો સરળતાથી જોઇ શકે છે, તે રીતે આત્મજ્ઞાનની પરમોચ્ચ ભૂમિકાએ પહોંચેલ તત્ત્વજ્ઞાની બુદ્ધિ અને મનની ભૂમિકાના સર્વ વિષયોને સરળતાથી જાણી જોઇ શકે છે. એ સર્વના પ્રત્યક્ષ અનુભવોની જરૂર જરુર રહેતી નથી; છતાં પણ વર્ણ અને આશ્રમની મર્યાદાનાં સંરક્ષણ કરવાં, તે તત્ત્વજ્ઞાનીને પણ આવશ્યક છે. ભગવાન શ્રી શંકરાચાર્યે પ્રશ્નનો ઉત્તર આપવા માટે એક માસની અવધિ માગી લીધી અને પોતાના શિષ્યો સાથે તેમણે વિદાય લીધી. જ્ઞાનથી વશ થયેલ એ વિશ્વરૂપને તેમ જ સાક્ષાત્ સરસ્વતી રૂપે અવતરેલ ઉભયભારતીને સંસારથી પર થવા અને રાગાદિદોષોને ખંખેરી નાખવા માટે એ એક માસની સુંદર તક મળેલી હતી.

ભગવાન શ્રી શંકરાચાર્યે પોતાનો સ્થૂલ દેહ શ્રી પદ્મપાદાચાર્યને સોંપી દીધો અને સૂક્ષ્મદેહે આકાશમાં વિહાર કરવા માંડ્યો તેજ સમયે

રાજા અમરક અકસ્માત મરણ પામ્યો હતો. રાણીઓ અને મંત્રીઓ તેના દેહ પાસે બેસીને વિલાપ કરતાં હતાં. તે રાજાના દેહમાં સૂક્ષ્મ દેહે શ્રીશંકરાચાર્યે પ્રવેશ કર્યો; તેની સાથે જ જાણે કે ભર નિદ્રામાંથી જાગ્યો હોય, એ રીતે રાજા અમરુક જાગી ગયો. રાણીઓ અને મંત્રીઓ ખૂબ જ આનંદ પામ્યાં. રાજાને લઇને તેમણે પોતાની નગરીમાં પ્રવેશ કર્યો. એ રાજાનાં પગલાં થતાંની સાથે જ પ્રજાજનોમાં નવાં પ્રાણ આવ્યાં. સુખ, શાંતિ અને આનંદનો વધારો થવા લાગ્યો. મંત્રીઓને ખાતરી થઈ કે રાજા અમરકનો આત્મા તો સ્થૂલ દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે અને કોઈ દિવ્ય યોગીનો આત્મા તેના દેહમાં નિવાસ કરી રહ્યો છે. એ દિવ્ય આત્માનો સ્થૂલ દેહ ક્યાંક સુરક્ષિત હોવો જોઇએ. જો એ દેહનો નાશ કરવામાં આવે, તો આ દિવ્ય યોગી રાજાના દેહમાં જ નિવાસ કરે, એ ભાવનાથી પ્રધાનોએ ગુપ્ત રાજદૂતોને ચારે દિશાઓમાં સ્થૂલ દેહની શોધ કરવાને મોકલ્યા અને તેવો દેહ મળી આવે તો તેનો નાશ કરવાની આજ્ઞા પણ તેમને આપી દીધી.

અમરુક રાજાના દેહમાં પ્રવેશ કરીને, ભગવાન શ્રી શંકરાચાર્યે વાત્સ્યાયન કામ સૂત્રોમાં પ્રતિપાદિત કરેલ કામ કલાઓનો અનુભવ રાણીઓના સાથ સહવાસથી મેળવવા માંડયો અને પોતાની અલૌકિક પ્રતિભાથી તેમણે કામકલાના વિજ્ઞાનને બતાવતા સો શ્લોકોની રચના કરી, જે 'અમરુશતક' તરીકે પ્રસિદ્ધ થયા. એ માસ વીતી જતાં વાર લાગી નહિ. તે પછીના બેચાર દિવસો પસાર થતાં, પદ્મપાદાચાર્ય શોધતા શોધતા અમરુક રાજાની રાજધાનીમાં આવી પહોંચ્યા. રાજાને જોતાં જ, તે વિચક્ષણ શિષ્યે પોતાના ગુરુને ઓળખી લીધા. ભમરને ઉદ્દેશીને તે કુશળ વિદ્વાને અન્યોક્તિથી જે ગીત ગાયું, તેની સાથે જ યોગિવરનો આત્મા જાગૃત થઈ ગયો અને તેમણે તરત જ રાજાના સ્થૂલ દેહનો ત્યાગ કર્યો.

પ્રધાનોએ મોકલેલ રાજદૂતો ફરતા ફરતા તે ગુફા પાસે આવી પહોંચ્યા અને સ્થૂલ દેહને શિષ્યો પાસેથી બળાત્કારે છીનવી લઇને અગ્નિની ચિતા પર મૂકી દીધો તેજ ઘડીએ સૂક્ષ્મ દેહે ભગવાન શ્રી શંકરાચાર્યે તેમાં પ્રવેશ કર્યો. શ્રી નૃસિંહ ભગવાનની સ્તુતિ કરીને યોગિવરે અગ્નિને શાંત કર્યો અને તે સ્તુતિના પ્રભાવે શરીર પર જે દાહ થયો હતો, તેની પણ શાંતિ થઇ ગઇ.

પોતાના પટ્ટશિષ્ય શ્રીપદ્મપાદાચાર્ય સાથે ભગવાન શ્રી શંકરાચાર્ય માહિષ્મતી નગરીમાં આવી પહોંચ્યા, ત્યારે તે નગરીના સર્વે જનોએ તેમનાં સુંદર સ્વાગત કર્યાં, પંડિતશ્રી વિશ્વરૂપ અને વિદુષી ઉભય ભારતીએ તેમના ચરણ પખાળ્યા અને તેમને ભિક્ષા આપી. વિરામ સમયે જ્યારે શ્રીપદ્મપાદાચાર્યે ઉભય ભારતી સાથે શાસ્ત્રાર્થ કરવાની વાત જણાવી, ત્યારે પોતાના પતિદેવ શ્રીવિશ્વરૂપ સાથે તે વિદુષી આવી પહોંચી અને તેણે નમ્ર ભાવથી જણાવ્યું કે,

'ભગવન ! આપ પોતે સર્વજ્ઞ અને પ્રતિભાવાન યોગિવર છો. મારા પતિદેવ કર્મના જટિલતામાંથી છૂટે અને આપનું સદા સર્વદા રક્ષણ કરનાર શરણ સ્વીકારે, એ કારણે મેં એક માસની અવધિ સ્વીકારી હતી. આપની સાથે વાદમાં હારી જવા છતાં; તેમને આપને વિષે દ્વેષ તો જાગ્યો જ નથી; પરંતુ આપનું શરણ સ્વીકારવામાંજ તેમને જીવનનું કલ્યાણ જણાયું છે. આપ તેમનો સ્વીકાર કરો. દુર્વાસાના શાપથી મારે પૃથ્વી પર અવતરવું પડ્યું હતું. આપનાં દર્શનથી મારો શાપ દૂર થયો છે અને હવે હું વિદાય લઉં છું.'

એ ઉભય ભારતી સાક્ષાત સરસ્વતીનો અવતાર હતાં અને તેમણે સર્વની વિદાય લઇ, આકાશ માર્ગે ગતિ કરી, તે જોઇને બધાંને ઘણું જ આશ્ચર્ય થયું. પંડિત શ્રીવિશ્વરૂપનો ભગવાન શ્રી શંકરાચાર્યે

શિષ્ય તરીકે સ્વીકાર કર્યો અને તેમને સંન્યાસની દીક્ષા આપીને તેમની સાથે જ દક્ષિણ પ્રદેશ તરફ જવાને ભગવાન શ્રી શંકરાચાર્ય તૈયાર થયા.

નર્મદાને કીનારે કીનારે પ્રવાસ કરતા, ભગવાન શ્રીશંકરાચાર્ય દક્ષિણ પ્રદેશની શોભા વધારતા શ્રી શૈલ પર્વત પાસે આવી પહોંચ્યા. તે પ્રદેશને પવિત્ર કરતી પાતાળગંગામાં સ્નાન કરીને એક ઉત્તમ ગુફામાં તેમણે નિવાસ કર્યો. શ્રીપદ્મપાદાચાર્ય, શ્રી સુરેશ્વરાચાર્ય અને શિષ્ય-મંડળી સાથે અદ્વૈત વેદાન્તના વાસ્તવિક તત્ત્વજ્ઞાનની ચર્ચા અને વ્યાખ્યાન પ્રવચન કરતા ભગવાન શ્રીશંકરાચાર્યે થોડો કાલ ત્યાં પસાર કર્યો હતો.

તેજ સમયે જન્મભૂમિમાં નિવાસ કરતાં માતા સતી જીવનની અંતિમ ઘડીઓ ગણી રહ્યાં હતાં. તેમણે પોતાના પુત્રના નામનાં રટણ કરવા માંડયાં. ભગવાન જેમ ભક્તનો પુકાર સાંભળે છે, તેમ પોતાની માતાનો પુકાર ભગવાન શ્રી શંકરાચાર્યે સાંભળ્યો. તેમણે સર્વ શિષ્યમંડળીને તે પર્વતપર જ રહેવાનું કહ્યું અને પોતે એકલાજ પોતાની જન્મભૂમિ—કાલટી ગામમાં જઇ પહોંચ્યા. જીવનની અંતિમ ઘડીએ પોતાના તે યોગિવર પુત્રનાં દર્શન થતાંજ, સતીમાતાનું જીવન ધન્ય બની ગયું. ભગવાનના સગુણ અને નિર્ગુણ સ્વરૂપનું વર્ણન કરીને, તે દિવ્ય શક્તિ ધરાવનાર ભગવાન શ્રી શંકરાચાર્યે અમૃત વાણીથી સતીમાતાને પરમ કલ્યાણનો ઉપદેશ આપ્યો અને તે સતી-માતાએ પોતાના નશ્વર દેહનો ત્યાગ કર્યો. સતીમાતાની અંતિમ ઇચ્છાને માન આપીને, ભગવાન શ્રી શંકરાચાર્યે પોતાને હાથેજ સતીમાતાનો અગ્નિસંસ્કાર કર્યો અને માતાને મોક્ષ ગતિ આપી.

કેરલના રાજા રાજશેખરને ભગવાન શ્રી શંકરાચાર્યના પધાર્યાની વાત મળી અને તેથી તે તેમનાં દર્શન કરવા કાલટી ગામમાં ગયો

હતો અને વિનતિ કરીને પોતાની નગરીમાં લઇ ગયો હતો. ' રાજાએ ત્રણ નાટકોની રચના કરી હતી અને ભગવાન શ્રી શંકરાચાર્ય જ્યારે નાના હતા તેમને તે કૃતિઓ સંભળાવી હતી. રાજાએ તે વાત યાદ કરીને જણાવ્યું કે, ભગવાન ! આપને સંભળાવેલાં મારાં ત્રણે ય નાટકો નાશ પામ્યાં છે અને તેથી મને ખૂબ જ દુઃખ થાય છે.

શ્રી શંકરાચાર્યે જણાવ્યું કે, 'રાજન ! મને તે ત્રણે ય નાટકો યાદ છે અને તે તમે લખી લો' રાજાને તેથી ખૂબ જ વિસ્મય થયું અને તેણે ત્રણે ય નાટકો લખી લીધાં. શ્રી શંકરાચાર્યની તે અલૌકિક પ્રતિભા વેદાન્તજ્ઞાનથી શુદ્ધ થયેલ પ્રત્યભિજ્ઞાને કારણે હતી. તે રાજાની વિદાય લઇને ભગવાન શ્રી શંકરાચાર્ય શ્રીશૈલ પર્વત પર આવી પહોંચ્યા.

માહિષ્મતી નગરીના એ પ્રખર મીમાંસક પંડિતથી વિશ્વરૂપ અને અદ્વૈતશબ્દબ્રહ્મના સિદ્ધાન્તોને રજૂ કરનાર 'બ્રહ્મસિદ્ધિ' વગેરે ગ્રંથોના રચયિતા પંડિતશ્રી મંડનમિશ્ર, એ બંને જુદી જુદી વ્યક્તિઓ છે; પરંતુ ચરિત આલેખનમાં બંનેને એક માનવામાં આવ્યા છે અને તેથી ઘણો મોટો ગોટાળો થયો છે. આ બંને વ્યક્તિઓ જુદી છે, તે વિષે શાંકરભાષ્યના હિંદી અનુવાદની ભૂમિકા લખનાર શ્રીગોપીનાથ કવિરાજે સ્પષ્ટ ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કેઃ

"શ્રી શંકરાચાર્ય જેવા અલૌકિક બુદ્ધિસંપન્ન હતા, તેમના શિષ્યોમા સુરેશ્વરાચાર્ય અને પદ્મપાદાચાર્ય પણ અમુક અંશમાં તેટલાજ બુદ્ધિસંપન્ન હતા. સુરેશ્વરાચાર્યે નૈષ્કર્મ્યસિદ્ધિ, તૈત્તિરીયોપનિષદ્ ભાષ્યવાર્તિક, બૃહદારણ્યકોપનિષદ્ ભાષ્યવાર્તિક, દક્ષિણામૂર્તિ-સ્તોત્રવાર્તિક (માનસોલ્લાસ), પંચીકરણવાર્તિક, વગેરે ગ્રંથોની રચના કરી છે. વેદાન્તશાસ્ત્રના ઇતિહાસમાં વાર્તિકકાર પદથી કેવલ 'સુરેશ્વરાચાર્ય' નોજ બોધ થાય છે.

'યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પર વિશ્વરૂપાચાર્યની કૃતિરૂપે જે 'બાલક્રીડા' ટીકા પ્રસિદ્ધ છે, તે સુરેશ્વરાચાર્યનીજ કૃતિ છે,' એમ તત્ત્વવિદ્ વિદ્વાનોનો મત છે: તે મતને અનુસરીને વિશ્વરૂપ સુરેશ્વરાચાર્યનુંજ બીજું નામ છે. 'બાલક્રીડા' ટીકા ઉપરાંત ધર્મશાસ્ત્રમાં તેમના બીજા પણ બે ગ્રંથોનો પરિચય મળે છે; તેમાંની એક શ્રાદ્ધકલિકા છે. જેમાં શ્રાદ્ધનું વિશેષ રૂપે વર્ણન છે. બીજો એક ગદ્યપદ્યાત્મક નિબંધ છે, જેમાં આચાર વિગેરેનું વિશેષરૂપે પ્રતિપાદન કરવામાં આવ્યું છે શ્રીરઘુનંદન ભટ્ટાચાર્યના ઉદ્વાહ તત્ત્વમાં જે વિશ્વરૂપ સમુચ્ચય નામક એક સંગ્રહ ગ્રંથનો ઉલ્લેખ મળે છે, સંભવ છે કે તે આજ નિબંધ હોય.

વેદાન્તશાસ્ત્રના ઇતિહાસમાં પ્રસિદ્ધિ છે કે 'સુરેશ્વરાચાર્યનું ગૃહસ્થાશ્રમ અવસ્થાનું નામ મંડિનમિશ્ર હતું.' એવી પણ પ્રસિદ્ધિ છે કે 'સુરેશ્વર પહેલાં કુમારિલના શિષ્ય અને કર્મવાદી મીમાંસક હતા શ્રીશંકરાચાર્યના સંસર્ગમાં આવીને અને પછી, પરાજિત થઇને શ્રીશંકરાચાર્યના શિષ્ય બની ગયા હતા. તેનનું સંન્યાસાશ્રમનું નામ સુરેશ્વર પડેલું છે.'

આ મતને અનુસાર મંડનના નામથી જેટલા ગ્રંથોનો પ્રચાર છે, તે બધાય સુરેશ્વરદ્વારા ગૃહસ્થાશ્રમ દશામાં રચાએલા મનાય છે. મંડન અને સુરેશ્વરની આવી એકતા શાંકરદિગ્વિજયના આધારે જોવાને મળે છે. એજ કારણે આટલા દિવસો સુધી પંડિતસમાજમાં આ વાત પ્રામાણિક માનવામાં આવતી હતી; પરંતુ આજકાલ નવીન વિદ્વાનોએ વિશેષરૂપે પર્યાલોચન કરીને, આ બાબત પર નિશ્ચયપ્રગટ કરતાં જણાવ્યું છે કે: 'મંડન અને સુરેશ્વર એકજ વ્યક્તિ નથી, તે બંને જુદી જ વ્યક્તિઓ છે અને તે બંનેનો સમય પણ એક નથી. મંડન પ્રાચીન છે અને સુરેશ્વર અર્વાચીન છે. એટલે તે બંનેને એક વ્યક્તિ માનવી, તે નિર્મૂલક છે.

મંડને બ્રહ્મસિદ્ધિ નામે એક ઉચ્ચકોટિના વેદાન્ત ગ્રંથની રચના કરી છે. જો કે આ ગ્રંથ અદ્વૈત સિદ્ધાન્તનો જ પ્રતિપાદક છે; તોપણ તે અદ્વૈતવાદ નૈષ્કર્મ્યસિદ્ધિ તથા ઉપનિષદ્ ભાષ્ય વાર્તિકોમાં પ્રતિપાદિત શ્રી સુરેશ્વરાચાર્યના અદ્વૈતવાદથી સર્વથા ભિન્ન છે, માધ્વ સંપ્રદાયના 'મણિમંજરી' નામના ગ્રંથના આધારે પણ મંડન અને સુરેશ્વર બંને જુદીજુદી વ્યક્તિઓ હોય, એમ લાગે છે. 'મંડન સુરેશ્વરથી પહેલાંના છે', તે વિષે કોઈ સંદેહ નથી; પરંતુ તે શંકરના સમકાલીન હતા કે તેથી પ્રાચીન હતા, તેનો નિર્ણય કરવો કઠણ છે.

વિધિવિવેક, ભાવનાવિવેક, વિભ્રમ વિવેક, મીમાંસાનુક્રમણી અને સ્ફોટસિદ્ધિ એ બધા ગ્રંથો મંડનમિશ્રના રચેલા છે. તેમાંના 'વિધિ-વિવેક' ઉપર વાચસ્પતિ મિશ્રે ન્યાયકણિકા નામની ટીકા લખી છે. 'ભાવના વિવેક' પર ઉમ્બેકાચાર્યની ટીકા મળે છે. 'સ્ફોટસિદ્ધિ' પર ગોપાલિકા ટીકા પ્રકાશિત છે, તેમ જ 'મીમાંસાનુક્રમણી' પર પંડિત ગંગાનાથઝાની નવીન ટીકા પ્રકાશિત છે.

શ્રી સુરેશ્વરાચાર્યે 'નૈષ્કર્મ્યસિદ્ધિ'માં ત્રણ પ્રકારના સમુચ્ચયવાદનો ઉલ્લેખ કરીને, તેનાં ખંડન કર્યાં છે. તેમાંનો પહેલો મત બ્રહ્મદત્તનો છે, બીજો મત મંડનમિશ્રનો છે અને ત્રીજો મત ભર્તૃપ્રપંચનો છે. એ ત્રણેય મતોનાં ખંડન કરીને, શ્રી સુરેશ્વરાચાર્યે આચાર્ય શંકરના મતની સ્થાપના કરેલી છે. આ બાબત પરથી એટલું સિદ્ધ થાય છે કે, 'મંડન અને સુરેશ્વર અભિન્ન વ્યક્તિ નથી અને તે બંનેના મત પણ પરસ્પર ભિન્ન છે.'



## પ્રકરણ આઠમું

### પંચાયતન પ્રતિષ્ઠા.



जित्वा वैष्णवशैवसौरमुखरानद्वैतवादात्सुधीः
प्राज्ञास्तत्र नियोज्य चेतरजनान्बाह्येतरान्बोधितुम् ।
पञ्चानामपि पूजनं यतिवरः श्रीशेशसूर्याम्बिका-
ढुण्ढीनां रुचिभेदतोऽप्युपदिशन् प्रागादवन्तीं ततः ॥

—શાંકરદિગ્વિજય.

વૈષ્ણવ, શૈવ, સૌર વગેરે મુખ્ય મુખ્ય વાદોને ભગવાનશ્રી શંકરાચાર્યે અદ્વૈતવાદના પ્રભાવથી જીતી લીધા; તેમજ દંભી પાખંડીજનોને દૂર કરીને, તે તે સંપ્રદાયનાં મંદિરોની વ્યવસ્થા માટે ડાહ્યા કુશળજનોની નિમણૂંક કરી કે જેથી સર્વને સાચા જ્ઞાનનો બોધ કરે અને તે રીતે રુચિના ભેદને અનુસરીને લોકો પોત પોતાના ઇષ્ટદેવની પૂજા કરે; તેને બદલે તેમણે વિષ્ણુ, શિવ સૂર્ય, શક્તિ અને ગણપતિ એ પાંચેય દેવોનાં પંચાયતન-પ્રતિષ્ઠા કરીને, તેમનાં પૂજન-અર્ચન કરીને એકતા સાધી આપી અને ત્યારબાદ ભગવાનશ્રીશંકરાચાર્યે અવંતી નગરી તરફ પ્રયાણ કર્યું.

उमागणपतीशार्काच्युतार्चापराः पंचयज्ञपरायणाः ।
पंचपूजारता जाताः मुक्तिमाननतां गताः ॥

—શિવરહસ્ય

દેવી, ગણપતિ, મહાદેવ, સૂર્ય અને વિષ્ણુ એ પાંચ દેવોનાં સારી રીતે જે પૂજન કરતા હોય તેમ જ પાંચ યજ્ઞ–દેવયજ્ઞ, ઋષિયજ્ઞ, પિતૃયજ્ઞ, નૃયજ્ઞ અને ભૂતયજ્ઞ એ મહાયજ્ઞો નિત્યનિયમિત કરતા હોય, તે ભક્તજનો મુક્તિને માટે યોગ્યતા ધારણ કરે છે.

નારાયણના શ્વાસ–પ્રશ્વાસરૂપે વેદ પ્રગટ થયા. તે વેદનો આદિ-પ્રણવ તે ૐ કાર બન્યો. તેણે આકાર ધારણ કર્યો અને મંગલમૂર્તિ ગણપતિનાં પૂજન શરૂ થયાં. તેજરીતે વેદમાતા ગાયત્રી, સાવિત્રી અને સરસ્વતીનાં તંત્રદ્વારા પૂજન થયાં, તે શક્તિરૂપે બિરાજ્યા. વેદના ઋષિ-ઓએ પ્રત્યક્ષ સ્વરૂપ સૂર્ય–સવિતાનો મહિમા ગાયો અને તે સાથે અગ્નિદ્વારા શિવ–શતરુદ્રનાં હવન–પૂજન શરૂ થયાં. તે રીતે યજ્ઞ પ્રવૃત્ત થયા અને યજ્ઞરૂપે વિષ્ણુનાં સ્તુતિ–આરાધન થયાં.

આમ વેદના મૂલમંત્રોમાંજ ગણપતિ અને ચંડી, સૂર્ય અને શિવ તેમજ વિષ્ણુ એ પાંચેય દેવોની આરાધના રહેલી છે અને તે પાંચ દેવોની સરખી પ્રતિષ્ઠા છે.

ભગવાન શ્રી કૃષ્ણ ગીતામાં જણાવે છે તેમ કાલે કરીને એક અભેદભાવે દેવોની ઉપાસના થતી, તે વીસરાઈ ગઇ અને અજ્ઞાન, ભેદ સ્વાર્થને કારણે પાંચ વિભિન્ન સંપ્રદાય શરૂ થયા. ગણપતિને પૂજે તે ગાણપત્ય ગણાયા, શક્તિને માને તે શાક્ત બન્યા, સુર્યને ગણે તે સૌર થયા. શિવને ભજે તે શૈવ ગણાયા અને વિષ્ણુને પુજે તે વૈષ્ણવ બની ગયા. એ ભેદ ઉપાસનાથી અજ્ઞાન અને દ્વેષ વધી ગયાં. પોતાના ઇષ્ટ-દેવની સ્તુતિ અને બીજાના દેવની નિંદા પોતાનો દેવ મોટો અને બીજાનો નાનો. પોતાનો સાચો અને બીજાનો ખોટો, આમ કલેશનો કાદવ વધવા લાગ્યો અને તેમાં જ બધા અનુયાયીઓ ગરકાવ થવા લાગ્યા. સ્તુતિ–નિંદાથી કોઇનો ય ઉદ્ધાર થયો નહિ; પરંતુ કલેશ કંકાસથી

ઉપાસના માર્ગ ભ્રષ્ટ બની ગયો. શાક્તો ભ્રષ્ટ થતા વામાચારી બન્યા, શૈવો ભ્રષ્ટ થતાં, ભૈરવ કાપાલિક થયા, વૈષ્ણવો ભ્રષ્ટ થતાં, બૌદ્ધો બની બેઠા. ગાણપત્ય અને સૌર લોકોની સંખ્યા પણ ઘટી ગઇ તીર્થસ્થાનો અને ઉપાસના મંદિરો દંભી અને પાખંડીજનોના અખાડા બની ગયા.

ભગવાન શ્રી શંકરાચાર્યે દક્ષિણથી ઉત્તર સુધી યાત્રા કરી, હિમાલય પર નિવાસ કર્યો, તે ભારતની પ્રથમ યાત્રા. પ્રયાગ આવી શ્રી કુમારિલનો ઉદ્ધાર કર્યો, માહિષ્મતી આવી શ્રી. વિશ્વરૂપને દીક્ષા આપી શ્રીશૈલ પર્વત પરથી જન્મભૂમિમાં જઇને માતાજીનાં કલ્યાણ કર્યાં અને ઋષ્યમૂકપર્વત પર નિવાસ કર્યો, તે બીજી યાત્રા રાજા સુધન્વા અને વિશાળ શિષ્ય મંડળની સાથે દક્ષિણમાં સેતુબંધ રામેશ્વર, પશ્ચિમમાં દ્વારકા, મધ્યમાં મહાકાલ, પૂર્વમાં જગન્નાથ અને છેવટે ઉત્તરમાં કાશ્મીર જઇને શ્રી શારદાના દક્ષિણ દ્વારનું ઉદ્‌ઘાટન એ શ્રી શંકરાચાર્યની ત્રીજી મહાન વિજય યાત્રા છે.

ભગવાનશ્રી શંકરાચાર્ય જ્યારે યાત્રા પૂરી કરીને શ્રીશૈલ પર્વત પર બિરાજતા હતા; ત્યારે તેમના દેહનો બલિદાન અપાઇ જાય, એવી એક વિકટ છતાં અદ્‌ભુત ઘટના બની હતી. ભગવાનને એકાતમાં બિરાજતા જોઇને એક ભૈરવ તેમની પાસે આવી પહોંચ્યો અને ભૈરવની સાધના કરવા માટે બત્રીશ લક્ષણા પુરુષનો બલિ આપવાનો મલિન વિચાર ભગવાન આગળ રજૂ કર્યો. સંસારને તુચ્છ ગણીને જે બ્રહ્મનિષ્ઠ પુરુષે પરમહંસની દીક્ષા પ્રાપ્ત કરી હતી; તેમને દેહપર કોઇ પ્રકારની આસક્તિ હોય, તે તો ક્યાંથીજ સંભવે અને સર્વનાં કલ્યાણ ચાહનાર યોગીને કોઇને વિષે ભેદભાવ પણ શા રીતે જાગે! ભગવાને તે ભૈરવને પોતાના દેહનુ બલિદાન આપવાના સંમતિ આપી અને તેની સાથે તે ભૈરવના મંદિરપર જઇ પહોંચ્યા. ભૈરવે

તેમના શુદ્ધ પવિત્ર દેહ પર ખડ્ગ ચલાવ્યું, પણ તે વજ્ર દેહનેય કાંઇ અમર થઇ નહિં અને ત્યાં તો ખબર પડતાંજ શ્રી પદ્મપાદાચાર્ય આવી પહોંચ્યા. ક્રોધના આવેશમાં તેમણે શ્રી નૃસિંહ ભગવાનનું રૂપ ધારણ કર્યું અને તે ભૈરવનો સંહાર કરી નાખ્યો. ભગવાને શ્રી નૃસિંહને પ્રસન્ન કરવા એક દિવ્ય સ્તોત્ર ગાયું અને શ્રીપદ્મપાદાચાર્ય શાંત થયા.

આવોજ બીજો પ્રસંગ વિદર્ભદેશની નગરી મિથિલામાં બન્યો હતો. ત્યાંનો રાજા ડાહ્યો અને ધર્મનિષ્ઠ હતો; પરંતુ ક્રકચ ભૈરવ બધીજ સત્તા ભોગવતો હતો. તેની મલિન વિદ્યાથી રાજા અને પ્રજાજનો ખૂબજ ડરતાં હતાં. રાજા સુધન્વાની સાથે ભગવાન શ્રી શંકરાચાર્યની સવારી આવી પહોંચી અને રાજાએ તેમનાં ખુબજ આદર સન્માન કર્યાં. વિદર્ભરાજે ક્રકચ ભૈરવની વાત કરી અને રાજા સુધન્વા ભગવાનની આજ્ઞા લઇ ભૈરવનો સંહાર કરવા તેના સ્થાને ગયા. ભૈરવ પાસે ઘણી મોટી સેના હતી, તે સેનાનો રાજા સુધન્વાએ સંહાર કરી નાખ્યો. ક્રકચ ભૈરવ એકલોજ મલિન વિદ્યાના પ્રભાવથી ભગવાન શંકરાચાર્ય પાસે આવી પહોંચ્યો; પરતુ ત્યાં આવતાં જ તે પોતાના પાપથી બળી મુઓ. વિજયનાદ કરતી સેના સાથે રાજા સુધન્વા આવી પહોંચ્યો અને ત્યાં ક્રકચનો નાશ થયો જોઇ, ભગવાનના દિવ્ય પ્રભાવથી વિશેષ રાજી થયો. વિદર્ભરાજાએ ખૂબજ ધામધૂમથી વિજય ઉત્સવ મનાવ્યો હતો.

એક બાજુ આ રીતે ભૈરવ અને કાપાલિકનાં જોર ઓછાં થયાં હતાં, ત્યારે બીજી બાજુ બૌદ્ધ, જૈન, કાપિલ, કાણાદ વગેરે વાદોને જીતી લઇને વેદની પૂરી રીતે પ્રતિષ્ઠા થઈ રહી હતી.

શ્રી શૈલ પર્વત પરથી ભગવાને દક્ષિણ દિશામાં ગોકર્ણક્ષેત્ર, હરિશંકર ક્ષેત્ર, શૃંગગિરિ ક્ષેત્ર વગેરે પ્રદેશોની યાત્રા કરીને ઋષ્યશૃંગ પર્વતપર નિવાસ કર્યો હતો.

શ્રી વલી ગામમાં પ્રભાકર નામે એક ઉચ્ચ કોટિનો વિદ્વાન રહેતો હતો. તેનો એકનો એક પુત્ર આઠ વર્ષનો થયો, ત્યાંસુધી મુંગો અને મુંગો રહેતો હતો. ભગવાન શ્રી શંકરાચાર્યનાં દર્શન માટે તે બાળક આવી પહોંચ્યો. ભગવાને તેને ઓળખી લીધો અને તેને પ્રશ્ન પૂછ્યો.

'હે બાળક! તું કોણ છે અને તારો સંબંધ કોની સાથે છે? તું ક્યાંથી આવ્યો છે અને તારે ક્યાં જવાનું છે? મારા પ્રશ્નનો ઉત્તર આપ; તેથી હું પ્રસન્ન થઇશ.'

ભસ્મમાં જેમ અગ્નિ ઢાંકી રાખ્યો હોય અને વાદળાંમાં જેમ સૂર્ય ઢંકાઇ ગયો હોય તેમ એ બાળકના દેહમાં એક સિદ્ધ યોગિજન નિવાસ કરતો હતો. સંસાર પ્રપંચમાં ફસાઇ જવાય નહિ, એ કારણે તેણે મુંગા-મુંગા રહેવાનું વ્રત લીધું હતું. ઉત્તમ ગુરુ પ્રાપ્ત થતાંજ, તે પ્રપંચ છોડવા તૈયાર હતો અને તેથી તેણે ભગવાન શ્રી શંકરાચાર્યનું શરણુ શોધી લીધું. તેણે પ્રસન્નતાથી ગંભીર વાણીમા જણાવ્યું કે;

'હે ભગવન! હું આ દેહ નથી અને દેહની સાથે મારો સંબંધ નથી. હું ચિત્ત કે મન પણ નથી. હું તો સાક્ષાત આત્મ સ્વરૂપ છુ; કે જે નિર્લેપ અને નિરાકાર છે. હું આપનીજ રાહ જોઇ રહ્યો હતો. કૃપા કરીને મને શરણે લો અને સર્વ બંધનોથી મને મુક્ત કરો.

પોતાના બાળકની એ વિવેક જ્ઞાનથી ભરેલી ઉત્તમવાણી સાભળીને, માતાપિતા અને સંબધીજનો ખૂબજ આશ્ચર્ય પામી ગયાં. ભગવાને તેનો શિષ્ય તરીકે સ્વીકાર કર્યો. આત્મજ્ઞાન તેના હાથમા આમળાની જેમ સહજ રીતે રહેલું હતું, તેથી તેનુ નામ 'હસ્તામલક' રાખવામાં આવ્યું.

તે શિષ્યને લઇ ભગવાને આગળ પ્રયાણ કર્યું અને શૃંગગિરિ પર નિવાસ કર્યો. દરરોજ સ્વાધ્યાયના નિયમે શાસ્ત્રચર્ચા ચાલતી હતી. તેમાં અનેક શિષ્યો શ્રવણ લાભ લેતા હતા. ગિરિ નામે એક શિષ્ય ભગવાનની સેવાવૃત્તિમાં ખૂબજ સાવધાન રહેતો હતો. ગુરુની છાયાની જેમ તે સાથે ને સાથેજ રહેતો હતો અને રાતદિવસ સેવામાંજ ધ્યાન રાખતો હતો, તેને કારણે શાસ્ત્રચર્ચાનો પૂરેપૂરો લાભ તેને મળી શકતો ન્હોતો. એક દિવસે શાસ્ત્રચર્ચાનો સમય થયો, પણ ભગવાને ચર્ચા શરૂ કરી નહી. 'તે ગિરિની રાહ જોઇ રહ્યા છે,' જાણીને બધા શિષ્યોને વિસ્મય થયું. શ્રીપદ્મપાદાચાર્યથી રહેવાયું નહીં. એટલે તેમણે જણાવ્યું કે, ગુરુદેવ! ગિરિનું ધ્યાન શાસ્ત્રચર્ચામાં હોતું નથી; તો પછી તેની રાહ શા માટે જોવી જોઇએ'?

પોતાના શિષ્યમાં શાસ્ત્રની અહંતા રહે, તો સારું નહિ, એટલે શ્રીપદ્મપાદનું અભિમાન દૂર કરવાનું ભગવાને વિચાર્યું અને પોતાની દિવ્યશકિતથી તેમણે ગિરિના હૃદયમાં ચૌદે વિદ્યા પ્રગટ કરી દીધી. નદી પરથી ગુરુદેવનાં વસ્ત્ર ધોઇને, તે ગિરિ પાછો ફર્યો ત્યારે તોટકના છંદમાં તે એક દિવ્યસ્તોત્રનું ગાન કરતો કરતો આવતો હતો.

તોટક છંદમાં ગવાતાં એ સ્તોત્રમાં ઉત્તમ પ્રકારનું આત્મજ્ઞાન પ્રગટ થતું હતું. તે સ્તોત્ર સાંભળીને બધા શિષ્યોને ખૂબજ વિસ્મય થયું. પદ્મપાદાચાર્ય પોતાના ગુરુદેવની દિવ્ય પ્રતિભા જાણતા હતા. ભૂલથી જે પોતાનું અભિમાન દેખાયું હતું, તે દૂર થતાંજ તેમણે ભગવાનના ચરણમાં પ્રણામ કર્યા, ગિરિની વિદ્વત્તામાં પણ અદ્ભુતતા આવી અને તેથી તેનો પટ્ટશિષ્ય તરીકે સ્વીકાર કરવામા આવ્યો.

આ રીતે ભગવાન શ્રીશંકરાચાર્યના ચાર મુખ્ય શિષ્યો ઉત્તમ-રીતે શોભતા હતા. શ્રીપદ્મપાદાચાર્ય દક્ષિણ દેશના વતની હતા; તેથી દક્ષિણ પ્રદેશની તીર્થયાત્રા કરવા તેમને ભાવના થઈ. ભગવાનની સંમતિ

લઇને દક્ષિણ દિશાની યાત્રા શરુ કરી. તેઓ પ્રથમ કાલહસ્તિક્ષેત્ર, કાંચીક્ષેત્ર, પુંડરીકપુર વગેરેની યાત્રા કરતા કરતા શિવગંગા પર આવી પહોચ્યા. ત્યાંથી કાવેરી નદી પર થઇને સત્યાદ્રિક્ષેત્રમા જઈ પહોચ્યા. ત્યા તેમના મામાનુ ઘેર આવતુ હતુ. તે ઠેકાણે તેમણે થોડા દિવસ નિવાસ કર્યો. પદ્મપાદને જોઇને કુટુંબી સંબંધીજનોને ખૂબ જ આનંદ થયો; પરંતુ તેમના મામા પ્રખર મીમાંસક હતા; તેમને રુચ્યુ નહિ પદ્મપાદે શાંકરભાષ્ય પર રચેલ મૌલિક ટીકા મામાને સંભળાવી; તેથી તો તેમને વિશેષ દુઃખ થયુ. પરંતુ યુક્તિ પ્રયુક્તિઓથી અદ્વૈત સિદ્ધાન્તનુ ખંડન કરવાની તેમનામા શક્તિ નહોતી! ત્યાથી પદ્મપાદ પોતાની મંડળી સાથે રામેશ્વરની યાત્રા કરવા નીકળ્યા. વધારાનો સરસામાન તેમણે મામાની પાસે મૂકી રાખ્યો; તેમાં 'પંચપાદિકા' ગ્રંથ પણ હતો. તેમના મામાએ તે ગ્રંથનો નાશ કરવાની ઇચ્છા કરી હતી, તેથી અડધી રાત્રે તેમણે પોતાના મકાનને આગ લગાડી દીધી જ્યારે યાત્રા કરીને પદ્મપાદ પાછા પધાર્યા ત્યારે તેમના મામાએ ઘરને આગ લાગ્યાની વાત કરી ખેદ બતાવવા લાગ્યો, પરંતુ પદ્મપાદને પ્રાણ ચાલ્યા જાય, એવો આઘાત થયો. તેમનુ મન ઉદાસીન થઇ ગયુ અને તે સીધાજ શ્રૃંગેરી પર્વત પર આવી પહોચ્યા. તેમને નિરાશ અને ખેદ પામેલા જોઇને ભગવાન શ્રી શંકરાચાર્યે આશ્વાસન આપ્યુ અને જણાવ્યુ કે, 'તમારે ખેદ પામવાની જરુર નથી તમારો ગ્રંથ મને યાદ છે અને તમે ફરીથી તે લખી લો' અને એમ કહીને તેમણે પદ્મપાદનો રચેલ ગ્રથ કહી સંભળાવ્યો પદ્મપાદ અને શિષ્ય મંડળીને તેથી ઘણોજ આનંદ થયો. તેજ કાળે ભગવાનની સંમતિથી શ્રીસુરેશ્વરાચાર્યે તેમના ભાષ્યોપર વાર્તિકની રચના કરી; તેમાં અદ્વૈત વેદાન્તના સિદ્ધાન્તોનું સુંદર રીતે નિરુપણ કરવામા આવ્યુ હતુ. સૌથી પ્રથમ તેમણે તૈત્તિરીય અને બૃહદારણ્યકનાં ભાષ્યોપર વાર્તિકની રચના કરી હતી અને ત્યારપછી બીજાં ભાષ્યોપર વાર્તિક રચ્યાં હતાં

તે સમયે રાજા સુધન્વા ત્યાં આવી પહોંચ્યો અને તેણે માંગણી કરી કે 'ભગવન ! આપના ધર્મ પ્રચારના શુભ કાર્યમાં મારી સેવાનો સ્વીકાર કરો. આપ જ્યાં જ્યાં વિજયયાત્રા કરશો, ત્યાં ત્યાં હું આપની સાથે રહીશ.' શ્રીશંકરાચાર્યની શિષ્યમંડળીએ તે રાજાના પ્રસ્તાવનો સ્વીકાર કર્યો અને ભગવાને પણ શુભ સંમતિ આપી.

એક ચક્રવર્તી સમ્રાટને શોભે તે રીતે ભગવાન શ્રીશંકરાચાર્યની વિજયયાત્રાની તૈયારીઓ થવા લાગી. સૌથી પ્રથમ ઋષ્યશૃંગ પર્વત-પરથી તે વિજયયાત્રા સેતુબંધ–રામેશ્વર પર જઈ પહોંચી. ભગવાનશ્રી શંકરાચાર્યે 'રામેશ્વર' મહાદેવની સ્તુતિ કરી તેમ જ ભગવાન રામચંદ્રની અભેદભાવે પૂજા કરી. તે સ્થાને અનેક વિદ્વાનો ભેગા થયા હતા. શિવ-વિષ્ણુના અભેદભાવનું સ્થાપન કરી, ભગવાને પાંચેય દેવોનાં પૂજન કરવા માટે 'પંચાયતન પ્રતિષ્ઠા'નું મંગલાચરણ રામેશ્વરમાં રચ્યું અને પંચદેવોની ઉપાસના કરવાનો આદેશ આપ્યો. ત્યાં કેટલાક શક્તિના ઉપાસકો દંભ અને પાખંડથી સનાતન ધર્મને દૂષિત કરી રહ્યા હતા. તેમની સાથે વિવાદ કરીને તેમને પદભ્રષ્ટ કર્યા અને સાચા શાક્ત ઉપાસકોની પસંદગી કરીને શક્તિના મંદિરમાં તેમની નિયુક્તિ કરી. કેટલાક વામાચારી પાખંડીઓએ અને કાપાલિકોએ ખૂબ જ વિરોધ કર્યો; પરંતુ ભગવાનની અલૌકિક પ્રતિભા તેમ જ રાજા સુધન્વાની વીરતાને કારણે ફાવી શક્યા નહિ અને પોતાનાં સ્થાનો છોડીને તે ચાલ્યા ગયા.

ભગવાનની તે વિજય યાત્રા પશ્ચિમ સમુદ્ર પર થઈને ગોકર્ણ ક્ષેત્રમાં આવી પહોંચી અને ત્યાં મૂકાંબિકા અને ગોકર્ણેશ્વરનાં સ્તુતિ પૂજન કરીને શિવશક્તિની એકતાની સ્થાપના કરી ત્યાંથી કાંચી ક્ષેત્રમાં વિજય યાત્રા આવી પહોંચી. આ ઠેકાણે શિવકાંચી અને વિષ્ણુકાંચી બે નગરીઓ જુદી હતી. શિવ ઉપાસકો વિષ્ણુની નિંદા કરતા હતા

અને વિષ્ણુના ઉપાસકો શિવની નિંદા કરતા હતા. બને નગરીના વિદ્વાનો પરસ્પર કલેશ કંકાસ કરીને પોતાના અમૂલ્ય જીવનને વીતાવી રહ્યા હતા. ભગવાન શંકરાચાર્યે બંને પક્ષોને ભેગા કર્યા અને અદ્વૈત સિદ્ધાન્તની તાત્વિક ચર્ચા કરીને બને દેવોની એકતા સિદ્ધ કરી આપી તે સર્વ વિદ્વાનોની સંમતિથી ફરીથી એકજ કાંચી ક્ષેત્ર વસાવી શિવ વિષ્ણુ સહિત પાંચેય દેવોની ઉપાસના કરવાનો આદેશ આપ્યો.

ભગવાનશ્રી શંકરાચાર્યની એ વિજય યાત્રા વિવિધ પ્રદેશોમા ફરતી ફરતી સૌરાષ્ટ્ર પ્રદેશની રાજધાની દ્વારકામાં આવી પહોચી. આ પ્રદેશોમા કેટલેક ઠેકાણે ગણપતિની ઉપાસના કરનાર ગાણપત્ય, તો કેટલેક ઠેકાણે સૂર્યની ઉપાસના કરનાર સૌર લોકો નિવાસ કરતા હતા. તેમના મતોને શુદ્ધ સનાતન ધર્મની સાથે જોડી દઈને ગણપતિ અને સૂર્યની સાથે સાથે પાંચેય દેવોની ઉપાસના કરવાનો, ભગવાને આદેશ આપ્યો હતો.

જ્યા ગોમતી નામની પવિત્ર નદીનો સાગર સાથે સંગમ થાય છે, ત્યા દ્વારકાધીશ ભગવાન બિરાજતા હતા. શ્રી. શકરાચાર્યે અભેદ ભાવે તે દેવની ઉત્તમ સ્તુતિ કરીને તેમને ખૂબ જ પ્રસન્ન કર્યા. ત્યાંના બ્રાહ્મણોએ ભગવાનશ્રી શંકરાચાર્યના ઉત્તમ રીતે પૂજન કર્યાં અને સર્વજનોએ તેમની શરણાગતિ સ્વીકારી.

તે દ્વારકાનગરીમાં પંચાયતન દેવોની પ્રતિષ્ઠા કરીને સર્વજનોને સનાતન ધર્મના પાલનનો ઉપદેશ આપ્યો. ત્યાથી આગળ વિજય યાત્રા લાટ અને માળવા–રાજસ્થાનમા થઈને ઉજ્જયિની નગરીમાં આવી પહોચી. સાક્ષાત્ મહાકાલ–ભગવાન મૃત્યુંજયના એ ક્ષેત્રમાં ભગવાન શ્રી શંકરાચાર્યે અપૂર્વ આનંદનો અનુભવ કર્યો હતો. મહાકાલેશ્વરનાં સ્તુતિપૂજન કરીને તેમણે સદાશિવનો સાક્ષાત્કાર કર્યો અને જે દંભી

પાખંડી કાપાલિકો ત્યાં ધામા નાખીને પડયા હતા; તેમનાં તેજ–બલ હરી લીધાં. તે માળવા પ્રદેશમાં અન્ય નાસ્તિક મતો ફેલાયા હતા, તે સર્વમતોને વાદ અને બુદ્ધિની અલૌકિક પ્રતિભાથી જીતી લીધા તેમજ સનાતન ધર્મની ત્યાં સારી રીતે પ્રતિષ્ઠા કરી.

ભગવાન શ્રી શંકરાચાર્યની એ વિજય યાત્રા ત્યાંથી આગળ વધીને અંગ, બંગ, કલિંગ અને આસામ સુધી ફરી વળી હતી.

આ વિજયયાત્રાને પરિણામે ભિન્ન ભિન્ન દેવોની ઉપાસનાને બદલે પંચાયતન દેવની પ્રતિષ્ઠા કરવામાં આવી અને પરસ્પરના નજીવા કલહ કંકાસ દૂર કરીને સર્વ પ્રજાજનોમાં ભ્રાતૃભાવની મીઠાસ–એકતાનાં દર્શન કરાવી, ભગવાન શ્રી શંકરાચાર્યે સનાતન ધર્મની સ્થાપના કરી હતી.

આજ વિજય યાત્રા દરમિયાન શાકત, પાશુપત, પાચરાત્ર, સૌર, ગાણુપત્ય, કાણાદ, કાપાલ, જેવા અર્ધનાસ્તિક તેમજ જૈન, બૌદ્ધ, ચાર્વાક જેવાં નાસ્તિક વાદોનાં ખંડન કરીને એક કેવલ અદ્વૈત સિદ્ધાન્તની સ્થાપના કરીને વેદમાર્ગની ફરીથી પ્રતિષ્ઠા કરીને ભગવાન શ્રી શંકરાચાર્યે ભારતપર એકતાની વિજય પતાકા ફરકાવી, સર્વ પ્રજાજનોને નિર્ભય કરી દીધાં હતા.

કેટલાક વિશિષ્ટ કોટિના વિદ્વાનોની સાથે ઉગ્રચર્ચામાં ઉતરીને તેમજ તેમને હરાવીને ભગવાન શ્રીશંકરાચાર્યે તેમને પોતાના મતમાં લીધા હતા.

ગોકર્ણક્ષેત્રમા હરદત્ત નામનો એક પ્રતિષ્ઠિત શિવ ઉપાસક હતો. તેના ગુરુ નીલકંઠ શૈવ મતના સંપૂર્ણ આગ્રહી હતા. દિવસો સુધી તેની સાથે શાસ્ત્રાર્થ કરીને ભગવાને તેને પોતાનો અનુયાયી બનાવ્યો

હતો. તેજ રીતે દ્વારકાનગરીમાં ભટ્ટ ભાસ્કર નામે પ્રખર મીમાંસક હતો અને તે અખ્યાતિવાદનો પુરસ્કર્તા હતો. શ્રી. સુરેશ્વરાચાર્ય તેને મળવા ગયા હતા, ત્યારે તેમની સાથે વાદ કરવાનું ભટ્ટ ભાસ્કરે સ્વીકાર્યું અને તે ભગવાન શ્રીશંકરાચાર્ય પાસે આવી પહોંચ્યા. ભ્રાન્તિની મૌલિક ચર્ચા કરીને ભગવાન શ્રીશંકરાચાર્યે અનિર્વચનીય ખ્યાતિવાદની સ્થાપના કરીને, તેના અખ્યાતિવાદને નિર્મૂલ કર્યો; ત્યારે તે ભટ્ટભાસ્કર ભગવાનને શરણે આવ્યો હતો. તેજરીતે કામરૂ દેશનો પ્રખર નૈયાયિક અભિનવ ગુપ્ત પણ બુદ્ધિની પ્રતિમાથી અંજાઈને પોતાનો મત રજૂ કરી શક્યો નહિં અને પ્રતિજ્ઞાથી બંધાઈને ભગવાનનો શિષ્ય બની ગયો અને તેમની સાથે વિજય યાત્રામાં સામેલ થયો.

અભિનવગુપ્ત ફક્ત વિદ્વાનજ ન્હોતો. તે મંત્ર તંત્રનો અભિચારેક પ્રયોગ કરનાર પ્રસિદ્ધ તાંત્રિક હતો. તેણે અવસર જોઈને ભગવાન પર પ્રયોગ કર્યો; તેથી ભગવાનને ભગંદર રોગ લાગૂ પડયો. 'રોગ તો પ્રારબ્ધના યોગે આવે છે અને યોગ પૂરો થતાં, નિવૃત્ત થાય છે' એવું કર્મનું મૌલિક તત્વજ્ઞાન ધરાવનાર ભગવાન શ્રીશંકરાચાર્ય ખૂબ જ આનંદથી તે રોગને ભોગવી રહ્યા હતા; પરંતુ તેમના શિષ્યોના ઘણા ઘણા આગ્રહથી સંમતિ સ્વીકારી અને તે રોગના ઉપચારો કરવા માંડયા; તેમનો એક પણ ઉપચાર સફળ થઇ શકયો નહિં. શ્રી. પદ્મપાદાચાર્યે મંત્રની આરાધના કરીને દેવોના વૈદ્ય અશ્વિનીકુમારોને બોલાવ્યા. તેમણે પ્રગટ થઇને જણાવ્યું કે 'આ રોગ આભિચારિક પ્રયોગથી લાગૂ પડયો છે; તેથી કોઈ ઔષધ કામ કરી શકશે નહિં' અને કોઈ પણ ઉપચાર કર્યા વિના, તે દેવો અદ્રશ્ય થઇ ગયા.

શ્રી પદ્મપાદાચાર્યે દિવ્ય દષ્ટિથી જોયું તો 'એ આભિચારિક પ્રયોગ કરનાર અભિનવ ગુપ્ત છે' તેની ખાત્રી થઇ. તેમણે મંત્રના બળથી ભગંદર રોગને ઉપાડયો અને અભિનવ ગુપ્તના શરીરમાંજ

તેનો પ્રવેશ કરાવ્યો; તેની સાથે જ ભગવાન રોગથી મુક્ત થઇ ગયા અને અભિનવગુપ્ત પોતાના જ પાપથી નાશ પામ્યો.

ભગવાન શ્રીશંકરાચાર્યની ખ્યાતિ દેશવિદેશમાં ખૂબ જ વધી રહી હતી અને તેથી રાજાઓ, મહારાજાઓથી આરંભીને દીનહીન. રંકજનો પણ તેમને શરણે આવતા, તેમનાં દર્શન કરતા અને તેમની ઉપદેશ વાણી સાંભળીને પોતાનાં જીવનને કૃતકૃત્ય માનતા હતા.

ભગવાન શ્રી શંકરાચાર્યની આ વિજય યાત્રાથી સનાતન ધર્મની પુન. પ્રતિષ્ઠા થઈ. પંચાયતન દેવનાં પૂજન શરૂ થયાં તેમ જ અદ્વૈત સિદ્ધાન્તદ્વારા બીજા સર્વમતો શમી ગયા અને વેદમાર્ગની મૌલિક તાત્વિક ચર્ચાને પ્રગટ કરનાર ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ગીતા એ પ્રસ્થાનત્રયીનાં જ્ઞાન ભગવાન શ્રીશંકરાચાર્યનાં ભાષ્યો દ્વારા પ્રગટ થઇને સર્વનાં હૃદયનાં તિમિર દૂર કરી, આત્મજ્ઞાનની જ્યોતિને પ્રગટ કરવા લાગ્યાં. ભારતીય વિદ્યા ભવનના માસિકમાં હિંદુ ધર્મની સમાલોચના કરતા, એક વિશિષ્ટ લેખમાં શ્રી. ડી. એસ. શર્મા શ્રી શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાન્તની પ્રતિષ્ઠા કરતાં જણાવે છે કે :–

શ્રી શંકરાચાર્યે સંન્યાસ દીક્ષા લઇને ભારતના એક પ્રદેશથી બીજા પ્રદેશમાં એમ યાત્રાઓ કરી હતી અને તેમણે ચાર મઠોની સ્થાપના કરી હતી. મૈસૂરમાં પ્રદેશમાં શૃંગેરી, ઓરિસ્સા પ્રદેશમાં જગન્નાથપુરી, ગુજરાતમાં દ્વારકા અને હિમાલયમાં બદ્રિનાથ. શ્રી શંકરાચાર્ય પોતે પુરાતન ધર્મના વિશિષ્ટ અગ્રેસર હતા. સાથે સાથે દૂષિત તત્ત્વોને દૂર કરવામાં વિશિષ્ટ પ્રકારના સુધારક હતા.

તેમણે કેવલ બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તોનો વિરોધ કર્યો નથી. તેમણે તો નિગ્રાથ, અનેક મીમાંસકોના કર્મવાદનો, સાંખ્યમતના

દ્વૈતવાદના તેમજ વેદાન્ત વાક્યોને ખોટી રીતે રજૂ કરતા, બીજાં પણ દર્શનોના દ્વૈતવાદનો સંપૂર્ણ રીતે વિરોધ કર્યો છે.

તે ઉપરાંત તેમણે શક્તિધર્મ અને શિવધર્મના સૂક્ષ્મ સ્વરૂપોનાં નિરૂપણ કર્યાં તેમજ ઉપાસનાની સામાન્ય સર્વને ઉપયોગી એવી પદ્ધતિને સારી રીતે પ્રોત્સાહન આપેલાં છે.

વર્તમાન યુગમાં હજારો હિંદુઓ ઉપનિષદ પરનાં શ્રી શંકરાચાર્યનાં મંતવ્યોનો મતપરીતે સ્વીકાર કરે છે તેમજ તેમના સ્થાપેલ અદ્વૈત દર્શન વિષે પોતાની શ્રદ્ધા વ્યક્ત કરે છે, એટલું જ નહિં તેને આધારે પોતાને અદ્વૈત વેદાન્તી કહેવડાવે છે. તે ઉપરાંત વિશ્વ ભરના સેંકડો વિદ્વાનો તેમના સિદ્ધાન્તને માનવ મનથી સ્વીકારી શકાય તેવા ઉત્તમ મત તરીકે સ્થાપિત કરે છે.

શ્રી શંકરના અદ્વૈત દર્શનની પ્રભાવશાળી અમર અસંખ્ય હિન્દુઓનાં મન પર ગંભીર રીતે પડેલી છે, તે એક બાબતથી પૂરવાર થાય છે કે હજારો હિંદુઓ પોતાને અદ્વૈત દર્શનના અનુયાયીઓ ગણાવે છે, તેમજ શ્રી શંકરાચાર્યના અદ્વૈત સાહિત્યનો એટલો તો બાધો ફેલાવો થયો છે કે, સાહિત્યના પ્રશંસકોની સાથે સાથે તે સાહિત્યના પ્રત્યાઘાતો કરનારા પણ વિવેચકો લાખા પ્રમાણમાં છે.

શ્રી શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાન્તે અમુક સંપ્રદાયને અનુસરનાર પદ્ધતિઓ ઉપર પણ ગહન અસર પહોચાડી છે; જેમાં ખાસ કરીને ભાગવત સંપ્રદાય, શાક્ત સંપ્રદાય અને ઉત્તરના શૈવ સંપ્રદાય પર ગહન અસર છે; જો કે આ સંપ્રદાયો દ્વૈતમાર્ગના પુરસ્કર્તા છે.

શ્રી શંકરાચાર્યના સમય દરમિયાન દક્ષિણ પ્રદેશમાં જે વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયને લગતા ભક્તિ માર્ગનો પ્રચાર થઈ રહ્યો હતો; તે

# પ્રકરણ નવમું

## સિદ્ધ સારસ્વત

हृद्या पद्यविनाकृता प्रशमिताविद्याऽमृषोद्या सुधा
स्वाद्या माद्यदरातिचोद्यभिदुराऽभेद्या निपद्यान्विता ।
विद्यानामनवद्यमा सुचरिता साद्यापदुत्थापिनी
पद्या मुक्तिपदस्य साद्य मुनिपाद्द नुद्यादनाद्यारुजः ॥

—શાંકરદિગ્વિજય સર્ગ ૪૪ શ્લોક ૮૪

ભગવાન શ્રીશંકરાચાર્ય મુનિપ્રવરની વાણી અત્યંત હૃદયંગમ છે, ગદ્યમા-રચાએલી-છે, અવિદ્યાને શમાવનારી છે, અમૃષા-સત્ય હકીકત જણાવનારી છે, સુધાના જેમ મીઠી છે, મદોન્મત્ત શત્રુઓના કુતર્કોને ભેદનારી છે, ઉપનિષદથી સંયુક્ત છે. વિદ્યાઓના નિર્દોષ ઉદ્યમને વધાવી લેનારી છે. અત્યંત સારા ચરિતને દીપાવનારી છે, આદિજનોની આપત્તિઓ દૂર કરનારી છે, અને મુક્તિધામની પદ્ધતિ છે. તે વાણી અનાદિ કાલના ભવરોગને દૂર કરો.

विद्वज्जालतप फलं श्रुतिवधूधम्मिलमल्लीस्रजं
सद्वैयासिकसूत्रमुग्धमधुरागण्यातिपुण्योदयम् ।
वाग्देवीचिरभोग्यभाग्यविभवप्राग्भारकोशालयं
भाष्यं ते निपिबंति हंत न पुनर्येषां भवे संभव- ॥

—શાંકરદિગ્વિજય ૬–૧૦૫

ભગવાન શ્રીશંકરાચાર્યે જે ભાષ્યોની રચના કરી છે, તે વિદ્વાનોએ કરેલાં તપના ફળરૂપે છે, શ્રુતિ ભગવતીના કેશપાશમાં ગુંથેલ

મોગરાની માળારૂપે છે, સુંદર ઔપમિક સૂત્રોના સુગંધ, મધુર અને અગણિત પુષ્પોના ઉદ્યાનરૂપે છે, સરસ્વતીથી ઘણા કાલ સુધી ભોગવી શકાય એવા ભાગ્યના વૈભવને પહેલાંથી સંઘરી રાખે એવા કોશ-ભંડારના સ્થાનરૂપે છે, તે ભાષ્યના જે પાઠકજનો પાન કરે છે, તેમને પછી બીજા ભવમા જન્મ લવો પડતો નથી,

આચાર્ય એટલે વેદવાક્યો અને શાસ્ત્રના વચનોના સંકલન કરે, તે તેનુ પ્રથમ પગલું. વેદ અને શાસ્ત્રને આધારે પોતાનુ જીવન જીવે, પોતાના આચાર-વિચારમાં ઉતારે, તે તેનુ બીજું પગલું અને તે પછી અન્ય જનોના જીવનમા વેદ અને શાસ્ત્રના સિદ્ધાન્તોનો અમલ કરાવે, તે તેનુ ત્રીજું પગલું. આમ આચાર, વિચાર અને પ્રચાર; અભ્યાસ, અનુસંધાન અને ઉપદેશ એ ત્રણ પગલામા આચાર્યના જીવન, કવન અને અનુગમન સમાઇ જાય છે.

ઉપનિષદો વેદાન્ત છે અને તેમા વેદોનો ઉત્તમ ભાગ-અંતિમ ભાગ-મૂલરહસ્ય સમાયાં છે. એ ઉપનિષદોનાં વાક્યો, વિષયો અને સિદ્ધાન્તને સમજાવવાના પ્રાચીન-કાલમા-ત્રણ મુખ્ય પ્રયત્નો થયા છે, તેમા પ્રથમ બાદરાયણ વેદવ્યાસના બ્રહ્મસૂત્રોનો સમાવેશ થાય છે, જેમા વેદાન્ત-ઉપનિષદનાં વાક્યોનો સમન્વય ગુંથવામા આવ્યો છે ભગવદ્-ગીતા એ ઉપનિષદોના દોહનરૂપે ગણાય છે, જેમાં ઉપનિષદોના વિષયોની સરલ સાદી વ્યાખ્યા છે અને તેની સાથે સાથે માંડૂક્ય ઉપનિષદ્ પર યોગિવર ગૌડપાદની કારિકા છે, જેમા ઉપનિષદ્-વેદાન્તના સિદ્ધાન્તની સ્પષ્ટ અને સચોટ વ્યાખ્યા છે

ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ગીતા અદ્વૈત વેદાન્તના ત્રણ પ્રસ્થાન છે. તેના પ્રમાણુપર અદ્વૈત સિદ્ધાન્તનુ દર્શન છે એ પ્રસ્થાન-ત્રયીને સ્વત પ્રમાણ સ્વીકારી ભગવાન શ્રીશંકરાચાર્યે ત્રણેય પર ભાષ્યોની રચના કરી છે.

ભગવાન શ્રીશંકરાચાર્યની અલૌકિક બુદ્ધિપ્રતિભાનાં અહિં દર્શન થાય છે. સરસ્વતીની ઉપાસના કરનાર દ્વિજજન સારસ્વત ગણાય છે. સરસ્વતીની પ્રતિભાનુ મંડલ પણ સારસ્વત ગણાય છે. સર્વ વાઙ્મય ભગવતી સરસ્વતીની કૃપા પ્રસાદી છે.

ભગવાન શ્રીશંકરાચાર્યે પ્રથમ વયમાંજ સર્વ વેદો અને શાસ્ત્રોના સાર-નવનીત તારવી લીધાં. જે અવસ્થાએ બાલક રમકડાંની સાથે ખેલતો સંસારની હવા લેતો હોય, તે અવસ્થાએ તો શ્રીશંકરાચાર્યે શાસ્ત્રોના અભ્યાસ કર્યા અને આચાર્ય બની શિષ્યજનોને શાસ્ત્રોનાં રહસ્ય સમજાવ્યાં.

નિરુક્તની વ્યાખ્યા પ્રમાણે તે યૌગિક અર્થમાં 'આચાર્ય'ની સિદ્ધ વ્યાખ્યાને પ્રાપ્ત થયા. વેદો અને શાસ્ત્રોનાં વિષયોનાં તેમણે ચયન કર્યાં. ભગવતી શારદા જાણે કે તેમના ઉરમાં વસી ગઇ અને તેમની જીભપર બેસી ગઇ. શાસ્ત્રચયન આચાર્ય બનવા માટે પ્રથમ પદ્ધતિ છે. આચાર અને વિચારમાં શાસ્ત્રના સિદ્ધાન્તોને ઉતારવા, તે આચાર્ય બનવા માટે બીજી પદ્ધતિ છે અને તે રીતે આચાર વિચારમાં ઉતરી આવેલ શાસ્ત્રોના સિદ્ધાન્તોનો પ્રચાર તે ત્રીજી પદ્ધતિ છે.

ભગવાન શ્રીશંકરાચાર્યે પ્રથમ વયમાંજ એ ત્રણેય પદ્ધતિની સિદ્ધિ મેળવી લીધેલી અને પ્રસ્થાનત્રયીની સ્થાપના કરી, તે 'સિદ્ધ સારસ્વત' સ્વયંભૂ સિદ્ધ આચાર્ય બની રહેલા. લોકકથા જાણવી, સમજવી સહેલું કાર્ય છે. શાસ્ત્રનાં અધ્યયન એ રીતે અઘરાં છે. તે અધ્યયન કરનાર કેટલાક વિદ્વાનો મળી આવે; પરંતુ અધ્યાપન કરાવનારા ઓછા હોય છે. એવા અધ્યાપક વિદ્વાનો પણ થોડા જોવાને મળે છે. શાસ્ત્રોનાં રહસ્ય પ્રગટ કરનાર સારવિદ્ વિવેચકો તો જોવાનેય મળતા નથી.

દેશ અને કાલની તુલના કરીએ, તો કેરલ પ્રદેશ શ્રીશંકરાચાર્યનો અધ્યયન કાલ છે, કાશી પ્રદેશ અધ્યાપન કાલ છે અને કેદાર-

બદ્રિ પ્રદેશ વિવેચન કાલ છે. પ્રસ્થાનત્રયી પરનાં ભાષ્યોની રચના આ વિવેચનકાલમાં થઈ છે. દરરોજનાં પઠન–પાઠન ચાલૂ છે અને તે ચર્ચા વિચારણામાંથી નિષ્પન્ન થતી વ્યાખ્યાની રચના થાય છે. ઉપનિષદો પરનાં ભાષ્યો રચનાકાલમાં પ્રથમ આવે છે. ગીતા પરનું ભાષ્ય પણ તેની સાથેજ આવી જાય છે અને પાંચસો પંચાવન વ્યાસસૂત્રો પરની ભાષ્ય–રચના એ ઉત્તમકાલને આવરી લે છે.

વ્યાસસૂત્રો પરની ભાષ્ય રચના, તે 'શારીરક ભાષ્ય' તરીકે પ્રસિદ્ધ છે. 'શારીરક–શરીરની અંદર અજ્ઞાનને વશ બની રહેલ જીવાત્માને પરમાત્માની સાથે પારમાર્થિક સંબંધ છે અને તેજ તે જીવના જીવનની સિદ્ધિનું સાચું જ્ઞાન છે,' એ બાબતને બુદ્ધિગમ્ય બનાવવામાં ભગવાન શ્રીશંકરાચાર્યે સુપ્રસન્ન લલિત ગંભીર શૈલીનાં અવલંબન કરેલાં છે. પોતાની બુદ્ધિ પ્રતિભાનાં સ્વતંત્ર દર્શન કરાવવાનો આ 'શારીરક–ભાષ્ય'માં સારો અવસર પ્રાપ્ત થયો છે. લોકવ્યવહારની જેમ શાસ્ત્રવ્યવહારને અજ્ઞાનમૂલક જણાવીને, પ્રમાતા, પ્રમેય અને પ્રમાણથી પર તુરીય તત્ત્વનાં દર્શનનેજ પરમલક્ષ્ય ગણવાની જે ઉત્તમ યુક્તિ અહિં રજૂ થઇ છે, તેજ ભગવાન શ્રીશંકરાચાર્યની સ્પષ્ટ સચોટ બુદ્ધિ પ્રતિભાની સર્વોત્તમ પદ્ધતિ છે. 'માયા સાચી નથી, માયા મિથ્યા પણ નથી, માયા તો અનિર્વચનીય છે;' એ શ્રીશંકરાચાર્યની અનુભવસિદ્ધ પ્રતિભાશૈલીના રજૂઆત છે. શાંકરભાષ્યમાં અલૌકિક પ્રતિભાનાં અનેક સ્થળે દર્શન થાય છે, આરંભના અધ્યાસ ભાષ્યમાંજ–અદ્વૈત સિદ્ધાન્તનું સ્પષ્ટ અને સ્વતંત્ર પ્રતિપાદન કરીને 'ચતુઃસૂત્રી' પરની–વ્યાખ્યા–અને–તર્કપાદ–દ્વારા અન્ય મતોના નિરસન પૂર્વક અદ્વૈત–વેદાન્ત સિદ્ધાન્તનું મંડન અને પ્રતિપાદન આજના યુગના વિવેચક વિદ્વાનને પણ વિસ્મય વિમુગ્ધ બનાવી આચાર્યની બુદ્ધિ પ્રતિ અનેરો આદર પ્રગટ કરાવે તેમ છે.

\+ + + + +

## ૧ સિદ્ધ સારસ્વત

ભગવાન શ્રીશંકરાચાર્ય એક 'સિદ્ધ સારસ્વત (લેખક)' તરીકે સંસ્કૃત સાહિત્યમાં અપૂર્વ સ્થાન ધરાવે છે. ભાષ્યગ્રંથો ઉપરાન્ત સ્તોત્રો અને પ્રકરણગ્રંથોના લેખક તરીકે તેઓશ્રી સંસ્કૃત સાહિત્યમાં ખૂબજ જાણીતા છે. તેમની વાણી અને લેખિનીથી પ્રગટ થએલા ગ્રંથો એક ગ્રંથો છે; પરંતુ સમાલોચકો અને વિવેચકો એ બધાજ ગ્રંથોના એકજ લેખક હોય, એ વિષે શંકા સેવી રહ્યા છે. શ્રીશંકરાચાર્યના પીઠસ્થાન પર આવેલ દરેક પ્રતિભાશાલી વ્યક્તિ શંકરાચાર્યના નામે જ પ્રસિદ્ધિ મેળવે છે, તેને કારણે બીજા શંકરાચાર્યોની રચના પણ સાથે ગણાઇ જાય, એ બાબત શક્ય છે.

## ૨ પ્રસ્થાનત્રયી

ભગવાન શ્રી શંકરાચાર્યના ગ્રંથો મુખ્યત્વે કયા કયા છે અને પછીની રચનાઓ કઇ; તેને માટે અનેક વિવેચક વિદ્વાનોએ પોતાના વિવિધ મતો રજૂ કર્યા છે; તે સર્વમતોની તારવણી કરતાં એક બાબત સ્પષ્ટ થાય છે કે, દશ ઉપનિષદો, ગીતા અને બ્યાસ સૂત્રો–પ્રસ્થાન ત્રયી પરનાં ભાષ્યો ભગવાન શ્રી શંકરાચાર્યનાં પોતાનાં વિરચિત છે. ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય અને બૃહદારણ્યક એ દશ ઉપનિષદોપરનાં ભાષ્યો છે. માંડૂક્ય ઉપનિષદ પર યોગિપ્રવર ગૌડપાદાચાર્યની કારિકાઓ છે, તે પર ભગવાન શ્રી શંકરાચાર્યનું ભાષ્ય છે અને તે પણ મૌલિક છે.

કેન ઉપનિષદ્ પર પદભાષ્ય અને વાક્યભાષ્ય બંને શ્રી શંકરાચાર્યની રચના છે; પરંતુ કેટલાક વિવેચકોનો મત એવો છે કે 'વાક્ય ભાષ્ય'ના રચયિતા શ્રીવિદ્યાશંકર નામે શંકરાચાર્ય હોવા જોઇએ.

શ્વેતાશ્વતર-ઉપનિષદ્ અને નૃસિંહતાપિની ઉપનિષદ પર શ્રી શંકરાચાર્યનાં ભાષ્યો છે; પરંતુ તે રચના આદિ શ્રીશંકરાચાર્યની હોવા વિષે ઘણાનો મતભેદ છે.

### ૩ અન્ય ભાષ્યો અને પ્રકરણ ગ્રંથો

વિષ્ણુસહસ્રનામભાષ્ય,[1] સનત્સુજાતભાષ્ય, હસ્તામલક ભાષ્ય, ગાયત્રીભાષ્ય, મંડલબ્રાહ્મણોપનિષદ્ભાષ્ય વગેરે ભાષ્યોની રચના પણ શ્રીશંકરાચાર્યના નામથી સુપ્રસિદ્ધ છે.

ભાષ્યોની રચના પછી પ્રકરણ ગ્રંથોની રચના વિષે પણ કેટલાક મતભેદ પ્રવર્તે છે. વિવેક ચૂડામણિ, સર્વવેદાન્તસિદ્ધાન્તસારસંગ્રહ, ઉપદેશસાહસ્રી, પ્રપંચસાર વગેરે પ્રકરણ ગ્રંથોના રચયિતા શ્રી શંકરાચાર્ય મનાય છે, ઉપદેશસાહસ્રીપર શુદ્ધાનંદના શિષ્ય આનંદજ્ઞાન, કૃષ્ણતીર્થના શિષ્ય રામતીર્થ અને વિદ્યાધામના શિષ્ય બોધનિધિની ટીકાઓ છે. શ્રીસુરેશ્વરાચાર્યે, પોતાની નૈષ્કર્મ્યસિદ્ધિમાં ઉપદેશ સાહસ્રીમાંથી અનેક પ્રમાણો ઉધૃત કર્યાં છે, તેથી તે આદિ શંકરાચાર્યનો ગ્રંથ હોવાને સંભવે છે.

પ્રપંચસાર ગ્રંથ આદિ શંકરાચાર્ય વિરચિત હોવાનો સંભવ છે. પ્રપંચસાર વિવરણમાં જણાવ્યું છે કે, 'સ્વયં શિવે પોતે જ શંકરાચાર્યના રૂપમાં અવતાર લઈને પ્રપંચસાર નામે ગ્રંથ લખ્યો છે; શારદાતિલક ગ્રંથના ટીકાકાર રાઘવ ભટ્ટ, ષટ્ચક્ર નિરૂપણના ટીકાકાર કાલીચરણ, વગેરે વિદ્વાન વિવેચકોના મતે પણ પ્રપંચસારના રચયિતા આદિ શ્રી શંકરાચાર્ય ઠરે છે. પ્રપંચસાર ઉપર પદ્મપાદાચાર્યની ટીકા છે. ભગવાન શ્રી શંકરાચાર્યના મુખ્ય શિષ્ય તરીકે જ તે પદ્મપાદાચાર્ય છે, એ બાબત સિદ્ધ થાય તો પ્રપંચસારની રચના આદિ શ્રી શંકરાચાર્યની છે, એ વિષે શંકા ન રહે.

વામમાર્ગના ત્રિપુરા સંપ્રદાયમાં લલિતાત્રિશતી એક અત્યંત પ્રસિદ્ધ ગ્રંથ છે; તે પર જે ભાષ્ય પ્રગટ થયું છે; તે આદિ શ્રી શંકરાચાર્યનું હોવાનું મનાય છે.

## ૪ સ્તોત્ર સાહિત્ય

શ્રી શંકરાચાર્યે શિવ, વિષ્ણુ, દેવી, સૂર્ય, ગણેશ એ ઉપરાંત ગંગા વગેરે નદીઓ, તીર્થસ્થાનો, વૈરાગ્યપ્રેરક કે આત્મબોધક જેવાં અનેક સ્તોત્રોની રચના કરી છે, શ્રી શંકરાચાર્યના નામથી પ્રસિદ્ધ થયેલાં, એ બધાં જ સ્તોત્રો આદિ શ્રી શંકરાચાર્ય ભગવાનનાં હોવા વિષે વિવેચકોમાં ઘણા ઘણા મતભેદ છે.

દક્ષિણામૂર્તિ સ્તોત્રની રચના આદિ શ્રી શંકરાચાર્ય ભગવાનની છે, કારણ કે તેની પર સુરેશ્વરાચાર્ય વિરચિત માનસોલ્લાસવાર્તિક છે. આ સ્તોત્રમાં જે કેટલાક પારિભાષિક શબ્દો છે, તે શૈવાગમને અનુસરતા હોય, એમ લાગે છે.

સૌન્દર્યલહરી—શક્તિમહિમાને અદ્‌ભુત રીતે વર્ણવતું આ સ્તોત્ર ઘણું જ લોકપ્રિય છે. સંસ્કૃતમાં તે સ્તોત્ર પર ચાલીશેક ટીકાઓ લખાઇ છે. આ સ્તોત્ર રહસ્યમય બાબતોથી ભરપૂર છે. તેમાં મંત્ર, યંત્ર, પૂજા, તત્ત્વજ્ઞાન, યોગ વગેરે ઘણા વિષયોનું નિરૂપણ છે. સૌન્દર્યલહરી પરના સૌથી જૂના ટીકાકાર લક્ષ્મીધર છે, તેમણે સો શ્લોકો પર ટીકા કરી છે, તેથી એમ અનુમાન થાય છે કે તે પછી ત્રણ શ્લોકો ઉમેરાયા છે.

સૌન્દર્યલહરી વાચતાં એક બાબત એ તરી આવે છે કે, આરંભના ચાલીશ શ્લોકોમાં ત્રિપુરા ઉપાસનાનું રહસ્ય આવે છે અને ચાલીસથી સો સુધીના સાઠ શ્લોકોમાં ભગવતી ત્રિપુરસુંદરીની મૂર્તિનું

ગણું ન આવે છે. અર્થાત્ ચાલીસ શ્લોકો તે આનંદલહરી અને સાઠ શ્લોકો તે સૌન્દર્યલહરી તરીકે ગણાય છે, ભગવાનશ્રી શંકરાચાર્યની આ રચના છે, એ બાબત સાબિત કરવા માટે ભગવાન શ્રીશંકરાચાર્યને તાંત્રિક સંપ્રદાયના પ્રવર્તક પણ ગણવા પડે. શ્રીવિદ્યાર્ણવ નામના તંત્ર ગ્રંથમાં શ્રીશંકર તાંત્રિક સંપ્રદાયના પ્રવર્તક હતા, એમ બતાવીને ત્યાં તાંત્રિક ગુરુ પરંપરાનો ઉલ્લેખ કરેલો છે. શક્તિ સંગમ વગેરે ગ્રંથોમાં પણ શ્રી શંકરના નામનો ઉલ્લેખ છે.

મદ્રાસ પ્રાંતના શ્રી રંગમ્ વાણીવિલાસ પ્રેસ તરફથી વીસ વિભાગોમાં ભગવાન શ્રી શંકરાચાર્ય વિરચિત ગ્રંથોનો સંગ્રહ પ્રગટ થયો છે; તેમાંના પહેલા ચાર વિભાગમાં વ્યાસ સૂત્રો પરનું શારીરક ભાષ્ય છે પાંચથી દશ એ ૭ ભાગોમાં ઉપનિષદો પરનું ભાષ્ય છે. અગિયાર અને બાર એ બે ભાગોમાં ગીતાપરનું ભાષ્ય છે. ૧૩ થી ૧૮ એ છ ભાગોમાં સ્તોત્રો, પ્રકરણગ્રંથો વગેરેનો સંગ્રહ છે તેમ જ છેલ્લા બે ભાગમાં તાંત્રિક ગ્રંથો છે. આ સંપૂર્ણ સંગ્રહ ઘણો જ ઉપયોગી છે.

<u>ભગવાન શ્રીશંકરાચાર્ય પરમાર્થની દૃષ્ટિએ અદ્વૈત તત્વજ્ઞાન સિદ્ધાન્તના પરિપાલક હતા પરંતુ વ્યવહારની દૃષ્ટિએ તેમણે સર્વ સંપ્રદાયો તો સમન્વય કરવાના હેતુથી સર્વ દેવો અને દેવીઓના</u> મહિમાને પ્રગટ કરનારાં ઘણાં સ્તોત્રો રચેલાં છે; તે સર્વ સ્તોત્રો એક જ કર્તાનાં રચેલાં હોવા વિષે શંકા છે, છતાં તે બધાં સ્તોત્રો તો પ્રસિદ્ધ હોવાથી તેમનો ઉલ્લેખ કરવો આવશ્યક છે.

### ૫ શિવસ્તોત્રો —

| | |
|---|---|
| ૧ શિવભુજંગ પ્રયાત સ્તોત્ર | ૫ શિવપંચાક્ષર સ્તોત્ર |
| ૨ શિવાષ્ટક | ૬ મૃત્યુંજય માનસપૂજા |
| ૩ દ્વાદશજ્યોતિર્લિંગ સ્તોત્ર | ૭ કાલભૈરવાષ્ટક |
| ૪ દક્ષિણામૂર્તિ સ્તોત્ર | ૮ શિવપાદાદિકેશાન્ત સ્તોત્ર |

## ૬ શક્તિ સ્તોત્રો



## ૭ વિષ્ણુ સ્તોત્રો —

## ૮ ગણેશ સ્તોત્રો



## ૯ યુગલ દેવતા સ્તોત્રો —



## ૧૦ નદીતીર્થ વિષયક સ્તોત્રો



## ૧૧ સાધારણ સ્તોત્રો —

નોને જીતી લીધા અને તેમને તેમની ભાવના અને શ્રદ્ધા પ્રમાણે વિશેષ શુદ્ધ સંપ્રદાયમાં સ્થાપિત કર્યા તેમજ હિંદુ ધર્મના સંરક્ષણ માટે ભારતનાં વિવિધ સ્થાનો પર મઠોની સ્થાપના કરી, બત્રીશ વર્ષ જેટલા ટૂંકા ગાળામાં આ પ્રકારની બધી સિદ્ધિઓને શમાવી દેવી, તેજ તે જીવનની અદ્ભુતતા છે.

આ ઉપર જણાવેલ સિદ્ધિઓમાં જ્યારે આપણે શ્રીશંકરાચાર્યના વિરચિત ગ્રંથોનો સમાવેશ કરીએ, ત્યારે તે ગ્રંથોના રચયિતા એકજ લેખક હોવા છતાં; તેને વિષે સંશય થાય એ સ્વાભાવિક છે. ડૉ. એસ. કે. બેલવલ્કરે આ ગ્રંથોની સૂચીને સારી રીતે તપાસી છે તેમજ એ ગ્રંથોની સૂચીને ત્રણ વિભાગોમાં વહેંચી દીધી છે. (૧) વેદાન્ત સૂત્રો, ઉપનિષદો વગેરે પરનાં ટીકા ટીપ્પણો કે જે ભાષ્યો તરીકે જાણીતાં છે. (૨) સ્તોત્રગ્રંથો, (૩) નાનાં નાના પ્રકરણ ગ્રંથો. આ ત્રણ વિભાગોને ફરી પાછા નાના ત્રણ વિભાગોમાં એવી રીતે વહેંચવામા આવ્યા છે કે; જેમાં પહેલા વિભાગમાં (અ) જેના કર્તા તરીકે શ્રી શંકરાચાર્ય નિશ્ચિત છે, (બ) જેના કર્તા તરીકે શ્રીશંકરાચાર્ય વિષે શંકા સેવવામા આવે છે; તેમજ (ક) જેના કર્તા તરીકે શ્રીશંકરાચાર્ય પોતે નથી.

શ્રીબેલવલ્કરે જે ધોરણ સ્વીકારેલું છે, તે સંતોષપ્રદ છે, તે છતાં તે બધી શંકાઓને નિર્મૂળ કરે; તેમ કદાચ ન બને! પહેલા વિભાગના પહેલા (અ) ભાગમાં વેદાન્ત સૂત્રો, દશ ઉપનિષદો અને ગીતાપરનાં ભાષ્યોનો સમાવેશ થાય છે. હિંદુ આસ્તિક સંપ્રદાયના ગમે તે અનુયાયમાં પ્રસ્થાનત્રય (સૂત્ર, ગીતા અને ઉપનિષદો) નો પ્રમાણ તરીકે સમાવેશ થય છે, તેમજ અદ્વૈત સિદ્ધાન્તના પ્રચારમાં હિંદુ ભાવનાને જાગૃત કરીને તેની પ્રગતિ સાધવામા શ્રીશંકરાચાર્યનાં આ ભાષ્યો મુખ્ય ભાગ ભજવે છે. શ્રીશંકરાચાર્યનાં મુખ્ય શિષ્યો પદ્મપાદ, સુરેશ્વરાચાર્ય

અને તે પછીના વાચસ્પતિ જેવાના ટીકા ટિપ્પણો આ ભાષ્યો પર જોવાને મળે છે, તેને કારણે તેમની રચના હોવાની ખાત્રી થાય છે.

માણ્ડૂક્યકારિકાનુ ભાષ્ય અને બીજા ગ્રંથો પરની એકત્રીશ જેટલી ટીકાઓનો ડૉ. બેલ્વલકરે પહેલા વિભાગ (અ) માં સમાવેશ કર્યો છે, જેમા સાખ્ય અને યોગ પરના ભાષ્યનો સમાવેશ થાય છે.

દક્ષિણામૂર્તિ, દશશ્લોકી, ભજગોવિન્દ જેવા સ્તોત્રોનો બીજા વિભાગમા સમાવેશ થાય છે, જેના કર્તા શ્રી શંકરાચાર્ય છે. મનીષા-પંચક, સોપાનપંચક, શિવભુજંગ વગેરેના કર્તા વિશે શંકા છે તેમજ બીજાં ૨૧૪ જેટલાં સ્તોત્રો છે, જેના કર્તા શ્રી શંકરાચાર્ય નથી.

ભુજંગ પ્રયાત અને વર્ણમાલા પ્રમાણે આદિચરણની રચના જેવા કેટલાક કૃત્રિમ સ્તોત્રોના રચયિતા શ્રી શંકરાચાર્ય હોય, તેમ સંભવતુ નથી, એમ જણાવીને ડૉ. બેલ્વલકરે જે ધોરણ સ્વીકાર્યું છે, તે માન્ય કરવા જેવુ છે કારણ કે રૂઢિ ગત પ્રશંસા સિવાય જીવનને ઉદ્બોધક જેવુ ગહન્ય નહોય, તેની રચના આદિ શ્રી શંકરાચાર્યની હોઈ શકે નહિ.

પ્રકરણ ગ્રંથોમા અપરોક્ષાનુભૂતિ, આત્મબોધ, ઉપદેશ સાહસ્ત્રી (પદ્યબંધ), પંચીકરણ પ્રક્રિયા, શતશ્લોકી જેવાગ્રંથો મૂલ રચના તરીકે બીજા વિભાગમાં આવે છે. આઠ (બ)મા અને ૧૧૨ જેટલા (ક)મા આવી જાય છે.

એ રીતે વિભાગ કરતા ભાષ્યો, સ્તોત્રો અને પ્રકરણ ગ્રંથોમા ફક્ત ચોવીસ જેટલા જ મૂલ રચના તરીકે સ્વીકારીને બાકીના ૩૮૪ જેટલા શંકાગ્રસ્ત કે અસ્વીકાર્ય ગણવામા આવ્યા છે

સૌન્દર્યલહરી અને પ્રપંચસાર જેવા તાન્ત્રિક ગ્રંથો શ્રી શંકરાચાર્યના નથી' એમ ડૉ. બેલ્વેલકર વિવાદ વિના સ્વીકારી લે છે,

## ૧૨ જ્ઞાનબોધક સ્તોત્રો અને અનુબંધ ગ્રન્થો —

સાધારણ જનોને અદ્વૈત વેદાન્તના તાત્વિક જ્ઞાનનો સરળતાથી બોધ થાય, એ કારણે તેમજ વૈરાગ્ય જાગતા જ્ઞાનનો ઉદય થાય, એ પ્રકારના બોધ આપવાના હેતુથી ઘણા નાના નાના ગ્રંથો શ્રીમ્ શંકરાચાર્યના નામથી સુપ્રસિદ્ધ છે. તે સર્વ પર વિવેચન, મત પ્રદર્શન વિસ્તૃત થઇ જાય, એ હેતુથી તે નાના ગ્રંથોની યાદીઓ અહિં આપવામા આવી છે.

૧ એક શ્લોકી
૨ કૌપીન પંચક
૩ અદ્વૈતપંચરત્ન
૪ આત્મ બોધ
૫ અદ્વૈતાનુભૂતિ
૬ અદ્વૈતરસ મંજરી
૭ અપરોક્ષાનુભૂતિ
૮ નિર્વાણષટ્ક
૯ પંચરત્ન
૧૦ નિરંજનાષ્ટક
૧૧ સ્વાત્મ પ્રકાશિકા
૧૨ આર્યાપંચક
૧૩ વિજ્ઞાનનૌકા
૧૪ અનાત્મશ્રી વિગર્હણ
૧૫ જીવન્મુક્તાનંદ લહરી
૧૬ ગુર્વષ્ટક
૧૭ કેવલોઽહમ્
૧૮ પરાપૂજા
૧૯ ચર્પટ પંજરિકા (મોહમુદ્ગર)
૨૦ નિર્ગુણમાનસપૂજા
૨૧ પ્રૌઢાનુભૂતિ
૨૨ તત્ત્વોપદેશ
૨૩ પ્રશ્નોત્તરરત્નમાલિકા
૨૪ બ્રહ્મનામાવલી માલા
૨૫ નિર્વાણ મંજરી
૨૬ પ્રાત સ્મરણ સ્તોત્ર
૨૭ ધન્યાષ્ટક
૨૮ મણિરત્નમાલા
૨૯ મઠામ્નાય
૩૦ બ્રહ્માનુચિંતન
૩૧ મનીષાપંચક
૩૨ સદાચાર
૩૩ સહજાષ્ટક
૩૪ સ્વાત્મનિરૂપણ
૩૫ દશશ્લોકી
૩૬ સારતત્ત્વોપદેશ

૩૭ વેદવેદાન્તતત્ત્વસાર
૩૮ વાક્યવૃત્તિ
૩૯ યોગતારાવલી
૪૦ લઘુવાક્યવૃત્તિ
૪૧ જ્ઞાન સંન્યાસ
૪૨ બાલ બોધિની
૪૩ ચિદાનંદાત્મક સ્તોત્ર
૪૪ મહાવાક્યમંત્ર
૪૫ મહાવાક્યવિવરણ
૪૬ મહાવાક્યવિવેક
૪૭ અષ્ટ શ્લોકી
૪૮ દ્વાદશમહાવાક્યવિવરણ
૪૯ પંચીકરણ
૫૦ આત્માનાત્મવિવેક
૫૧ પ્રબોધ સુધાકર
૫૨ દક્ષિણામૂર્તિ સ્તોત્ર
૫૩ વાક્યસુધા
૫૪ પરમહંસ સંધ્યોપાસન
૫૫ ગાયત્રી પદ્ધતિ
૨૬ અજ્ઞાન બોધિની
૫૭ ત્રિપુરી પ્રકરણ
૫૮ દશનામાભિધાન
૫૯ સર્વવેદાન્ત સિદ્ધાન્તસાર સંગ્રહ
૬૦ કેરલાચાર સંગ્રહ
૬૧ સામવેદમંત્ર ભાષ્ય
૬૨ વજ્રસૂચ્યુપનિષત્સાર
૬૩ હરિતત્ત્વમુક્તાવલી
૬૪ જીવ બ્રહ્મૈક્ય સ્તોત્ર
૬૫ માયાપંચક
૬૬ જ્ઞાનગંગાશતક
૬૭ શતશ્લોકી
૬૮ સન્યાસ પદ્ધતિ
૬૯ સર્વસિદ્ધાન્ત સંગ્રહ
૭૦ નવ રત્નમાલા
૭૧ સર્વપ્રત્યયમાલા
૭૨ મંત્રાર્ણ સ્તુતિ
૭૩ મંત્રમાતૃકા પુષ્પમાલા
૭૪ અવધૂતષટ્ક
૭૫ જ્ઞાનગીતા
૭૬ સિદ્ધાન્ત પંજર

'શ્રીશંકરાચાર્યના ગ્રંથો' એ વિષે લખતા, શ્રી. એસ. એસ. સૂર્યનારાયણશાસ્ત્રી જણાવે છે કે:

''શ્રી શંકરાચાર્ય એક એવી અદ્ભુત વ્યક્તિ છે કે જેણે વેદાદિશાસ્ત્રોનો અભ્યાસ કરી તત્ત્વજ્ઞાન મેળવ્યું, સંસારનો ત્યાગ કર્યો, શિષ્યોનો સમૂહ ભેગો કર્યો, અનેક યાત્રાઓ કરી વિવિધ વાદના વિદ્વા-

પરંતુ પરંપરાગત અમુક દૃઢમાન્યતાઓ પ્રમાણે તે બંને શ્રી શંકરાચાર્યની રચના સ્વીકારાઇ છે અને તે પરંપરાને ન સ્વીકારવામાં મુશ્કેલી ઉભી થાય તેમ છે, તે સાથે કેટલાક સિદ્ધાન્તો પરંપરાગત અદ્વૈત સિદ્ધાન્તથી વિરુદ્ધ જાય છે. પ્રપંચસાર પરતો મુખ્ય શિષ્ય પદ્મપાદાચાર્યની જ ટીકા છે. સૌન્દર્યલહરીમાં આવેલ 'દ્રવિડશિશુ' તરીકે શ્રી શંકરાચાર્ય પોતે છે કે બીજા કોઈ, તે વિષેનો નિર્ણય થઇ શક્યો નથી.

શાંકર વેદાન્તના અભ્યાસક માટે એક બાબત ખૂબજ મહત્ત્વની પ્રેરક છે કે "દશ મુખ્ય ઉપનિષદો ભગવદ્‌ગીતા અને વેદાન્ત સૂત્રો પરનાં શ્રી શંકરાચાર્યના ભાષ્યો પોતાની રીતે સંપૂર્ણ છે, તેમજ વેદાન્ત સૂત્રોની પ્રથમ ચતુઃસૂત્રી અદ્વૈત સિદ્ધાન્તની સંપૂર્ણ રીતે રજૂઆત કરે છે; જેમાં શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્તનું બહુજ સુંદર રીતે નિદર્શન રજૂ થયું છે."



## પ્રકરણ દસમું

# અખંડ ભારતના પુરસ્કર્તા

किंचित्कालमुवास तत्र कुमतान्युत्पाट्य जित्वा खलान् ।
अद्वैतं प्रथयंस्तु तत्त्वममलं श्रीश्रृंगगिर्यादिषु ।
स्थानेष्वप्यमितेषु देशिकवरः संस्थाप्य शिष्यान्पृथक् ।
कैश्चित् शिष्यजनैर्जगाम बदरीं तीर्थानि पश्यन् गुरुः ॥

—संक्षिप्त शंकरजय ।

આ ભારતની ભુમિ પર ભગવાન શ્રી શંકરાચાર્યે થોડાજ કાલ માટે નિવાસ કર્યો હતો પરન્તુ તે સમયે જે જે મતો પ્રવર્તતા હતા અને જેના દ્વારા ખલ-કપટી પુરૂષો પોતાના મન-મત પ્રમાણે સ્વચ્છંદ વર્તતા હતા; તે બધાજ ખલપુરૂષોને ભગવાન શ્રી શંકરાચાર્યે જીતી લીધા, તેમણે અનેક અસ્તવ્યસ્ત મત-મતાંતરોને એક કરીને અદ્વૈત તત્વ વેદાન્તની શીતલ છાયામા લાવીને જીવીત કર્યા. તે ઉપરાંત ભારતની ચાર દિશાઓમાં ચાર મઠોની સ્થાપના કરીને પોતાના મુખ્ય ચાર શિષ્યોને તે તે મઠના અધિષ્ઠાતા શંકરાચાર્યની સર્વોત્તમ પદ્વીએ સ્થાપિત કર્યા. એ રીતે પોતાના અવતાર કર્યો બત્રીસ વર્ષના કાળમાજ પુરા કરીને થોડા શિષ્યો સાથે તીર્થો જોતા જોતા હિમાલયના બદ્રિકા પ્રદેશમા ભગવાન શ્રી શંકરાચાર્યે ગતિ કરી અને ત્યાંથી પોતાના સ્વરૂપમા એક રૂપ બનીને કૈલાસ પ્રતિ ચાલ્યા ગયા.

उत्तरं यत्समुद्रस्य हिमाद्रेश्चैव दक्षिणम् ।
वर्षं तद् भारतं नाम भारती यत्र सन्ततिः ॥

—મહાભારત

હિમાલય પર્વતથી આરંભીને દક્ષિણ તરફનો પ્રદેશ તેમજ સમુદ્રથી આરંભીને ઉત્તર તરફનો પ્રદેશ ભારત વર્ષ (દેશ) તરીકે અત્યંત પ્રસિદ્ધ છે અને ત્યાં ભારતી (સંસ્કૃતિ અને સભ્યતા) ની સ્થિતિ સદાકાળ માટે સાગી બનાને રહેલી છે.

उपह्वरे च गिरीणां संगमे च नदीनाम् ।
धिया विप्रो अजायत ॥

—ઋગ્વેદ.

હિમાલય જેવા ગિરિવરોની ગુફાઓમાં અને સરિતા–સાગરના સંગમોમાં બુદ્ધિશાળી માનવ પોતાની બુદ્ધિ સાથે પ્રગટ થાય છે.

× × × × ×

ભારતની ભૂમિકા એ રીતે ઉત્તર અને દક્ષિણના પ્રદેશોમાં અંકાઇ છે; તેની સાથે સિંધુ અને સરસ્વતી, ગંગા અને યમુના તેમજ બ્રહ્મપુત્રા વગેરે સરિતાઓએ પૂર્વ અને પશ્ચિમનો ભૌગોલિક સંબંધ જોડી આપ્યો છે.

એ રીતે ભારત વિશ્વની સંસ્કૃતિનું ઉગમ સ્થાન બન્યું છે, વિશ્વની પ્રજાઓનું જન્મસ્થાન બન્યું છે અને વિશેષ કરીને સર્વ માનવોને ધર્મનો ઉપદેશ આપનાર પ્રથમ સંપ્રદાય (સમ્+પ્ર+દાય=આધ્યાત્મિક વારસો) પણ આજ ભારતની ભૂમિએ સર્વ પ્રજાઓને આપ્યો છે અને એજ આધારે ભગવાન મનુએ આદિ સમ્રાટ બનીને પૃથ્વીપરના સર્વ માનવોને પોતપોતાનાં ચરિત્ર અને સદાચાર શીખવા માટે ભારતના મૂળપુરૂષ પાસે જવાનો આદેશ–રાજશાસન આપેલ છે.

આજે વિશ્વપર પશ્ચિમ પ્રજાજનોના મનમતાંતરો આવ્યા અને ગયા. બાબીલોનિઅન, ગ્રીક, રોમન, આરબ વગેરે સભ્યતાઓ તે તે પ્રજાજનોને અનુલક્ષીને આવી અને તે પ્રજાજનોનો નાશ થતાં સભ્યતાઓ પણ નાશ પામી, ભારતીય સંસ્કૃતિ હિમાલયની જેમ ઉન્નત મસ્તકે સદાકાલ ઉભી છે, કારણ કે તે સનાતન છે, મહાકાલ એક સ્વરૂપ છે. તે સનાતન ધર્મ વિશ્વના સર્વ માનવોને ધર્મ પ્રતિ, પોત–પોતાના સંપ્રદાય પ્રતિ ઉપદેશ આપે છે અને પ્રેરણા આપતો રહે છે.

ભારતીય સંસ્કૃતિને ગ્રીકસભ્યતા, બાબિલોનિઅન સભ્યતા વગેરેની સાથે સરખાવી શકાય એમ નથી. ભારતીય સંસ્કૃતિ એક રીતે ભારતીય નથી પણ વિશ્વજનીન છે. यत्र विश्वं भवत्येकनीडम् જ્યાં વિશ્વ પક્ષીના નાના માળા જેવું એક બનીને આનંદ મેળવે છે. ભારત એ શબ્દ પણ કોઇ જાતિવાચક કે દેશવાચક બન્યો નથી. એ તો ભા+રત=પ્રકાશમાં રત જે કોઈ ઉચ્ચ આકાંક્ષા સેવનાર માનવ હોય:- તેને તે સદાને માટે પ્રેરણા આપતો રહ્યો છે. બીજી સભ્યતાઓમાં અંધાધુંધી થયા કરી છે. રાજકારણના રાજપલટાઓની સાથે સભ્યતાઓ પણ બદલાઇ–છે. ભારતીય સંસ્કૃતિ તેના મૂલસ્વરૂપમાં એક રહી છે. રાજા આવે કે જાય; રાજ્યના પલટા થાય અને દેશકાલમાં ફેરફારો, અંધાધુંધીઓ ચાલ્યા કરે; એ દશામાં પણ ભારતીય સંસ્કૃતિને ઝાંખપ આવી નથી. ભારતીય-સંસ્કૃતિના મૂલમાં કોઇ પ્રકારનાં પરિવર્તન થયાં નથી. એ જે સ્વરૂપમાં પ્રગટ થઇ; એજ સ્વરૂપમાં આજે પણ છે અને હવે પછી રહેવાની છે. તેની પરંપરાનાં સદા સંરક્ષણ થતાં આવ્યાં છે. દેશ, કાલ અને દશાને અનુરૂપ ભાષાઓ–પરિભાષાઓ બદલાતી રહી છે, વેદોની ભાષાને વેદાન્ત ઉપનિષદોએ પોતાની રીતે અપનાવી લીધી તેજ રીતે નિગમની પદ્ધતિને આગમ અને તંત્રગ્રંથોએ સ્વીકારી લીધી. એજ પદ્ધતિની પરંપરાને સાચવવા માટે ગીતા શ્રીકૃષ્ણ મુખે પ્રગટ થઇ

અને નાશ પામેલ યોગને પુનર્જીવન આપ્યું, ધર્મની ગ્લાનિ થતી અટકાવી અને અવતાર તરીકેના જીવનને સફલ ચરિતાર્થ બનાવ્યું.

ફરી એકવાર અવતારી પ્રભુને અવતાર લઇ જગત પર આવવાનું ઉચિત લાગ્યું. દેશ પર અંધકાર-અજ્ઞાન છવાયાં હતાં. કાલપર કલિના આવરણ પથરાયાં હતાં અને જીવન દશા અધમ બની ચૂકી હતી. એ રીતનો એ મધ્યયુગ હતો અને તેથી આજના ઇતિહાસ વાચકોએ તેને અંધકાર યુગ ગણ્યો છે. એજ દેશ અને કાલમાં ભારતીય સંસ્કૃતિનો સમુદ્ધારક યુગપુરુષ પ્રગટ થયો અને તેજ ભગવાન શ્રી શંકરાચાર્ય.

'ભારત આર્થિક, રાજકીય અને ભૌગોલિક રીતે ભિન્ન હોવા છતાં, ધર્મ અને વેદાન્તજ્ઞાનની દૃષ્ટિએ એક અખંડ છે'; તે તેની પરંપરા સૂચવે છે. મતમતાંતરોને લીધે જ્યારે આ પરંપરા અટકી જાય છે ત્યારે તેને ફરીથી સ્થાપિત કરવાને અને જીવિત કરવાને માટે ભારતમા મહાપુરુષોનાં આગમન થાય:છે.

ભગવાન શંકરાચાર્યે ભારતમાં આવી વૈદિક ધર્મની સ્થાપના કરી અને તેમણે સનાતન ધર્મને નવાં જીવન આપ્યાં. વૈદિક પરંપરાની આધાર શિલા તે વેદો અને વેદોના ઉત્તમ શિખરમાં તે ઉપનિષદો. તેમાંનાં દશ ઉપનિષદો પરના ભાષ્યો રચીને ભગવાને અદ્વૈત સિદ્ધાન્તની સ્થાપના કરી, બ્રહ્મસૂત્રો પર ભાષ્ય રચીને ઉપનિષદોના આધારે સ્થાપેલા, છતાં અદ્વૈત સિદ્ધાન્તને નહિ અનુસરતા દ્વૈત મતોનાં નિરસન કર્યાં તેમજ ગીતા-પર ભાષ્યની-રચના-કરી સામાન્ય સર્વજનો સુધી પહોંચી શકે તેવા વેદાન્તના વિષયોને સ્પષ્ટ સરલ કરી આપ્યા. એ પ્રસ્થાનત્રયીની રચના અને યોજના શ્રી શંકરાચાર્યના જીવનની સર્વોત્તમ સિદ્ધિ છે. ભૂતને વર્તમાન સાથે જોડી ભવિષ્યનાં પ્રજાજનો માટે તે સાહિત્ય અજર અમર બની ચૂક્યું છે.

ભગવાન શ્રી શંકરાચાર્યના જીવનની બીજી સિદ્ધિ તે ભારતના પ્રજાજનોને અભેદભાવે પાંચેય દેવોની ઉપાસના કરવાની પ્રેરણા આપવામાં સમાઇ છે, નિર્ગુણ નિરાકાર રહેલ એક અદ્વિતીય સત્ય, ચૈતન્ય, આનંદ સ્વરૂપ અવ્યક્ષ બનીને પોતાની આત્મમાયાને પ્રેરિત કરે છે ત્યારે તે પોતે ચૈતન્ય બનીને આનંદ સ્વરૂપ બનીને વિવિધ સ્વરૂપોને ગ્રહણ કરે છે, તે સ્વરૂપો વિવિધ હોવાથીજ નાનાં મોટાં સગુણ સાકાર હોઇ શકે છે, પરંતુ તે સર્વમાં રહેલ સત્ય સ્વરૂપ તો એકજ છે, એ સત્યનાં દર્શન અજ્ઞાનને કારણે અટકી જાય અને વિવિધ મતમતાંતરો રચાય ત્યારે શૈવ, ગાણપત્ય, સૌર, શાક્ત, વૈષ્ણવ જેવા પંથો અને અનુયાયીઓ શરૂ થાય. રાગઅને દ્વેષ જીવની મૂલ પ્રકૃતિમાં પડેલાજ હોય છે, તેથી પોતાના મતનો અનુરાગ તેમજ પરમતનો વિદ્વેષ ઉભો થાય. ખંડન અને મંડન, વાદ અને વિવાદ, સ્વપક્ષ અને પરપક્ષ જેવા ભેદો ઉભા થાય અને મૂલતત્ત્વને ભૂલીને બધાંજ છાયાને પકડવામાં અને છાયાની મોહિનીમાં ફસાવવામાં અટવાઇ જાય છે.

ભગવાન શંકરાચાર્યે શૈવમાર્ગીઓને બોલાવી શિવનો મહિમા સમજાવ્યો. મહાદેવનાં દેવાલયોમાં જઈ સ્તોત્રઃ ગાયાં અને શિવતત્ત્વનો ઉપદેશ આપ્યો. તેજ રીતે વૈષ્ણવોને બોલાવી વિષ્ણુનો મહિમા સમજાવ્યો; વૈષ્ણવ મંદિરોમાં જઈ સ્તોત્રો ગાયાં અને વિષ્ણુ તત્ત્વનો ઉપદેશ આપ્યો. સૌર, ગાણપત્ય અને શાક્ત સંપ્રદાયના અનુયાયીઓને પણ એજ રીતે સૂર્ય, ગણપતિ અને શક્તિનો મહિમા સમજાવ્યો. વિખરાએલાં પુષ્પો જેવા આ અનુયાયો હતા, પંચાયતન દેવની પૂજાપ્રતિષ્ઠા કરીને અદ્વૈતતત્ત્વની ભાવનામાં ગુંથીને ભગવાને તે પુષ્પમાળાની રચના કરી અને સર્વ અનુયાયોને એકત્ર કર્યા. રાગ અને દ્વેષ દૂર કરી, પરમત સહિષ્ણુતાનો સાચો માર્ગ બતાવ્યો. અજ્ઞાને ઉભા કરેલા વિવાદો અને પક્ષોને મિટાવી સર્વત્ર સમદર્શનનો ગીતા પ્રમાણિત

સંપ્રદાય પ્રવૃત્ત કરી આપ્યો. ભારતનાં ભાવિક પ્રજાજનોને એ રીતે ઉપાસનામાં અભિમુખ કરીને ભગવાન શંકરાચાર્યે ભારતની ઉદાર ભાવના પ્રતીતિ કરાવી છે અને સમસ્ત વિશ્વ પામે ભક્તિના આદર્શની વાસ્તવિકતા રજૂ કરી છે. અને તે એકે 'સર્વદેવોને કરેલા નમસ્કાર અંતે તો એક અનંત તત્વની ભાવનામાં સમાઇ જાય છે.' રાજા અને પ્રજા, ઊંચ અને નીચ, નાનાં અને મોટાં, સ્ત્રી અને પુરૂષે, બાલ અને વૃદ્ધ, પાપી અને પુણ્યશાળી, ધનીક અને ગરીબ, રોગી અને નીરોગી, અભણ અને શિક્ષિત, મૂર્ખ અને ડાહ્યો આવા આવા અનેક ભેદો સંસારમાં જોવાને મલે છે. એ પ્રકૃતિમાંથી જન્મ્યા છે અને પ્રકૃતિમાં વિલીન થવાના છે. પશ્ચિમના વિચારકોએ એ બધા ભેદો દૂર કરવા અને પ્રકૃતિમાં એકતા લાવવા ઘણા પ્રયત્નો કર્યા છે અને તેમાંથી જુદા જુદા વાદો ઉભા થયા છે. આ રીતે એકતા લાવવા માટેના તેમના પ્રયત્નો તો નિષ્ફળ ગયા છે, પણ જુદા જુદા વાદોના ભેદો ઉભા થયા છે. ભેદભાવના દૂર કરવા જતાં, નવા ભેદો રચાઈ ગયા છે અને તે બધા વાદો પરસ્પર ઝઘડી રહ્યા છે. તેમાં મૂડીવાદ અને સમાજવાદ, કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણ, દલિત અને સત્તારૂઢ જેવા નવા પ્રયોગો આજે થઈ રહ્યા છે. એ તો પ્રકૃતિના મૂલના ભેદો છે. જે અભેદ છે, એ તો આત્માની સત્તામાં રહેલો છે. જે સમાનતા લાવવાની છે, તે મંત્રની સમાનતા, સમિતિની સમાનતા અને મનની–મતિની સમાનતા છે, જે સત્યનાં દર્શન વેદના ઋષિને **સમાનો મંત્ર: સમિતિ: સમાના** જેવા મંત્રો દ્વારા પ્રગટ થએલાં છે.

ભારતની સમાનતાની ભાવના એ રીતે વૈદિક ધર્મના અંદર સમાઇ ગઇ છે. ભેદ માત્ર અજ્ઞાન મૂલક છે, જે અભેદ દેખાવો જોઇએ તે તો સ્વર્ગનો પ્રકાશ છે, તે સર્વને એકતાના દર્શન કરાવે છે. ભારતના તત્વજ્ઞાનીઓ અને નીતિશાસ્ત્રના દ્રષ્ટાઓએ રાજ્યશાસનની

માથે ધર્મશાસનને આવશ્યક ગણ્યું છે, તેનું આ કારણ છે. રાજ્ય-શાસન પણ રાજાની સ્વચ્છંદ મતિ પર નિર્ભર નહિ બનતા, ધર્મની મુલ પ્રેરણાને અનુરૂપ હોય છે રાજાઓના પ્રદેશો મર્યાદિત બની જાય, દેશ ખંડખંડમા વિભાજિત થાય અને પરસ્પર કલહ કંકાસમા રાજાઓ અને રાજ્યકર્તાઓ નાશ પામી જાય, છતા વિવિધ પ્રદેશોમા વસતા પ્રજાજનોને તે બધા ફેરફારો વધારે પડતી અસર કરતા નથી, તેનુ કારણ જ એ છે કે ભારતમા ધર્મની પ્રેરણા મલતી રહી છે. ધર્મને અનુસરવામા પ્રજાજનોએ પોતાનુ હિત જોયું છે.

ભગવાન શ્રી શંકરાચાર્યના જીવનની ત્રીજી અને સર્વોત્તમ સિદ્ધિ તે તેમણે કરેલ ધર્મશાસનની સ્થાપનામા રહેલી છે.

ભારતના દેશ પ્રદેશોની યાત્રા કરતા, એક પરમહંસ પરિવ્રાજક યતિરાજનું બહુમાન ભગવાન શ્રી શંકરાચાર્યને મલતું હતું. રાજાઓ, મહારાજાઓથી આરંભી સાદા સરલ ગ્રામીણ પ્રજાજનો તેમનો હૃદયના ઉમળકાથી આદર કરતા હતાં, તે સાથે તેમના પ્રભાવથી અંજાઇ અનેક પ્રતિપક્ષીઓ પરાજય સ્વીકારી તેમનુ શરણ લેતા હતા, તો કોક દંભી પાખંડીજનો તેમના પર આક્રમણ કરતા અને અભિચારિક પ્રયોગો પણ અજમાવતા હતા. બત્રીસ લક્ષણા પુરુષ' તરીકે તેમના બલિદાન આપવા પણ એક ભૈરવ તૈયાર થયો હતો, ભગંદર અને પાઠાના રોગના ભોગ પણ તેમણે હસ્તે મુખે સ્વીકારી લીધા હતા તે ઉપરાંત યાત્રાની અનેક મુસીબતો તેમજ અજ્ઞાની જનોની વિટંબણાઓના ભોગ બન-વામા પણ પોતાના શરીરની યાતનાઓ તેમણે ગણકારી ન્હોતી. તે પોતે એક જ્વલંત પ્રતિભાશીલ આત્મવાન હોવાને કારણે સર્વમા આત્મ-ભાવનાના દર્શન કરી, પરમહર્ષ અનુભવતા હતા આત્મનિષ્ઠાની ઉંચી ભાવનામા સદા વિચરતા હોવાને કારણે તેમણે દેશકાલ કે દશાના બંધન

નડે તેમ નહોતાં. તેમને હૈયે પરમ કરૂણા વસી હતી. સૌ જનોનાં દુઃખ દારિદ્રય દૂર કરવા તેમના આશીર્વાદ સફળ સાર્થક બનતા હતા. રોગીના રોગ-તેમના—દર્શન—માત્રથી દૂર થતા હતા, હૈયાના તાપ સતાપ દૂર થતા તેમજ જન્મજન્માંતરનાં પાપ પણ તેમના ઉપદેશોનાં પાન કરવાથી હટી જતાં હતાં.

તે સમયે ભારતની દુર્દશા થઈ રહી હતી, દેશ ખંડ ખંડમાં વહેંચાઈ રહ્યો હતો. રાજાઓ સત્તારૂઢ બની સ્વાર્થ પ્રપંચમા રચ્યા-પચ્યા રહ્યા હતા. ભગવાન શ્રી શંકરાચાર્યના હૃદયમાં ભારતને એક અખંડ અવિભાજ્ય બનાવી સર્વ પ્રજાજનોને એક છત્રછાયામાં લાવવાની ભાવના જાગી. રાજ્યશાસન પર ધર્મશાસનની સત્તા પ્રાચીનકાળમાં ચાલતી હતી; તે પરંપરા શિથિલ બનતાં નષ્ટભ્રષ્ટ બની ગઈ હતી. ભગવાન શ્રી શંકરાચાર્યે સમસ્તદેશ પર ધર્મશાસન સ્થાપવાના હેતુથી પોતાના ચાર મઠોની સ્થાપના કરી.

ભારતની ચાર દિશાઓની ભૂમિને તેમણે પશ્ચિમામ્નાય અને પૂર્વામ્નાય તેમજ દક્ષિણામ્નાય અને ઉત્તરામ્નાય એમ ચાર આમ્નાય ધર્મશાસનની સ્થાપના કરીને પોતાના ચાર પટ્ટશિષ્યોને તે ધર્મશાસનની લગામ સોંપી; એટલુંજ નહિ પોતે 'શ્રી શંકરાચાર્ય' નું જે બહુમાન ધરાવતા હતા; તે નામ ધર્મશાસન પર આવનાર અને મઠામ્નાય પર અભિષિક્ત થનાર દરેક વ્યક્તિને પરંપરાગત આપવામાં આવ્યું. દરેક આમ્નાયના કાર્યપ્રદેશો આંકી આપ્યા; ઇષ્ટદેવની ઉપાસનાના વિશિષ્ટ પ્રકારો આપ્યા તેમજ ભિન્ન ભિન્ન સંજ્ઞાઓ આપી; તે સંજ્ઞાઓ નીચે સર્વ સંન્યાસીઓને એકત્ર કર્યા; તે ઉપરાંત 'દશનામી' તરીકે સંન્યાસી વર્ગની પ્રતિષ્ઠા કરી આપી; તેમની પર પણ ધર્મશાસનની મર્યાદા આંકવામા આવી.

ભગવાન શ્રી શંકરાચાર્યે આ રીતે પોતાનું જીવનકાર્ય સિદ્ધ કર્યું હતું. દેશવિદેશોનાં ભ્રમણ કરીને તેમણે ભારતભરમાં અદ્વૈત સિદ્ધાન્તની સ્થાપના કરી હતી. ભૌગોલિક અને રાજકીય દૃષ્ટિએ વિભિન્ન બનેલ ભારતને ધર્મશાસનની નીચે લાવી, 'એક અખંડ ભારત'ની સ્થાપના કરીને તેમણે સર્વ જનોને જાગૃત કર્યા હતા અને એ રીતે 'અખંડ ભારતનાં પ્રથમ પુરસ્કર્તા' તરીકે તેમનું નામ ભારતના ઇતિહાસને પાને સુવર્ણાક્ષરે અંકાયું છે. મધ્યયુગના સૌથી શ્રેષ્ઠ બુદ્ધિશાળી પ્રતિભાવાન વ્યક્તિ તરીકે 'જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય'ની ગણના થાય છે, તેનું કારણ તેમણે જીવનકાલ દરમિયાન જે ત્રણ વિશિષ્ટ સિદ્ધિઓ ભારતને આપી છે અને ભારતને જાગૃત કર્યું છે, તેને ફાળે જાય છે. આજે પણ ભારત વિશ્વને જે એકતા અને સમાનતાના સાચા બોધપાઠ આપે છે, તે પરંપરાનાં સંરક્ષણ કરનાર ચાર મઠોની ધર્મશાસનની પદ્ધતિને આભારી છે.

ભગવાન શ્રી શંકરાચાર્ય પોતાના દિવ્ય જીવનની લીલા સંકેલી રહ્યા હતા. તેમને મુખ્ય ચાર શિષ્યો : સુરેશ્વરાચાર્ય, પદ્મપાદાચાર્ય, હસ્તામલકાચાર્ય અને તોટકાચાર્ય પણ ધર્મશાસન પ્રમાણે ગુરુવરની પ્રેરણા મેળવીને ધર્મપ્રચાર કરવામાં સમર્થ સર્વશક્તિમાન હતા.

ભારતના વિવિધ પ્રદેશોની યાત્રાઓ તેમણે કરી હતી, પરંતુ કાશ્મીર પ્રદેશ તેમની યાત્રામાં બાકી રહી ગયો હતો. ત્યાં એક 'સર્વજ્ઞ પીઠ' હતું અને સાક્ષાત્ શારદા દેવી તેનુ શાસન ચલાવતાં હતાં. જે સર્વજ્ઞ હોય અને સર્વશક્તિમાન હોય; તેજ તે સર્વજ્ઞપીઠ પર બેસી શકે, તેવી આમન્યા હતી.

સર્વ શિષ્યોની ભાવનાને વશ થઇ, ભગવાન શ્રી શંકરાચાર્ય પદયાત્રા કરતા કરતા કાશ્મીર જઈ પહોંચ્યા. તે શારદા મંદિરમા

આવેલ સર્વજ્ઞ પીઠના દ્વાર પરજ વિવિધ મત મન સંપ્રદાયના જાણકાર વિશિષ્ટ કોટિના વિદ્વાનો હતા. તેમની સાથે વાદ સંવાદ રચીને ભગવાન શ્રી શંકરાચાર્યે અદ્વૈત સિદ્ધાન્તની વિશેષતા બતાવી અને સર્વવાદીને શાંત કર્યા.

સાક્ષાત્ શારદાદેવી પ્રગટ થયાં. તેમણે ભગવાન શ્રી શંકરાચાર્યને શુભાશિષ પાઠવ્યા અને સર્વજ્ઞ પીઠ પર વિરાજવાની અનુમતિ આપી. સર્વજ્ઞ પીઠ પર બેસવાની સાથેજ બધા સંપ્રદાયોના વિદ્વાનોએ તેમને વધાવી લીધા. પોતાના જીવનનું એ અંતિમ કાર્ય હતું. શિષ્યોને સર્વ પ્રકારની જવાબદારી સોંપી દીધી હતી એટલે બાકીના થોડા શિષ્યોને સાથે લઇને ભગવાન શ્રી શંકરાચાર્ય બદ્રિકેદારની યાત્રા કરવા પધારી ગયા. એકાન્ત ગુફામાં તેમણે સમાધિ લીધી અને નશ્વર દેહનો ત્યાગ કરી, પોતાના પરમ ધામ કૈલાસ પ્રતિ તે શંકર સ્વરૂપ શ્રી શંકરાચાર્ય પધારી ગયા.

જ્યારે ભગવાન શ્રી શંકરાચાર્ય સર્વજ્ઞ પીઠ પર વિરાજ્યા ત્યારે સર્વ શિષ્યોએ તેમની દિવ્ય મૂર્તિની આરાધના કરી હતી. તેજ સ્તુતિવચન યાદ કરીને આપણે પણ ભગવાન શ્રી શંકરાચાર્યની જીવન લીલાના સારની પૂર્ણાહુતિ મનાવીએઃ—

> श्रीमच्छोणसरोजपादयुगलं चाजानुबाहुद्वयं
> रुद्राक्षांचितकम्बुकण्ठममलं गंगाझरी वाग्झरीम् ।
> मन्दस्मेरमुखाम्बुजं शशिकलामस्मत्रिरेखावलिं
> वन्दे सर्वविदासनस्थमसकृत श्रीशंकराख्यं महः ॥

જેમનાં ચરણકમળ લાલકમળ જેવાં શોભી રહ્યાં છે, જેમની ભુજાઓ સાથળ સુધી લાંબી છે, જેમનો સુંદર સુડોળ કંઠ રૂદ્રાક્ષની માળાથી શોભી રહ્યો છે; જેમની વાણી ગંગાની ઝરણી જેવી નિર્મળ

છે. જેમનું મુખકમલ મંદસ્મિત થવાથી પ્રસન્ન લાગે છે અને ચંદ્રની કલાની જેમ જેમના લલાટમાં ભસ્મની ત્રણ રેખાઓ શોભી રહી છે; એ રીતે વિશેષ તેજને ધારણ કરનાર શ્રી શંકરાચાર્ય મહારાજ એકજ વાર સર્વજ્ઞ પીઠ પર બિરાજમાન થતાંજ અદ્ભુત સ્વરૂપ ધારણ કરતા હતા, તેમને અમારા વંદન હો.

ભગવાન શ્રી શંકરાચાર્ય પોતેજ ચાર મઠોની સ્થાપના કરીને, તેની વ્યવસ્થા કરવા માટે 'મઠામ્નાય' શાસન લખી ગયા છે, જેમાં ચારેય મઠોની પુરેપુરી શાસન પદ્ધતિ અને દેશમર્યાદાનો સમાવેશ થાય છે. એ ગ્રંથ સર્વત્ર પ્રસિદ્ધ છે, તેથી તેમાંના મુખ્ય મુખ્ય શ્લોકો અહીં ટાંકીને સંતોષ સેવ્યો છે.

## શ્રી દ્વારકા મઠ

> प्रथमः पश्चिमाम्नायः शारदामठ उच्यते ।
> कीटवार सम्प्रदाय: तस्य तीर्थाश्रमौ शुभौ ॥

પહેલો જે પશ્ચિમામ્નાય છે તે 'શારદામઠ' કહેવાય છે. તે સંપ્રદાયનુ નામ કીટવાર અર્થાત કીટપતંગ આદિ જીવજંતુઓનું સંરક્ષણ કરવાની વિશેષ પદ્ધતિ છે તેમજ તીર્થ અને આશ્રમ એ બે પદ શિષ્યોની સાથે જોડવામાં આવે છે.

> द्वारकाख्यं हि क्षेत्रं स्यात् देवः सिद्धेश्वरः स्मृतः ।
> भद्रकाली तु देवी स्याद् आचार्यो विश्वरूपकः ॥

તે પીઠનું મુખ્ય ક્ષેત્ર દ્વારકા છે, દેવ પોતે સિદ્ધેશ્વર છે, ભદ્રકાલી દેવી છે તેમજ આચાર્ય વિશ્વરૂપ પોતે છે.

सिन्धु-सौवीर-सौराष्ट्र महाराष्ट्रास्तथान्तरा ।
देशाः पश्चिमदिक्स्थाने शारदामठभागिनः ॥

સિન્ધુ અને સૌવીર, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્ર એ પશ્ચિમ દિશામાં આવેલ સારદા મઠના પ્રદેશના વિભાગો ગણાય છે.

શ્રી ગોવર્ધન મઠ

पूर्वाम्नायो द्वितीयः स्याद् गोवर्धनमठः स्मृतः ।
भोगवारः सम्प्रदायो वनारण्ये पदे स्मृते ॥

બીજો જે પૂર્વામ્નાય છે, તે ગોવર્ધન મઠ તરીકે સુપ્રસિદ્ધ છે. તેનો સંપ્રદાય ભોગવાર અર્થાત્ જીવોને જે ભોગની ઇચ્છા થાય છે, તેને રોકવામાં આવે છે તેમજ જે શિષ્યો છે, તેઓ 'વન' અને 'અરણ્ય' ને નામે ઓળખાય છે.

पुरुषोत्तमं तु क्षेत्रं स्याज्जगन्नाथोऽस्य देवताः ।
विमलारका हि देवी स्यादाचार्यः पद्मपादकः ।

તેનુ ક્ષેત્ર પુરૂષોત્તમ છે. તેના દેવ જગન્નાથ છે. તેના દેવી 'વિમલારકા' છે અને તેના આચાર્ય પદ્મપાદાચાર્ય છે.

अंगवंगकलिंगाश्च मगधोत्कलबर्बराः ।
गोवर्धनमठाधीना देशाः प्राचीमवस्थिताः ॥

અંગ, બંગ અને કલિંગ, મગધ, ઉત્કલ અને બર્બર એ રીતે પૂર્વદિશાના જે પ્રદેશો છે તે બધા ગોવર્ધન મઠની અંદર આવી જાય છે.

तृतीयस्तूत्तराम्नायो ज्योतिर्नामा मठो भवेत् ।
आनन्दवारो विज्ञेयः गिरिपर्वतसागराः ॥

ત્રીજો જે ઉત્તરામ્નાય છે, તે જ્યોતિર્મઠ કે શ્રીમઠ તરીકે પ્રસિદ્ધ છે. તેનો સંપ્રદાય આનંદવાર અર્થાત્ સંસારના આનંદોમાંથી જીવને વારી લેવામાં આવે છે; તેમજ જે શિષ્યો છે, તે ગિરિ, પર્વત અને સાગરને નામે પ્રખ્યાત છે.

बदरीकाश्रमं क्षेत्रं देवो नारायणः स्मृतः ।
पूर्णागिरिश्च देवी स्यात् आचार्यः तोटकः स्मृतः ।

તે મઠનું ક્ષેત્ર બદ્રિકાશ્રમ છે. દેવ નારાયણ છે. દેવી પૂર્ણાગિરિ છે અને આચાર્યસ્થાને શ્રી તોટકાચાર્ય છે.

कुरुकाश्मीरकाम्बोजपांचालादि विभागतः ।
ज्योतिर्मठवशा देशा उदीची दिगवस्थिताः ॥

કુરુ, કાશ્મીર અને કાંબોજ, પાંચાલ વગેરે ઉત્તર દેશના પ્રદેશો જ્યોતિર્મઠના શાસનની નીચે રહેલા છે.

## શ્રી શૃંગેરી મઠ

चतुर्थो दक्षिणाम्नायः शृंगेरी तु मठो भवेत् ।
सम्प्रदायो भूरिवारो सरस्वती भारती पुरी ॥

ચોથો દક્ષિણામ્નાય છે, તે શ્રૃંગેરી મઠ પ્રખ્યાત છે. સંપ્રદાય ભૂરિવાર છે અર્થાત્ ભૂરિ–વિશેષ સુવર્ણ ધન વગેરેની તૃષ્ણાથી જીવોને

વાસ્વામાં આવે છે તેમજ જે શિષ્યો છે, તે સરસ્વતી, ભારતી અને પુરી એ નામે પ્રખ્યાત છે

> रामेश्वराह्वयं क्षेत्रमादिवाराह देवता ।
> कामाक्षी तस्य देवी स्यात् सर्वकामफलप्रदा ॥

રામેશ્વર તીર્થ છે, આદિવરાહ દેવ છે અને કામાક્ષી દેવી છે, જે સર્વ પ્રકારની કામના પ્રમાણે ફ્લને આપનાર છે.

> आन्ध्र – द्राविड – कर्णाट – केरलादिप्रभेदतः ।
> शृंगेर्यधीनदेशास्ते ह्वाचो दिगवस्थिताः ॥

આન્ધ્ર અને દ્રાવિડ, કર્ણાટ અને કેરલ વગેરે પ્રદેશોના વિભાગો શૃંગેરી મઠને આધીન છે, જે ઉત્તર દિશામાં શાસન કરે છે.



# ભગવાન શ્રી શંકરાચાર્ય

(જીવન, કવન અને સંપ્રદાય)



લેખક : શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત,
એમ. એ. વેદાન્તશાસ્ત્રી, વ્યાખ્યાન દિવાકર.

## (બીજો વિભાગ : શાંકર વેદાન્ત)

(ભગવાન શ્રીશંકરાચાર્યના જીવન ચરિતનું આલેખન દશપ્રકરણમાં કરવામાં આવ્યું. હવે આ બીજા વિભાગમાં શાંકર વેદાન્તનું નિરૂપણ કરવાની ધારણા છે.)

## પ્રકરણ પહેલું

### શાંકર વેદાન્તની ભૂમિકા

आत्मा ज्ञेयः परोह्यात्मा यस्मादन्यन्न विद्यते ।
सर्वज्ञ सर्वदृक् शुद्धः तस्मै ज्ञेयात्मने नमः ॥

पद्यप्रबन्धः

આત્મા એકજ જાણવા લાયક તત્ત્વ છે, કારણ કે આત્મા ઉત્તમ છે. આત્માથી ઉત્તમ બીજું કાંઇ રહેતું નથી. તે આત્મા પોતેજ સર્વજ્ઞ, સર્વગોચર અને શુદ્ધ છે. તે વાતે જ્ઞેય (જાણવા લાયક) તત્ત્વ સ્વરૂપ આત્માને નમસ્કાર છે.

पदवाक्यप्रमाणज्ञैः दीपभूतैः प्रकाशितम् ।
ब्रह्म वेद रहस्यं यैः तान् नित्यं प्रणतोऽस्म्यहम् ॥

पद्यप्रबन्धः

वेदोनु सर्वथी उत्तम रहस्य ते परब्रह्म परमात्मा छे; ओ सिद्धान्तनु दर्शन जे गुरुजनोओ कराव्युं छे, तेमने हुं नित्य प्रणाम करुं छुं. जेम दीवो सर्व पदार्थोने प्रकाशमां लावे छे, तेम आ गुरुजनो पद, वाक्य अने प्रमाणना ज्ञान मेळवीने आत्मरहस्य प्रगट करे छे

वेदान्तसिद्धान्तनिरुक्तिरेषा ब्रह्मैव जीवः सकलं जगच्च ।
अखण्डरूपस्थितिरेव मोक्षो ब्रह्माद्वितीयं श्रुतयः प्रमाणम् ॥

विवेकचूडामणिः

वेदान्तनु आ सिद्धान्त-वचन छे के, 'ब्रह्म पोते ज जीवात्मारूपे अने सकल जगतरूपे छे. ते परब्रह्मना पोताना अखंड स्वरूपमां स्थिति करवी; तेनु ज नाम मोक्ष छे. ते ब्रह्म ओक अद्वितीय छे, तेमां श्रुतिओ प्रमाण छे

वेदान्तश्रवणं कुर्यात् मननं चोपपत्तिभिः ।
योगेनाभ्यसनं नित्यं ततो दर्शनमात्मनः ॥

—सदाचारानुसंधानम्

वेदान्त सिध्धान्तोनां श्रवण करवां, तेने अनुकुळ थाय ओ प्रकारे युक्तिओथी मनन करवुं तेमज योगद्वारा नित्य अभ्यास करवो, ओ रीते श्रवण, मनन अने अभ्यास कर्या पछी आत्मानु दर्शन थाय छे.

विचारणीया वेदान्ता वन्दनीयो गुरुः सदा ।
गुरूणां वचनं पथ्यं दर्शनं सेवनं नृणाम् ॥

—तत्त्वोपदेशः ।

વેદાન્ત (ઉપનિષદ) માં ભેદ ગણવામાં આવતો નથી: વેદો જે જ્ઞાનનો મહિમા ગાય છે, તે જ્ઞાનનો મહિમા ગાતી વખતે વેદો પણ તન્મય બની જાય છે.

આમ જ્ઞાનની પરાકાષ્ઠા તરીકે કે ઉપનિષદોરૂપે રહેલ રહસ્યજ્ઞાન[1] તરીકે 'વેદાન્ત'ને પ્રસિદ્ધિ મળી છે અને તેથી વેદાન્ત સાહિત્ય અને વેદાન્ત વિષય બન્નેમાં કોઈ જાતનો બાહ્ય ભેદ રહ્યો નથી.

અંગ્રેજી વ્યવહારને કારણે આપણા વેદાન્તને 'ઇન્ડીઅન ફિલસુફી' તરીકેની પ્રસિદ્ધિ મળેલી છે. તેની વ્યાખ્યા એ છે કે 'બ્રહ્મ, જીવ અને જગત્ એ ત્રણ પદાર્થો વિષે જે દર્શન વિચાર કર્યો હોય, તે દર્શન ફિલસુફી ગણાય છે, અને તેજ 'તત્ત્વજ્ઞાન' ગણાય છે; પરંતુ સામાન્ય-જનોમાં આ પ્રકારની ફિલસુફી કે તત્ત્વજ્ઞાન વિષે, જે એક ગેરસમજ પ્રવર્તે છે, તે એ છે કે; 'ફિલસુફી કે તત્વજ્ઞાનને લોક વ્યવહાર અને સમાજ કે નીતિના વ્યવહાર સાથે કોઈ સંબંધ નથી. આ અજ્ઞાન એટલું બધું મોટું છે કે 'ફિલસુફી એટલે નવરા બેઠેલા માણસોના ભેજામાંથી સ્ફુરેલા વિચારોના તરંગો કે જેનો ઉપયોગ વાતો સિવાય બીજા કોઈ લાભમાં થતો નથી' એવી માન્યતા મોટા ભાગમાં રહેલી છે.

ફિલસુફી, તત્ત્વજ્ઞાન અથવા વેદાન્ત વિષે ઘણું મોટું અજ્ઞાન લોકોમાં રહેલું છે. મૂળગ્રન્થોનો અભ્યાસ કરવામાં આવતો નથી. અભ્યાસ કરવા જેટલી ધીરજ અને શ્રદ્ધા પણ લોકમાં નથી તેમજ બુદ્ધિપૂર્વકની વિચારસરણિથી શંકા અને સમાધાનની જિજ્ઞાસાવૃત્તિ પણ

---

1 सेयं ब्रह्मविद्या उपनिषत्-शब्दवाच्या; तत्पराणां सहेतोः संसारस्यात्यन्तावसादनात। उपनि-पूर्वस्य सदेस्तदर्थत्वात्। तादर्थ्याद् ग्रन्थोऽपि 'उपनिषद्' इच्यते॥

બૃહદારણ્યક-શાંકરભાષ્યના આરંભે.

જોવાને મળતી નથી. જે કેટલીક ટીકાઓ કરવામાં આવે છે, તે ઉપર-ટપકાની જ હોય છે અને અભ્યાસ વિનાની ઘડાએલી માન્યતાઓ ઉપર ફક્ત તર્ક અને વિચારણા જોડીને મૂળભૂતસિદ્ધાન્તને નહિ માનવાની એક પ્રકારની નાસ્તિક મનોવૃત્તિ મોટા ભાગના લોકોમાં જોવા મળે છે.

ભારતે, ભારતના પ્રાચીન આચાર્યો અને ઋષિ-મુનિઓએ જગતને જે વેદાન્તજ્ઞાનની પ્રસાદી આપી છે, તે વેદાન્તજ્ઞાન ખાલી તર્ક કે બુદ્ધિની વિચારસરણિ નથી, પરંતુ આત્માના અનુભવથી સિદ્ધ થએલ એક ઉત્તમ અદ્વૈત તત્ત્વજ્ઞાન છે.]

જગતના બીજા ધર્મો નીતિ અને પ્રેમના સિદ્ધાન્તો પાઠવે છે અને જણાવે છે કે 'તમારી જેમ તમારા પાડોશીને ચાહો'.

અહિં કોઇ તર્ક કરે અને પૂછે કે 'શામાટે પાડોશીને ચાહવો?' આનો ઉત્તર જગતના બીજા ધર્મો સરળતાથી આપી શકતા નથી. ભારતીય તત્ત્વજ્ઞાન સાદી અને સરળ અનુભવની વાણીમાં જણાવે છે કે, 'એકજ આત્મા જે તમારામાં રહેલો છે અને તેજ આત્મા તમારા પાડોશીમાં રહેલો છે અને તેજ આત્મા સર્વ પદાર્થોમાં વિલસી રહેલો છે.'

આજના આપણા રાજકારણમાં ઘણી પ્રગતિ થઇ રહી છે અને લોકતંત્ર સત્તા પ્રગતિના શિખર પર રહેલી ગણાય છે, સર્વ લોકને એક સરખા ગણવાની ભાવના જગતના જુદા જુદા દેશોમાં જુદી જુદી રીતે અપનાવી લેવામાં આવે છે, પરંતુ ભારતના તત્ત્વજ્ઞાનમાં આ લોકભાવના આત્મનિષ્ઠ ભૂમિકામાંથી પ્રગટ થાય છે. '**યત્ર સર્વમાત્મૈવાભૂત્**' જ્યાં સર્વ આત્મરૂપજ બની ગયું, ત્યાં પછી અન્ય ભાવના રહી જ ક્યાં. આ લોકોત્તર ભાવના છે અને વેદાન્ત-

જ્ઞાનજ તેને પચાવી શકે તેમ છે. બીજી રીતે અપૂર્ણ બની જાય છે. લોકવ્યવહાર જેટલો જ્ઞાનીજન મરજરીને ચલાવી શકે છે, તેટલો અજ્ઞાની-જન ચલાવી શકતો નથી. 'સુખ કે દુઃખ, લાભ કે હાનિ, જય કે પરાજય એ બધાં દ્વન્દ્વોને જીતી લેનાર આત્મજ્ઞાની પુરુષ સમાનભાવે લોક વ્યવહાર ચલાવે છે અને તેના બંધનમાં તે ફસાતો નથી.

આત્મજ્ઞાની જીવનમુક્ત પુરુષને લોકવ્યવહાર બંધનરૂપ થતો જ નથી. તે જે કાંઈ કર્મ કરે છે, તેમાં તેની દૃષ્ટિ લોકસંગ્રહ માટે, લોકોપકાર માટે હોયછે અને તેથી તે વિશેષ સાવધાન બનીને સંસારનાં સર્વ કર્તવ્ય કર્મો કર્યે જાય છે

એક નીતિમાન પુરુષ તરીકે આત્મજ્ઞાનીની પ્રતિષ્ઠા ઘણી ઊંચી હોય છે. તે જૂઠું બોલી શકશે નહિં, છેતરી શકશે નહિ, દુરાચારી બની શકશે નહિં, કારણકે તેને તો સર્વત્ર આત્માનાંજ દર્શન થશે. તેનો બધો વ્યવહાર આત્માની ભાવનામાંથી જાગશે. જ્યાં પરાયું કે પારકું હોય, ત્યાંજ અનીતિ અને અનાચાર ફેલાય છે રાગ અને દ્વેષ જેને હૈયે જાગ્યા હોય, તેને આત્મજ્ઞાન જાગૃત થતું જ નથી જેની મતિ શાંત ન હોય તેને આત્મભાવ જાગતો નથી. 'જે તપ આચરતો ન હોય કે જે ભક્ત ન હોય, તેને ગીતાનું જ્ઞાન નહિ આપવું'[1] એમ ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને જણાવ્યું છે, તેજ રીતે 'જે અનાચારી હોય, અવિચારી હોય કે અશાંત મનનો હોય, તેને આત્મજ્ઞાન જાગતું નથી'[2] એમ યમરાજે નચિકેતાને જણાવ્યું છે.

---

१ इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥

२ नाविरतो दुश्चरितात् नाशान्तो नासमाहितः ।
नाशातमानस वापि विज्ञानेनैनमाप्नुयात् ॥

એક બાબત નક્કી છે કે 'વેદાન્તજ્ઞાન સર્વજનોને સુલભ સરલ નથી. આ જગતનાં વિવિધ જ્ઞાનો આપણી નરી આંખે મેળવી શકાય છે; માટે તેને 'પ્રત્યક્ષ જ્ઞાન' કહેવામાં આવે' છે. લોકવ્યવહાર આવા પ્રત્યક્ષજ્ઞાનના આધારે ચાલતો હોય છે. જ્યાં પ્રત્યક્ષ પ્રમાણ પહોંચી શકતું ન હોય, ત્યાં અનુમાન પ્રમાણ કાર્ય કરી આપે છે. જગતનાં સર્વ લોકવ્યવહારો પ્રત્યક્ષ અને અનુમાનના આધારે ચાલી રહ્યા છે. ભૌતિક વિજ્ઞાનીઓ અને ચાર્વાકના અનુયાયીઓ તેથી આગળ વધવાને તૈયાર નથી.

વેદાન્તદર્શન પ્રત્યક્ષપ્રમાણ અને અનુમાનપ્રમાણનો સ્વીકાર કરે છે; પરંતુ એવી પણ કેટલીક ચીજો છે, જે નરી આંખે દેખાતી ન હોય તેમજ જ્યાં આપણો તર્ક પણ પહોંચતો ન હોય; છતાં પણ તે ચીજોની સત્તા હોય છે. આજના પ્રગતિશીલ વિજ્ઞાને એવી ઘણી ઘણી બાબતો શોધી કાઢી છે; કે જે અત્યાર સુધી અજ્ઞાણ હતી. આજે એ બાબતનો સ્વીકાર કરવામાં કોઈ જાતનો વાંધો આવતો નથી.

વેદાન્ત દર્શને પહેલેથીજ આ બાબતનો ઉકેલ આપી દીધો છે. ઉપનિષદોમાં સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું છે કે 'આત્મદર્શન નરી આંખે થઈ શકે એમ નથી; તે વાણીનો વિષય નથી; મન અને બુદ્ધિ પણ ત્યાં વિરામ પામી જાય છે. તેથી કોઈ જાતનાં લૌકિક પ્રમાણ આત્માની સિદ્ધિ કરી શકતાં નથી, માટે શ્રુતિનાં વચનો આત્માની સિદ્ધિમાં પ્રમાણભૂત છે. તે આત્મા છે કે જ્યાં કેવળ ઉપનિષદનાં વચનો ચરિતાર્થ થાય છે.[1]

આ રીતે પ્રત્યક્ષ પ્રમાણ અને અનુમાન પ્રમાણ પછી શબ્દ પ્રમાણનું સ્થાન વેદાન્ત દર્શનમાં અગત્યનું છે. એટલું જ નહિ જ્યાં

[1] न तत्र चक्षुर्गच्छति, न वाग् गच्छति, न चिन्मो न विजानीमो यथैतदनुशिष्यादिति । तं त्वौपनिषदं पुरुषं पृच्छामि ।

પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણુની મર્યાદા આવી જાય છે; ત્યાં શબ્દ પ્રમાણુ-થીજ વ્યવહાર કરવાનો રહે છે. લોકવ્યવહારમાં પણ શિષ્ટજનનાં વચનને શબ્દપ્રમાણ તરીકે સ્વીકાર્યું છે અને તેને જ આધારે મર્વથી ઉત્તમ શિષ્ટ પુરૂષ તરીકે આપણા પ્રાચીન ઋષિમુનિઓ છે, તેમને ધ્યાન, મનન અને અનુભવથી અલૌકિક સત્યોનાં જુદી જુદી રીતે દર્શન થયાં અને તેથી તે ઋષિઓ આર્ષ દૃષ્ટાઓ ગણાયા. ઉપનિષદોમાં એ પ્રકારે સત્યનાં દર્શનની પરંપરા સાચવવામાં આવી. આ ઉપનિષદો પ્રત્યક્ષ પ્રમાણ જેટલાંજ આત્મ પ્રત્યક્ષ ગણાય છે, તે ઉપનિષદોમાં જે તત્ત્વજ્ઞાનનું નિરૂપણ છે; તે ભલે આપણી નરી આંખે દેખાય નહિં; કે કોઈ તર્કને આધારે તેનું પ્રતિપાદન થાય નહિં, તો પણ તે જ્ઞાન સર્વના અંતર્યામી, સર્વવ્યાપક, સર્વજ્ઞ એવા આત્માને તો પ્રત્યક્ષ અનુભવ ગમ્ય છે, માટે શ્રી શંકરાચાર્યે તે જ્ઞાનને '<u>અપરોક્ષાનુભૂતિ</u>' કહેલ છે તેમજ બ્રહ્મસૂત્રકાર વેદવ્યાસે શ્રુતિઓના વચનોનો '<u>પ્રત્યક્ષ</u>'[1] શબ્દથી વ્યવહાર કર્યો છે. તેમણે ઉપનિષદનો આધાર લેતાં **दर्शनात दर्शयति च** વગેરેનો પ્રયોગ કર્યો છે, શાંકરભાષ્યમાં આ બાબતનો ખુલાસો કરતાં જણાવ્યું છે કે 'શ્રુતિ એ પ્રત્યક્ષ પ્રમાણ છે, કારણ કે તેને બીજા પ્રમાણોની જરૂર રહેતી નથી અને સ્મૃતિ અને અનુમાન પ્રમાણ છે. કારણકે તેને આધાર તરીકે શ્રુતિના વચનો લેવાં પડે છે.

શ્રુતિને પ્રત્યક્ષ પ્રમાણ ગણવામાં આ પ્રાચીન આચાર્યોએ બીજી એક બાબત તરફ આપણું જે ધ્યાન દોર્યું છે, તે એ છે કે 'શ્રુતિ વચનોનો પ્રત્યક્ષ પ્રમાણથી બાધ થવો જોઇએ નહીં 'અગ્નિ શીતલ છે' એ બાબત શ્રુતિ નહિં જણાવે, કારણ કે આપણો અનુભવ

---

[1]જુઓ ; शब्द इति चेन्नातः प्रभवात् प्रत्यक्षानुमानाभ्याम्। ૧/૩/૨૮ પરનું શાંકરભાષ્ય प्रत्यक्षं हि श्रुतिः प्रामाण्यं प्रति अनपेक्षत्वात्। अनुमानं हि स्मृतिः प्रामाण्यं प्रति सापेक्षत्वात्।

અગ્નિને ઉષ્ણ કહે છે; તેજ રીતે આત્મજ્ઞાન વિધિતંત્ર કે પુરુષ-તંત્ર નથી પણ વસ્તુતંત્ર છે અને તેથી તે 'નિત્યસિદ્ધ પદાર્થ' છે. જગતના અનેક ધર્મો પોતાના સ્થાપકો અને ધર્મગુરુઓનાં વચનોને પ્રમાણ ગણે છે અને તેને આધારે પોતપોતાની માન્યતાઓને અનુસરે છે, પણ આત્મજ્ઞાન કોઈ એક વિધિવચન કે પુરુષ વચનને આધીન નથી. તેતો નિત્યસિદ્ધ પરમાર્થ ગોચર વસ્તુતંત્ર છે. ૧–૧–૪ પરનું શંકરભાષ્ય આ બાબત બાબત સ્પષ્ટરીતે જણાવે છે કે,'[1] એ માટે બ્રહ્મજ્ઞાન એ પુરુષની કૃતિ પર અવલંબાતુ નથી. પરંતુ પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી જાણવામાં આવે, એવા પદાર્થોના જ્ઞાનની જેમ પદાર્થ પરજ ફક્ત તે અવલંબે છે. ...અવિદ્યાને લીધે કલ્પેલા ભેદોની નિવૃત્તિ કરવી, એજ શાસ્ત્રનો ઉદ્દેશ છે. 'એ' રૂપે બ્રહ્મ તે (વાણી મન વગેરેનો) વિષય છે એમ પ્રતિપાદન કરવાનો શાસ્ત્રનો હેતુ નથી; પરંતુ બ્રહ્મ તે પ્રત્યક્ષ આત્મા (પ્રત્યગાત્મા) છે, તેને લીધે કોઈનોય વિષય નથી; એમ પ્રતિ-પાદન કરવું અને તેના આધારે અવિદ્યાથી કલ્પેલા જે જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન વગેરે ભેદો છે, તેને દુર કરવા એ જ શાસ્ત્ર (ઉપનિષદોનો) હેતુ છે.'.

શ્રી બાદરાયણ વ્યાસે રચેલાં વેદાન્ત સૂત્રોનો ઉદ્દેશ જણાવતાં

---

[1]अतो न पुरुषव्यापारतन्त्रा ब्रह्मविद्या, किं तर्हि?
प्रत्यक्षादिप्रमाणविषयवस्तु ज्ञानवद्–वस्तु त त्रा
...अविद्याकल्पितभेदनिवृत्तिपरत्वात् शास्त्रस्य। नहि शास्त्र-मिदंतया विषयभूतं ब्रह्म प्रतिपिपादयिषति। किं तर्हि? प्रत्यगात्मत्वेनाविषयतया प्रतिपादयद् अविद्याकल्पितं वेद्य-वेदितृ–वेदनादि भेदमपनयति।

૧/૧/૨ ઉપરના શાંકરભાષ્યમાં જણાવ્યું છે કે, 'વેદાન્તના[1] વાક્યોરૂપી પુષ્પોને એક ઠેકાણે પરોવવાં, એ જ આ સૂત્રોનો ઉદ્દેશ છે, આ સૂત્રોએ વેદાંત (ઉપનિષદનાં) વાક્યોને જ દાખલ કરીને તે વિષે વિચાર કરેલો છે, તે જ વાક્યોના અર્થનો વિચાર કરીને, તેના તાત્પર્યનો નિશ્ચય થાય છે. અને તેને આધારે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. અનુમાન વગેરે પ્રમાણોથી થતો નથી. જગતની ઉત્પત્તિ વગેરેનાં કારણો કયાં છે એ બાબત વેદાંતના વાક્યોથી કહીને, તેની સાથે સાથે એ જ બાબતને વધારે દૃઢ કરવા માટે, આ વાક્યોને અનુકૂળ એવાં અનુમાન પણ પ્રમાણ બને, તો તેને અમે ના કહેતા નથી કારણ કે શ્રુતિએજ પોતાને સહાય કરવામાં અનુમાનોનો પણ અંગીકાર કરેલો છે."

ચક્ષુ, વાણી, મન, બુદ્ધિ, વગેરે ઇન્દ્રિયોના આધારે રચાએલા પ્રત્યક્ષ, અનુમાન વગેરે પ્રમાણો આત્મજ્ઞાનની બાબતમાં લાચાર છે. એ બતાવવાનું તાત્પર્ય છે, પરંતુ તેથી શૂન્યવાદ કે નાસ્તિકવાદને અવકાશ મળતો નથી, આત્મજ્ઞાન એક અજોડ સિદ્ધ વસ્તુ છે, કે જેનો અનુભવ અનેક સિદ્ધ જ્ઞાની પુરુષોને થયો છે. આત્માના અનુભવથી કલેશ, કંકાસ, દુ:ખ, કષ્ટ વગેરેની નિવૃત્તિ થાય છે અને પરમ આનંદનો અનુભવ થાય છે. એ બાબતને લીધે દરેક વિચારકને આત્મજ્ઞાનમાં રુચિ પેદા થાય છે.

શ્રુતિવચનોનો એકદેશી વિચાર કરતા, કેટલાક સુધારકો એવો આક્ષેપ કરી રહ્યા છે કે 'ઉપનિષદનાં વચનોમાં કોઈ એક બાબતનો

---

[1] वेदान्तवाक्यकुसुमग्रथनार्थत्वात् सूत्राणाम् वेदान्तवाक्यानि हि सूत्रैरुदाहृत्य विचार्यन्ते। वाक्यार्थविचारणाध्यवसान-निर्वृत्ता हि ब्रह्मावगतिर्नानुमानादि प्रमाणान्तरनिर्वृत्ता सत्सु तु वेदान्त वाक्येषु जगतो जन्मादिकारणवादिषु तदर्थग्रहणदार्ढ्यायानुमानमपि वेदान्तवाक्याविरोधीभवन्न निवार्यते श्रुत्यैव च सहायत्वेन तर्कस्याभ्युपेयत्वात् ॥

નિશ્ચય જણાવવામાં આવ્યો નથી. 'બ્રહ્મ છે' બતાવનારું વાક્ય મળી આવે, તો તેની સાથેજ 'બ્રહ્મ નથી' એમ બતાવનારું વાક્ય પણ મળી આવે છે. 'બ્રહ્મ સક્રિય છે' એમ જણાવીને વિરામ પણ સેવવામાં આવ્યો ન હોય, તેટલામાં તો, 'બ્રહ્મ નિષ્ક્રિય છે' એમ બતાવનાર વાક્ય આવીને ઉભુંજ રહ્યું હોય છે."

આ સુધારકોને તો નરી આંખે દેખાતા વિષયોનો જેવો અનુભવ થાય છે, તેવોજ અનુભવ આત્મજ્ઞાનના બાબતમાં પણ કરવો હોય છે. તે સાથે કેવળ તર્કના બળ પર તેમની દોડ હોય છે. લૌકિક પ્રત્યક્ષ વ્યવહારના આધારમાં અવિદ્યા, અજ્ઞાન, અધ્યાસ જેવાં કારણો રહેલાં છે અને તેમનો તો પરિણામે બાધ થઇ જાય છે. એ બાબત આ સુધારકોના ધ્યાન પર આવી હોય એમ લાગતું નથી. અધ્યાસ ભાષ્યમાં ભગવાન શ્રી શંકરાચાર્યે એ વિષે વિચાર કરતાં જણાવ્યુ છે કે[1] "એથી પ્રત્યક્ષ વગેરે પ્રમાણો અને શાસ્ત્રોનો આશ્રય

---

[1] तस्माद्, अविद्यावद् विषयाण्येव प्रत्यक्षादीनि प्रमाणानि शास्त्राणि च। पश्वादिभिश्चाविशेषात्। ... अत: समान: पश्वादिभि: पुरुषाणां प्रमाणप्रमेयव्यवहार:। पश्वादीनां च प्रसिद्धोऽविवेकपुर:सर:प्रत्यक्षादिव्यवहारः। तत्–सामान्य-दर्शनाद् व्युत्पत्तिमतामपि पुरुषाणां प्रत्यक्षादिव्यवहार: तत्काल: समान इति निश्चीयते। ... तथाहि ब्राह्मणो यजेत' इत्यादीनि शास्त्राणि आत्मनि वर्णाश्रमवयोवस्थादि विशेषा-ध्यासमाश्रित्य प्रवर्तन्ते। ...

... एवमयमनादिरनन्तो नैसर्गिकोऽध्यासो मिथ्याप्रत्ययरूप: कर्तृत्वभोक्तृत्वप्रवर्तक सर्वलोकप्रत्यक्षः। अस्यानर्थहेतोः प्रहाणाय आत्मैकत्वविद्याप्रतिपत्तये सर्वे वेदान्ता आरभ्यन्ते॥

અવિદ્યાવાળો પુરુષ છે. પશુ વગેરેથી સમાન છે, તેથી ...એ રીતે માણસ અને પશુ વગેરે સર્વના પ્રમાણ, પ્રમેય વગેરે વ્યવહારો સરખા જ હોય છે. અહિં પશુ વગેરેના પ્રત્યક્ષ વ્યવહારો તો અવિવેકને લીધે જ થતા હોય છે, તે દેખીતું છે, ત્યારે વિચારક માણસોના પણ પ્રત્યક્ષ વગેરે લૌકિક વ્યવહારો પણ વગેરેના જેવાજ લાગતા હોય છે એટલે એટલા પૂરતા તો તેમના વ્યવહારો તેવાજ અવિવેકને લીધે થતા હોય છે, એમ સાબીત થાય છે. ... 'બ્રાહ્મણે યજ્ઞ કરવો' વગેરે શાસ્ત્ર પણ આત્મામાં વર્ણ આશ્રમ, વય, અવસ્થા વગેરે ધર્મોના અધ્યાસને અવલંબીનેજ પ્રવૃત્ત થાય છે. આ રીતે અનાદિકાળથી ચાલતો આવેલો અને હવે પછી અનંતકાળસુધી ચાલનારો; સ્વાભાવિક, મિથ્યાજ્ઞાનરૂપ તેમજ આત્મામાં કર્તાપણું અને ભોક્તાપણું ધર્મોને ઉત્પન્ન કરનારો જે અધ્યાસ છે, તે બધા લોકોમાં પ્રસિદ્ધ છે, બધા અનર્થોના બીજરૂપે રહેલો આ જે અધ્યાસ છે, તેનો નાશ થાય અને (લોકોને) આત્માની એકતાનું જ્ઞાન પ્રાપ્ત થાય, એટલા માટે બધા વેદાન્તના ગ્રંથો પ્રવૃત્ત થયા છે.

વેદાન્ત દર્શનનું મુખ્ય પ્રમાણ આ રીતે ઉપનિષદો ગણવામાં આવેલ છે અને તેનોજ શાસ્ત્ર તરીકે વ્યવહાર છે, એટલુંજ નહિ તે પ્રત્યક્ષ પ્રમાણ બની રહે છે; પરંતુ આમ શાસ્ત્રની સંમતિ લેવા જતાં; કેટલાક સંકુચિત વિચારના પુરુષોને એવો વાંધો આવે છે કે, 'જો શાસ્ત્રને માનવામાં આવે, તો પછી તે બાબતમાં બુદ્ધિને તેમજ યુક્તિસંગત તર્કને અવકાશ રહેતો નથી. - કેટલાક તો આ બાબતને 'અંધશ્રદ્ધા, લેખી; તેની તરફ પૂરેપૂરી ઉપેક્ષા બતાવે છે.

ભગવાન શ્રી શંકરાચાર્યે ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રોપરનાં ભાષ્યોમાં શાસ્ત્રસંગત યુક્તિઓ તેમજ અપરોક્ષાનુભૂતિનું વારંવાર સમર્થન કર્યું છે; એટલુંજ નહિ 'તર્કાનુસંધાન' પરંપરાથી આપણાં

અર્થાત્ શાસ્ત્રોએ સ્વીકારેલ છે. કેનોપનિષદ્ જણાવે છે કે, બોધ[1] અને બોધની યુક્તિઓથી જાણવામાં આવે અને માનવામાં આવે; તેજ બુદ્ધિમાન પુરષ અમૃતપણાનો લાભ મેળવે છે' ગીતાપણ[2] પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવાને જ્ઞાનનાં સાધન ગણે છે.

ધર્મશાસ્ત્રના પ્રણેતા ભગવાન મનુ પણ જણાવે છે કે; [3] જે માનવ ધર્મની શુદ્ધિની ઇચ્છા રાખતો હોય, તેણે ત્રણ બાબતો ઘણીજ સારી રીતે સમજણમાં ઉતારીને કાર્ય કરવું જોઇએ. પ્રત્યક્ષપ્રમાણ, અનુમાન પ્રમાણ અને વિવિધ વચનોનાં પ્રમાણવાળું શાસ્ત્ર એ ત્રણ બાબતો છે."

[4] "જે ધર્મ ઋષિપ્રણીત અને ધર્મશાસ્ત્રથી ઉપદેશવામાં આવેલ છે; તે ધર્મનું અનુસંધાન તર્કથી કરવું કે જે તર્ક વેદશાસ્ત્રની સાથે વિરોધી ન હોય. આ રીતે જે તર્કની સાથે ધર્મનું વ્યાખ્યાન વિવેચન કરે છે, તે ધર્મને જાણે છે."

---

१ प्रतिबोधविदितं मतम् अमृतत्वं हि विन्दते ।
—કેનોપનિષદ્

२ तद्व विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
—ગીતા

३ प्रत्यक्षमनुमानं च शास्त्रं च विविधागमम् ।
त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥
मनुस्मृति १२–१०५

४ आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना ।
यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥
મનુ. १२–१०६

માંડુક્યકારિકાના ચોથા અદ્વૈતપ્રકરણની શરૂઆતમાં શાસ્ત્રની સંગતિમાં તર્ક પણ ઉપયોગી છે, એ બાબતપર ભાર મૂકતાં, ભગવાન શ્રી શંકરાચાર્ય જણાવે છે કે, [1] 'તેમાં દ્વૈતનો અભાવ તો વૈતથ્ય પ્રકરણથી સ્વપ્ન માયા, ગંધર્વનગર વગેરે દૃષ્ટાન્તોથી હેતુ બતાવવા જણાવવામાં આવ્યું છે કે 'દૃશ્યત્વ વગેરે અંતવત્ત્વ વગેરેને લીધે જે કોઈ પદાર્થ દેખાય છે, તે વિતથ છે અને તે બાબતનું તર્કથી પ્રતિપાદન કરવામાં આવ્યું. અદ્વૈત (જ્ઞાન) શું એકલાં આગમ (શાસ્ત્રોનાં વચનોથી) સાબીત કરવું કે પછી તર્ક દ્વારા તેનું અનુસંધાન કરવું? એ બાબતમાં જણાવે છે કે 'તર્કના સાધનથી પણ (અદ્વૈતનું જ્ઞાન) જાણી શકાય એમ છે. તે શી રીતે? એટલા માટે અદ્વૈત પ્રકરણનો આરંભ કરે છે."

આમ જ્યારે એકબાજુ તર્ક અને યુક્તિપ્રયુક્તિઓનું અનુસંધાન કરવામાં આવે છે, ત્યારે બીજી બાજુ શાસ્ત્રવચનો પણ વાણીમાંબીમિત હોવાથી, પ્રત્યક્ષ અનુભવ ગોચર પરમાત્માનાં પૂરેપુરાં વર્ણન કરી શકતા નથી. શાસ્ત્ર તે બ્રહ્મનાં વિધિમુખે વર્ણન કરતાં નથી, પરંતુ નિષેધમુખે વર્ણન કરે છે. આત્મદર્શનના માર્ગે જે જે કોઈ અડચણો, સંકટો, વિઘ્નો વગેરે આવતાં હોય છે, તે બધાંને દૂર કરવાનું કાર્ય આ શાસ્ત્ર કરે છે. સંસ્કૃતનું એક સુભાષિત પ્રસિદ્ધ છે; તેનો ભાવ એ છે કે, <u>'જો તે નિર્વિકલ્પ બ્રહ્મનું જ્ઞાન મળે નહિ; તો શાસ્ત્રોનો અભ્યાસ નિરર્થક છે. અને જો તે નિર્વિકલ્પ બ્રહ્મનું જ્ઞાન થયું; તો પછી શાસ્ત્રોના અભ્યાસની જરૂર રહેતી નથી.</u>

---

[1] तत्र द्वैताभावस्तु वैतथ्यप्रकरणेन स्वप्नमायागन्धर्वनगरादिदृष्टान्तैर्दृश्यत्वाद्यन्तवत्त्वादिहेतुभिस्तर्केण च प्रतिपादितः । अद्वैतं किमागममात्रेण प्रतिपत्तव्यम्, आहोस्वित् तर्केणापीत्यत आह-शक्यते तर्केणापि ज्ञातुम् तत्कथमित्यद्वैतप्रकरणमारभ्यते ॥

સિદ્ધાન્ત બિંદુનો એ સુપ્રસિદ્ધ શ્લોક છે; જે જણાવે છે કે,–

**न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा।**

'કોઇ શાસ્તા નથી, કોઈ શાસ્ત્ર નથી, કોઈ શિક્ષા નથી, કોઇ શિષ્ય નથી'.

એજ રીતે મુંડકોપનિષદમાં[1] જણાવ્યું છે કે;

'જે તે પરબ્રહ્મ અદૃશ્ય છે, અગ્રાહ્ય છે, ગોત્ર અને વર્ણથી રહિત છે, નેત્ર અને કાન વિનાનું છે, હાથ અને પગ વિનાનું છે; તેમજ જે નિત્ય, વ્યાપક, સર્વગત અને અત્યંત સૂક્ષ્મ છે; તે અવ્યય અવિનાશી બ્રહ્મ છે; તેજ સર્વ પ્રાણિઓનું આદિ કારણ છે, એમ ધીરજનોને દર્શન થતાં હોય છે.'

આ પ્રકારનાં શ્રુતિવચનો પર બ્રહ્મનાં વર્ણન કરતાં વાણીની મર્યાદા બતાવે છે. અને તેથી જ નેતિ નેતિ એ શ્રુતિવચન અત્યંત પ્રસિદ્ધ બનેલ છે; જે નિષેધ વચનની તેમજ ગુણ અને ક્રિયાના પ્રકારની મર્યાદા સૂચવે છે.

જેને હૈયે જિજ્ઞાસા જાગેલી છે; એવા વેદાન્ત શાસ્ત્રના અધિકારીજનને અહિ એક સૂચક પ્રશ્ન એ જાગે છે કે, 'જો તર્ક અને શ્રુતિ એ બંનેય સર્વોત્તમ સત્ય પરબ્રહ્મના વર્ણનમાં મર્યાદિત બની જતાં હોય; તો પછી તે બ્રહ્મની સત્તાને આપણે શી રીતે જાણવી ?'

---

१ यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादम्।
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद् भूतयोनिं परिपश्यन्ति धीराः॥

મુંડક ૧/૬

ભગવાન શ્રી શંકરાચાર્યે અધ્યાસ ભાષ્યમાં ભૂમિકા રચીને આ બાબત સરલ સ્પષ્ટ કરી છે અને પોતાના સિદ્ધાન્તનું સ્પષ્ટ નિરૂપણ કર્યું છે. આત્મા સંબંધી નિરૂપણ કરતાં, તેઓશ્રી જણાવે છે કે;

પ્રત્યગાત્મા[1] તે પોતે કાયમને માટે જ્ઞાનનો અવિષય છે, એમ નથી. 'હું' એ રીતે જ્ઞાનનો વિષય તે આત્મા છે, અને પ્રત્યગાત્મા તો બધે પ્રસિદ્ધ હોવાથી તે સ્વપ્રકાશ છે... પ્રત્યગાત્માની ઉપર પણ અનાત્મારૂપે રહેલા પદાર્થોનો અધ્યાસ કરવો; એમાં કાંઇ વિરુદ્ધ નથી. આવા પ્રકારના અધ્યાસને પંડિત લોકો અવિદ્યા એમ કહે છે અને તેથી જુદું રહેલ પદાર્થનું જે ખરું સ્વરૂપ છે, તેને જાણવું તેને વિદ્યા કહે છે.

આ અધ્યાસ ભાષ્ય પર ભામતી અને રત્નપ્રભાની ટીકા ખાસ વાંચવા જેવી છે. આ ટીકાનો સાર એ છે કે, 'પ્રત્યગાત્મા શબ્દ પ્રત્યગ્ અને આત્મા એ બે શબ્દોથી બનેલો છે. પ્રતિ એટલે જુદી રીતે (અસત્, જડ અને દુઃખરૂપ જે અહંકાર વગેરે તેનાથી જુદી રીતે એટલે કે સત્, ચિત્ અને સુખરૂપ એ રીતે) **अंचति** જે પ્રકાશે છે, તે પ્રત્યક્-સ્વયંપ્રકાશ આત્મા. તે પ્રત્યગાત્મા ઇન્દ્રિય ગોચર નથી, તો પણ અવિદ્યાને લીધે કલ્પેલો મન, ઇન્દ્રિયો, દેહ વગેરે ઉપાધિના યોગે પ્રત્યગાત્માને જીવાત્માનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે અને તેથી તે જીવરૂપ જે સોપાધિક સ્વરૂપ છે; તેને લીધે "હું" એ પ્રકારના અહંકારરૂપે તે જ્ઞાનનો વિષય થાય છે. "હું" એ પ્રકારના જ્ઞાનમાં કર્તાપણું, ભોક્તાપણું અને ચૈતન્ય એ ત્રણ પ્રકારો ભાસે છે, હવે આત્મા તો

---

[1] न तावदयमेकान्तेनाविषयः अस्मत्प्रत्ययविषयत्वात् ।
अपरोक्षत्वाच्च प्रत्यगात्मप्रसिद्धेः ।
तमेतमेवंलक्षणमध्यासं पण्डिता अविद्येति मन्यन्ते;
तद्विवेकेन च वस्तुस्वरूपावधारणं विद्यामाहुः ।

ઉદાસીન છે; એટલે તેનામાં કર્તાપણું અને ભોક્તાપણું સંભવતું નથી. આ બંને બાબતો તો બુદ્ધિમાં સંભવે છે. પરંતુ બુદ્ધિ જડ છે, તેમાં ચૈતન્ય સંભવતું નથી, એટલે પ્રત્યગાત્મા જો કે ચૈતન્ય સ્વરૂપ છે તો પણ બુદ્ધિ વગેરે ઉપાધિની સાથે એકરૂપ બનેલ છે. અહીં એક બાબત એ સ્પષ્ટ કરવામાં આવી છે કે, 'મોટા મોટા વિદ્વાનોથી આરંભીને છેક નાનાં બાળકો સુધી જુઓ, તો આત્માનું અસ્તિત્વ પ્રસિદ્ધ છે. 'આત્મા નથી (હું નથી) એમ કોઈને પ શંકા થતી નથી, પરંતુ વાસ્તવિક સ્વરૂપ તેનુ શું છે, તેનો નિર્ણય કરવાનો રહે છે. અધ્યાસને લીધે આત્મા અને અનાત્મામાં જે ભ્રમ થયો છે, તેને જ અવિદ્યા કહેવામાં આવે છે અને તે અવિદ્યા દૂર કરીને પરબ્રહ્મનાં સાચાં સ્વરૂપનાં દર્શન કરાવવામાં શાસ્ત્રનાં વચન ચરિતાર્થ થાય છે. આ પ્રત્યગાત્મા[1] શબ્દ શ્રી શંકરાચાર્યે ઉપનિષદ્માંથી લીધો છે.

ભગવાન શ્રી શંકરાચાર્યના અધ્યાસ બાબતના સિદ્ધાન્તનુ 'અનિર્વચનીયવાદ' તરીકે નિરૂપણ થયેલું છે અને તેથી શાંકર વેદાન્તના પ્રવેશમાં આ બાબતનો ઝીણવટથી અભ્યાસ કરવો ખાસ જરૂરી છે.

---

१ पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात् पराङ् पश्यसि नान्तरात्मन् ।
कश्चिद् धीरः प्रत्यगात्मानमैक्षत्, आवृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥

(કઠોપનિષદ)





# પ્રકરણ બીજું

## અધ્યાસ-અનિર્વચનીય ખ્યાતિની મીમાંસા



अनिर्वाच्याविद्याद्वितयसचिवस्य प्रभवतो
विवर्ता यस्यैते वियदनिलतेजोऽबवनयः ।
यतश्चाभूद् विश्वं चरमचरमुच्चावचमिदं
नमामस्तद् ब्रह्मापरिमितसुखज्ञानममृतम् ॥

—શ્રી વાચસ્પતિ મિશ્ર

જે બ્રહ્મ અપરિમિત સુખ અને જ્ઞાન તેમ જ અમૃતરૂપ છે, તેને અમે પ્રણામ કરીએ છે જે કાંઈ સ્થાવર-જંગમરૂપે આ ઉંચું કે નીચું જગત છે, તે સર્વ વિશ્વ તે બ્રહ્મથી થએલ છે પરંતુ તે બ્રહ્મનું સીધું પરિણામ નથી જે આ આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી વગેરે કાર્યો જોવામાં આવે છે, તે બધા વિવર્તરૂપે છે અર્થાત્ જે અવિદ્યા અનિર્વચનીય છે, તે બ્રહ્મના બીજા પ્રધાનની જેમ વર્તે છે અને તે અવિદ્યાના પ્રભાવથી બ્રહ્મના આ બધાં કાર્યો જોવાને મળે છે

सुखचिदखण्डविबोधमद्वितीयं
वियदनलादिविनिर्मिते नियोज्य ।
भ्रमयति भवसागरे नितान्त
त्वघटितघटनापटीयसी माया ॥

—શ્રી શંકરાચાર્ય

એ માયા છે કે જે અઘટિત ઘટનાઓ ઘડવામાં પોતાની કુશળતાને ખૂબ સરસરીતે બતાવે છે અને તેને જ કારણે જે બ્રહ્મ એક અખંડ અદ્વિતીય સુખ, ચૈતન્ય અને જ્ઞાનરૂપ છે, તે બ્રહ્મને આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી વગેરે કાર્યોમાં જોડીને આ ભવસાગરમાં પૂરીરીતે ભટકાવીને ભ્રમમાં નાખી દે છે.

अजमपि जनियोगं प्रापदैश्वर्ययोगाद्
अगति च गतिमत्तां प्रापदेकं ह्यनेकम् ।
विविधविषयधर्मग्राहि मुग्धेक्षणानां
प्रणतभयविहन्तृ ब्रह्म यत् तन्नतोऽस्मि ॥

—શ્રીશંકરાચાર્ય

જે બ્રહ્મ અજન્મા હોવા છતાં, ઐશ્વર્યના યોગથી જન્મના યોગને પ્રાપ્ત થાય છે. જે બ્રહ્મ ગતિ રહિત હોવા છતાં ગતિમાન પદાર્થોના ધર્મોને પામે છે, જે એક હોવા છતા અનેક બને છે અને જેની આંખો મોહથી ઘેરાએલી છે એવા સંસારીજનોના વિવિધ વિષયોના ધર્મોને ગ્રહણ કરે છે તેમ જ પ્રણામ કરનારા ભક્તજનોના ભયોને દૂર કરે છે, એવા તે પરબ્રહ્મને હું પ્રણામ કરું છું.

× × × ×

જે જન આહાર, વિહાર અને નીહારની ક્રિયા કરવામાં રચ્યો પચ્યો રહે છે; જે લોક-પાન અને નાચ-ગાનમાં મશગૂલ રહેવા માગે છે; તેને માટે આ લોકવ્યવહાર માગે છે. તેની દૃષ્ટિ સ્વાર્થ પૂરતી મર્યાદિત છે. 'ઋણ કરીને પણ ઘી પીઓ' એ જાતની મીઠી વાણી-ચારુવાક્ તેને ગમે છે; માટે આવા લોકોને ચાર્વાકનું દર્શન ગમી જાય છે.

પશ્ચિમના વૈજ્ઞાનિકોમાં ડારવીન એક મોટો તત્વવેત્તા થઈ ગયો. આજની વિવિધ વિચારસરણિમાં તેની વિચારપદ્ધતિએ મુખ્ય પકડ લીધી છે. રાજકારણ શું કે અર્થકારણ શું? સમાજશાસ્ત્ર શું? કે માનસશાસ્ત્ર શું? ભૌતિકવાદ શું કે વિજ્ઞાનવાદ શું? એ બધા પર ડારવીનની વિચારસરણિની જબ્બર છાપ છે. તત્ત્વજ્ઞાનના આજના વિચારો પર પણ તેની છાપ જબ્બર છે અને તેની ભૂમિકા પર જ બધું વિચારાય છે.

ડારવીને ખૂબ લાંબું લાંબું વિચારીને જે પરિણામ કાઢ્યું, તેની ફલશ્રુતિ 'બળિયાના બે ભાગ'ની વાત આગળ અટકી ગઈ. હજારો વર્ષો પહેલાં ચાર્વાક જેવા સ્થૂલ દર્શનિકોએ જે વાત કરી હતી; તેજ વાત તેણે ફલશ્રુતિમાં શોધી કાઢી તેણે જણાવ્યું કે, *'વિહાર કરો, વધારો કરો, બળિયાઓને જીવવા દો અને નબળાઓને મરવા દો'.

મોટું માછલું નાનાને ખાઇ જાય અને जीवो जीवस्य जीवनम् જીવ એ જીવનું જીવન છે, એ બાબનતો સંસાર શરૂ થયો ત્યારથી જોવાને મળે છે. એતો પશુના ધર્મો છે. પશુઓનાં જીવનમાં બળિયો જીવી જાય, એ ન્યાય જોવામાં આવતો, તેજ ન્યાય

* Many multiply, let the strongest live, and the weakest die!!

જો આજની દુનિયામાં જોવાને મળે, તો વિચારક માનવીએ શું મેળવ્યું ?

તત્ત્વજ્ઞાની કાર્લાઇલ જણાવે છે કે ×'આજનો તમારો સરેરાશ અંગ્રેજી માનવી ઇશ્વરની ઝાઝી દરકાર કરતો નથી. એને તો બજારના ભાવ ઘટવા નહિ જોઇએ. જો તમારે એની લાગણીઓ જગાડવી હોય; તો તમારે તેના પેટની વાતો સુધી ઉતરવું જોઇએ.

તત્ત્વચિંતક રસ્કિન જરાક કટાક્ષમાં જણાવે છે કે, 'ઇંગ્લાંડની શાસન કરતી દેવીને ઓળખવી હોય તો એમ કહેવાય કે, જે દેવી લાભ નફો આપે છે, તે બજારની દેવી તરીકે છે'. +

આજે પશ્ચિમના આંધળા અનુકરણને લીધે ભારતીયજનો પણ કેવળ નફો, લાભ અથવા ધન સંબંધી વિચાર કરતા થઇ ગયા છે. ધન સંબંધી જે વિચાર સરણિ છે, તે પોતે ખોટી નથી. ધનસંપત્તિને લક્ષ્મી માનીને તેનાં પૂજન-અર્ચન કરવામાં આવે છે. ધન હાનિકારક નથી, ધનની આસક્તિ, સંપત્તિનીવાસના, ભોગની લોલુપતા એ બધાં માનવને કુસંગે દોરી જાય છે અને તેથી તેનું પતન થાય છે,

× Yonr average Englishman does not greatly care whether there be God or not, provided that the price of the stock does not fall If you want to awaken his real beliefs, you must desend into his stomuch.

+ The ruling Goddess of England may well be described as the Goddess of getting on, or britannia of the market etc.

શ્રી શંકરાચાર્યે લોકવ્યવહારને નૈસર્ગિક–કુદરતી કહ્યો છે. જીવ પર તેના સંસ્કાર અનાદિ કાળથી પડેલા છે. આહાર, નિદ્રા, ભય વગેરે પ્રવૃત્તિઓ પશુમાં જેવી જોવાને મળે છે, તેવીજ માનવમાં જોવાને મળે; તો તેથી માનવ માનવ બનતો નથી. માનવને વિચારવા માટે મન આપ્યું છે. એ મનથી લોકવ્યવહારનું વિવેકજ્ઞાન જાગે, એટલું પણ પૂરતું નથી. તેણે લોક વ્યવહારથી પર થઇને વિચાર કરવાનો છે. અધ્યાસભાષ્યમાં આ વિષે વિચાર કરતાં શ્રી શંકરાચાર્યે લોક વ્યવહાર વિષે અત્યંત સ્પષ્ટ અને સચોટ વ્યાખ્યા કરી છે. 'આ લોક વ્યવહાર ભ્રમ છે કે સાચો છે' એ વિષે અનેક મતો રજૂ કરીને તેમાંથી સમન્વય શોધી આપ્યો છે.

ત્યાં ચાર્વાકનો મત રજૂ કર્યો નથી, કારણ કે તેને તો 'નરી આંખે દેખાય, તે સાચું' એમ માનીને તેથી આગળ વિચાર કરવો જ નથી. વિચારની ભૂમિકામાં જેને પ્રવેશ કરવો છે, તેના મતની સમાલોચના થઇ શકે. શ્રીશંકરાચાર્યે વિશેષે કરીને બૌદ્ધમત, તાર્કિકમત, મીમાંસક મત જેવા વિચારશીલ મતોને રજૂ કરીને, તે બધા જે બાબતમાં સહમત છે, તે મત તારવી, આપીને પોતાનો નિર્ણય આપ્યો છે. આ નિર્ણય બાંધવામાં તેમણે કુશાગ્રબુદ્ધિ અને યુક્તિસંગત દૃષ્ટાંતો રજૂ કરવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે.

આ બધા મતો એક બાબતમાં સંમત થાય છે કે 'લોકવ્યવહાર અજ્ઞાનમૂલક છે. અજ્ઞાનનું કારણ ભ્રમ છે, એ ભ્રમને અંધકાર સાથે સરખાવી શકાય. અંધકારને લીધે એક જ ચીજ જુદી જુદી લાગે અને ભ્રમે તેટલા બીજા પ્રયત્નો કરો; તો પણ એકજ ચીજમાં ઉભા થયેલા ભ્રમો દૂર થાય નહિં; એને દૂર કરવા માટે પ્રકાશ જોઇએ. પ્રકાશ આવ્યો કે અંધકાર ગયો અને અંધકાર ગયો કે ચીજ એક જ દેખાવાની અને બીજા ભ્રમો દૂર થવાના.

લોકવ્યવહારમાં પણ ભ્રમ થવાનું કારણ અંધકાર છે. આછા અંધકારમાં પગે કાંઈક અથડાયું કે ભ્રમ થયો; ભ્રમને ભ્રમ માનો, તો તો ભ્રમ રહે નહિં, એટલે ભ્રમ થતાં જ 'સાપ છે' એ બાબત સાચી લાગવાની તેથી ભય લાગવાનો, શરીર કંપવાનું અને ત્યાંથી દૂર હટી જવાનું! એ બધી ક્રિયાઓ સાચી છે. કોઈ દીવો લાવે અને દેખાય કે 'આ સાપ નથી, દોરડું છે' ત્યારે જ ખબર પડવાની કે મને 'જે સાપ દેખાયો' તે ભ્રમ હતો. એ ભ્રમને દૂર કરવા પ્રકાશ જ જોઈએ. અંધકાર તે એક સાધારણ કારણ છે, તેની સાથે આંખની નબળાઈ, મનનો ખ્યાલ, જીવની અધીરાઈ વગેરે કારણો ભળી જવાનાં અને તેથી 'કાગનો વાઘ' બની જવાનો.

રજ્જુ-સર્પનું દૃષ્ટાંત ઘણું જાણીતું છે અને તેના કારણમાં અંધકાર જેવી બાબતો ગણાવી છે, શ્રીશંકરાચાર્યે છીપ-ચાંદીના દૃષ્ટાંતને રજૂ કરી, અંધકારની જેમ સૂર્યના પ્રકાશથી પણ ભ્રમ થાય છે, એ અનુભવ રજૂ કરીને લોકવ્યવહારની ભ્રમ દશાને વિશેષ સચોટ કરી છે. દૂર દરિયાને કીનારે છીપ પડી હોય અને સૂર્યનાં કિરણોથી તે ચકચકાટ દેખાય, તેથી ભ્રમ થાય કે 'એ પદાર્થ ચાંદી છે' આમ સામે રહેલા (છીપ) પદાર્થમાં છીપ નહિં દેખાતાં ચાંદી દેખાય, તે ખ્યાલનો પરિણામે બાધ થાય છે, માટે તેને ભ્રમનું જ્ઞાન કહેલ છે. આ ભ્રમના જ્ઞાન માટે 'ખ્યાતિ' એવો એક શાસ્ત્રીય રૂઢ શબ્દ અપનાવવામાં આવ્યો છે. શાંકરભાષ્યની ટીકાઓ ભામતી અને રત્નપ્રભામાં મૂળ ભાષ્યમાં બતાવેલા મતો કયા કયા વિચારકોના છે અને તે કયા ખ્યાતિવાદને અનુલક્ષીને છે, તે બાબત ઘણી જ સ્પષ્ટતાથી બતાવી છે, તેના પાંચ પ્રકાર છે :–

आत्मख्यातिरसत्ख्यातिरख्यातिः ख्यातिरन्यथा ।
तथानिर्वचनीयख्यातिरित्ये तत् ख्यातिपंचकम् ॥

શ્રીશંકરાચાર્ય

આત્મખ્યાતિ, અસત્ખ્યાતિ, અખ્યાતિ, અન્યથાખ્યાતિ અને અનિર્વચનીય ખ્યાતિ, એમાં ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધ આત્મખ્યાતિવાદી છે. તેનો મત એ છે કે, 'બુદ્ધિ–વિજ્ઞાન વિના બીજો કોઇ બાહ્ય પદાર્થ છે જ નહિં. ચાંદી વગેરે (ભ્રમજન્ય) પદાર્થો પણ બુદ્ધિ રૂપે જ છે, તેથી આત્મ: (બુદ્ધિ)માં ખ્યાતિ–ભ્રમજ્ઞાન રહેલું છે. શૂન્યવાદી બૌદ્ધ અસત્ખ્યાતિવાદી છે. 'કોઇ છે જ નહિં એટલે ચાંદીરૂપે જે ખ્યાતિ (ભ્રમજ્ઞાન) છે, તે પણ અસત્ છે.' મીમાંસકો અખ્યાતિવાદી છે. તેમના મત પ્રમાણે 'ભ્રમજ્ઞાન–ખ્યાતિ જેવી કોઇ બાબત જ નથી. કોઇને કશાનો ભ્રમ થતો નથી. શુક્તિમાં જે ચાંદી દેખાય છે, તે તો ફક્ત સ્મૃતિ છે બુદ્ધિમાં તે ભેદ નહિં પકડાવાથી સામેના પદાર્થમા ચાંદી દેખાય છે.' નૈયાયિકો અન્યથાખ્યાતિવાદી છે. તેમનો મત એવો છે કે 'પહેલાં દુકાનમા રહેલી ચાંદીનું હાલ સામે રહેલા પદાર્થમાં ઇંદ્રિયના દોષને લીધે ગ્રહણ થયું છે તે ગ્રહણ ખોટું છે.' વેદાન્તીઓ અનિર્વચનીય ખ્યાતિવાદી છે. તેમનો મત એવો છે કે, 'સામેના પદાર્થમાં ચાંદીનો ચકચકાટ દેખાય છે, તે સત્ નથી, કારણ કે પછીથી તેનો બાધ થઇ જાય છે. તે સાથે 'ચાંદીનો ચકચકાટ' ખોટો છે, એમ પણ કહી શકાય એમ નથી, કારણ કે તે હાલ સામેના પદાર્થમા દેખાય છે અને જ્યાંસુધી ભ્રમનુ જ્ઞાન નહિ થાય, ત્યા સુધી તે રહેવાનો છે. આમ ચાંદીનો ચકચકાટ સત્ અને અસત્થી વિલક્ષણ છે, એટલે તેનુ નિરૂપણ વાણીથી થઇ શકતું નથી, માટે તેને અનિર્વચનીય ખ્યાતિ કહેવામાં આવે છે.

શ્રી શંકરાચાર્યે આરંભમાં જણાવ્યું છે કે, *'તું' (યુષ્મત્)

---

* युष्मदस्मत्-प्रत्ययगोचरयोः विषयविषयिणोः तमःप्रकाशवद् विरुद्धस्वभावयोः इतरेतरभावानुपपत्तौ सिद्धायां; तद् धर्माणामपि सुतराम् इतरेतर भावानुपपत्तिः इति; अतः

એવા જ્ઞાનને જે યોગ્ય છે, તે 'વિષય' કહેવાય છે અને 'હું' (अस्मत्) એવા જ્ઞાનને જે યોગ્ય છે, તે વિષયી કહેવાય છે. આ બંનેના સ્વભાવ અંધકાર અને પ્રકાશ એ બંનેના સ્વભાવની જેમ એકમેકથી વિરુદ્ધ છે, એટલે એમ સાબીત થાય છે કે, આ બંનેની એકતા સંભવે નહિં; તેથી 'હું' એ પ્રકારના જ્ઞાનને યોગ્ય ચૈતન્ય સ્વરૂપ જે 'વિષયી' છે, તેને વિષે 'તું' એ જ્ઞાનને યોગ્ય જે 'વિષય' છે; તેમનો અને તે બંનેના ધર્મોનો કરેલો **અધ્યાસ** તેમજ તેથી ઉલટી રીતે વિષયમાં વિષયીનો અને તેમના ધર્મોનો કરેલો **અધ્યાસ.** આ બંને મિથ્યા છે; એમ માનવું જો કે યોગ્ય છે, તો પણ (ખરી રીતે) અત્યંત ભિન્ન એવા જે આ પદાર્થ (વિષય-અને વિષયી) તેમનો અને તેમનાં અત્યંત ભિન્ન એવા જે ધર્મો, તેમનો મિથ્યા અજ્ઞાનને લીધે એકમેકમાં રહેલો જે વાસ્તવિક ભેદ છે, તે કળી શકાતો નથી; એટલે એકમેકની ઉપર એકમેકના સ્વરૂપનો અને ધર્મોનો અધ્યાસ કરીને અને સાચું તેમજ ખોટું એનું મિશ્રણ કરીને; લોકો આજ સુધી "આ હું" "આ મારું" એવા પ્રકારનો **મિથ્યાજ્ઞાન મુલક** વ્યવહાર સ્વાભાવિક રીતે કરતા આવ્યા છે."

આ ભાષ્યમાં આવેલ તું શબ્દથી બધાજ જડ પદાર્થો સમજવાના છે. વેદાંતીના મતે તો અંતઃકરણ, મન, અહંકાર વગેરે પણ જડ-

---

अस्मत्–प्रत्ययगोचरे विषयिणि चिदात्मके युष्मत्–प्रत्ययगोचरस्य विषयस्य तद्धर्माणां च अध्यासः तद् विपर्ययेण विषयिण-स्तद्धर्माणां च विषये अध्यासो मिथ्येति भवितुं युक्तम्। तथापि अन्योन्यस्मिन् अन्योन्यात्मकताम् अन्योन्यधर्मांश्च अध्यस्य इतरेतराविवेकेन, अत्यन्तविविक्तयोः धर्मधर्मिणोर्मिथ्या ज्ञान-निमित्तः सत्यानृते मिथुनीकृत्य; अहमिदं ममेदमिति नैसर्गिकोऽयं लोकव्यवहारः ॥

પદાર્થો છે. અને તે બધા 'વિષય' ગણાય છે; તે જ્ઞેય છે; તેજ રીતે "હું" શબ્દથી વિષયી જ્ઞાતા ને ચૈતન્ય રૂપ પરમાત્મા સમજવાનો છે. વિષય અને વિષયી, જ્ઞેય અને જ્ઞાતા એ એકમેકથી વિરૂદ્ધ છે એટલે જે વિષય (જ્ઞેય) છે તે વિષયી (જ્ઞાતા) બનશે નહિં અને જે વિષયી (જ્ઞાતા) છે, તે વિષય (જ્ઞેય) થશે નહિં. તેમજ હું અને તું શબ્દો પણ પરસ્પર વિરૂદ્ધ અર્થને બતાવનારા છે. અહિં જો કે ઘટ, પટ વગેરે જે જડ પદાર્થો છે, તેનો નિર્દેશ 'તુ' શબ્દથી થતો નથી, તોપણ તે પદાર્થ પર ચેતનપણાનો આરોપ કરીને, ગૌણરીતે તું શબ્દ લાગુ પાડવામાં આવ્યો છે; એટલે તે જડ પદાર્થો 'તું' જ્ઞાનનો વિષય થવાને યોગ્ય છે, જો કે અચેતન (જડ) ઘટ, પટ વગેરે પદાર્થોને બતાવવા માટે 'એ' શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે, તો પણ અહિં તે પદાર્થો માટે 'તું' શબ્દનો પ્રયોગ કર્યો છે, કારણ કે 'એ' શબ્દ "એ હું છું" એવી રીતે હુંની સાથે વપરાતો દેખાય છે એટલે 'એ' શબ્દ 'હું' શબ્દથી વિરૂદ્ધ અર્થમાં જતો નથી. અહિં 'હું' અને 'તું' વિરૂદ્ધ શબ્દોનો પ્રયોગ એટલા માટે કરેલો છે કે વિષય અને વિષયી એ બે પદાર્થોમાં વિરોધ સ્પષ્ટ છે; એટલે 'હું' શબ્દ આત્માવાચક છે 'તું' શબ્દ આત્માથી જુદા રહેલા પદાર્થોનો વાચક છે.

શ્રીશંકરાચાર્યે અહિં ભાષ્યમાં 'અનિર્વચનીય' શબ્દ વાપર્યો નથી, પરંતુ 'મિથ્યા,' 'સાચું' તેમજ ખોટું એનું મિશ્રણ કરીને...મિથ્યાજ્ઞાન મૂલક વ્યવહાર 'વગેરે જે શબ્દો વપરાયા છે; તે પરથી અર્થાત્ 'અનિર્વચનીય' શબ્દ તારવી લીધો છે અને ભામતીકાર શ્રી વાચસ્પતિ મિશ્રે તે શબ્દને વિશદ રીતે સમજાવીને 'અનિર્વચનીય ખ્યાતિ'નો સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે.

શ્રી શંકરાચાર્યે અધ્યાસનું લક્ષણ બતાવીને જુદા જુદા મતોની તારવણી આ રીતે કરી છે:—

*"પહેલાં જોએલા પદાર્થનું બીજા પદાર્થના સ્થાને જે ભાન થાય, તે સ્મરણ રૂપે થએલા ભાંતને જ 'અધ્યાસ' કહે છે. તેનેજ કોઇ (બૌદ્ધ લોકો) 'એક પદાર્થ પર બીજા પદાર્થના ધર્મોનો આરોપ' એમ કહે છે. કોઇ (મીમાંસકો)નો, 'જે એક પદાર્થ પર બીજા જે પદાર્થનો આરોપ છે, તે બંને પદાર્થોમાં કોઇ જાતનો ભેદ કળાતો નથી; એને કારણે જે ભ્રમ થાય છે, તેજ અધ્યાસ છે; એમ માને છે બીજા કોઇ (તાર્કિક લોકો) 'જે પદાર્થ પર બીજા પદાર્થનો આરોપ છે, તેજ પદાર્થ પર વિરૂદ્ધ એવા બીજા પદાર્થના ધર્મોની જે કલ્પના થાય છે,' તેને જ અધ્યાસ એમ માને છે. આ બતાવેલાં લક્ષણોમાં કોઇ પણ લક્ષણ લો, તો પણ તેમાં 'એક પદાર્થ પર બીજા પદાર્થના ધર્મોનુ ભાન થવું' આ બાબત તો છે જ. લોકમાં પણ એવો જ અનુભવ છે.' છીપ એ ચાદી જેવી દેખાય છે.' એક ચંદ્ર હોવા છતાં બે દેખાય છે.

એમ શ્રીશંકરાચાર્યે અધ્યાસનુ જે લક્ષણ બાંધ્યુ છે, તે વિષે વિચાર કરીએ. એકાદ પદાર્થ પર પહેલા જોયેલા બીજા પદાર્થનો અધ્યાસ કરવાનો હોય, ત્યારે 'તે પહેલાં જોયેલા બીજા પદાર્થનો જે મન પર સંસ્કાર પડેલો છે, તે સંસ્કાર જાગૃત થવો જોઇએ. હવે 'એકાદ પદાર્થનુ સ્મરણ થવા માટે પણ પહેલાં જોવાથી તે પદાર્થનો મન પર જે સંસ્કાર પડેલો છે, તે ફરીથી જાગૃત હોવો જોઇએ.'

---

*स्मृतिरूपः परत्र पूर्वदृष्टावभासः। तं केचिद् 'अन्यत्र अन्यधर्माध्यास' इति वदन्ति। केचित्तु 'यत्र यदध्यासस्तद् विवेकाग्रहनिबन्धनो भ्रम' इति। अन्ये तु 'यत्र यदध्यासस्त स्यैव विपरीतधर्मत्वकल्पनामाचक्षते इति। सर्वथापि त्वन्य स्यान्यधर्मावभासतां न व्यभिचरति। तथा च लोकेऽनुभवः शुक्तिका हि रजतवदवभासते, एकश्चन्द्रः सद्वितीयवदिति॥

ત્યારે પદાર્થનું સ્મરણ અને અધ્યાસ એ બંને સંસ્કારથી ઉત્પન્ન થાય છે, આ સાદૃશ્યને લીધે 'અધ્યાસને સ્મૃતિરૂપ' એમ ગૌણ રીતે કહેલું છે, પરંતુ અધ્યાસ એ સ્મૃતિની જેમ કેવળ સંસ્કારથી ઉત્પન્ન થતો નથી, પરંતુ ઇંદ્રિય વગેરેના દોષો અને અધિષ્ઠાનનો ઇંદ્રિયોની સાથેનો સંયોગ, એ બે વધારે બાબતોથી ઉત્પન્ન થાય છે, એટલે તે અધ્યાસ ખરી રીતે સ્મરણ કરતાં જુદો છે.

તે જ રીતે અધ્યાસ એટલે પ્રત્યભિજ્ઞા નહિ, એ બતાવવા માટે પણ 'સ્મૃતિરૂપ' એ વિશેષણ આપ્યું છે 'તે જ આ દેવદત્ત' એ પ્રત્યભિજ્ઞાનું ઉદાહરણ છે અહિં પહેલાં જોએલા દેવદત્તના સ્વરૂપનો હમણાં જોએલા દેવદત્ત પર આરોપ કર્યો છે, એટલું છે, તો પણ તે સ્મરણ નથી, કારણકે સ્મરણમાં પહેલાં જોએલા પદાર્થને ફરીથી નજરે પડવાની જરૂર હોતી નથી, પરંતુ પ્રત્યભિજ્ઞામાં તો પહેલાંનો દેવદત્ત હમણાં ફરીથી નજરે પડવો જોઇએ અધ્યાસમાં પણ પહેલાં જોએલ ચાંદીનું તો કેવળ સ્મરણ થાય છે તે ચાંદી ફરી નજરે પડે, તેની જરૂર નથી.

અધ્યાસમાં દેખાતો પદાર્થ બૌદ્ધતત્ત્વજ્ઞાનીઓના મત પ્રમાણે આત્મા થાય અથવા મીમાંસકો અને તાર્કિકોના મત પ્રમાણે બીજે ઠેકાણે રહેલ ચાંદી થાય. વેદાન્તીના મતે અધ્યાસનું જે છીપ રૂપે અધિષ્ઠાન છે, તે સત્ય છે અને ચાંદી મિથ્યા છે હવે છીપમાં ચાંદીની સત્તા પ્રત્યક્ષ દેખાતી હોવાને લીધે બૌદ્ધ મત પ્રમાણે 'આત્મામાં તેની સત્તા છે' એમ માનવું સંભવતું નથી, તેમજ મીમાંસક અને તાર્કિકની જેમ તે ચાંદીની સત્તા બીજે ઠેકાણે માનવી, તે પણ સંભવતું નથી છીપમાં ચાંદીની સત્તા મિથ્યા નથી, પણ સત્ય છે, એમ માનો તો 'આ ચાંદી નથી, પરંતુ છીપજ છે' એવો જે પાછળથી બાધ થાય છે, તે બાધ થશે નહિ, પરંતુ જેથી તેનો બાધ થાય તે ઉપરથી

તે મિથ્યા છે, એમ સમજવું જોઇએ. છીપમાં દેખાતી ચાંદી મિથ્યા છે એ સાબીત કરવા માટે યુક્તિની જરૂર નથી; કારણકે તે તો અનુભવ સિદ્ધ છે.

આ ભાષ્ય પરની ભામતી ટીકા અસંત વિશદ છે તેમજ અનિર્વચનીય ખ્યાતિનો સંપૂર્ણ રીતે ખ્યાલ આપે છે, તે હવે જોઇએ.

બીજા જ્ઞાનથી બાધ થાય છે, માટે અવભાસ કહે છે, એટલું કહેવાથી તે 'મિથ્યાજ્ઞાન છે' એમ કહેવાઇ ગયું. ત્યાં જે પૂર્વદૃષ્ટ છે, તે સ્વરૂપે કરીને સત્ છે, તોપણ આરોપણીય હોવાને કારણે 'અનિર્વાચ્ય' છે અને તેથી અનૃત છે. શુક્તિ વગેરે પરત્ર અર્થાત્ પરમાર્થે કરીને જે સત્ છે; તેનો દૃષ્ટ પદાર્થમાં મિશ્રણ થયું, તેજ સત્યાનૃત મિથુન એમ કહેવાય.

એજ રીતે 'પીળા શંખ, કડવો ગોળ' વગેરેમાં પણ આ લક્ષણ યોજાય. શંખ જાતે ધોળો છે; પરંતુ આંખમાં રહેલા પિત્ત દોષને લીધે, શંખ પીળો દેખાય છે. પિત્તદોષ અને શંખ એ બેની વચ્ચે રહેલો ભેદ ભૂલીને શંખમાં પીળાશનો આરોપ થયો છે; તેમાં ત્રણ પ્રકાર ભળી ગયા છે. પહેલું આંખમાં રહેલી પીળાશ પિત્તદોષથી રહિત છે એવો અનુભવ થાય છે. બીજું, દોષને કારણે શંખનો પોતાનો ધોળો વર્ણ ઢંકાઈ જવાથી 'શંખ ધોળો છે' એવો અનુભવ ભૂલાઈ જાય છે તેમ જ ત્રીજું, 'શંખની સાથે પીળાશનો સંબંધ ન હોઈ શકે' એવો અનુભવ પણ ભૂલાઈ જાય છે. એ ત્રણ બાબતોને લીધે પીત અને શંખના અસંબંધની પકડ વીસરાઈ જાય છે અને તેથી 'અગ્નિથી તપેલ પદાર્થ પીળો છે. બીલાનું ફળ પીળું છે' એ પ્રકારના પહેલાંના જોએલા અનુભવોને આધારે જે બે બાબતોનું એક ઠેકાણે રહેવું એ પ્રકારના સામાનાધિકરણ્યનો આરોપ કરીને 'પીળા શંખ' એવો અનુભવ કરેલો

છે. એ-રીતે જલમાં કે દર્પણમાં પડેલા મુખના પ્રતિબિંબને મુખ માની લેવાના અનુભવને ભ્રમ કહે છે અને તેજ રીતે 'બે ચંદ્ર, દિશાઓનો મોહ, અલાતચક્ર, વાંસનો સાપ' વગેરે દૃષ્ટાંતો ભ્રમ માટે ટાંકી શકાય !'

ભામતીકાર શ્રીવાચસ્પતિમિશ્રે મૃગજળ=ઝાંઝવાનાં જળના દૃષ્ટાંતને ખૂબજ વિશદ કરીને જગતના ભ્રમની સાથે સરખાવી અનિર્વચનીય ખ્યાતિ સ્પષ્ટ રીતે સમજાવી છે અને તેજ અનિર્વચનીય ખ્યાલને ધ્યાનમાં લઈ દેહ, ઇન્દ્રિય, મન, અંતઃકરણ, સુધીના પદાર્થોનો અનુભવ અનિર્વચનીય છે. એ બાબતને વિશેષ સ્પષ્ટ કરી આપી છે. તેની ભૂમિકા બાંધતાં, ભામતી ટીકામા જણાવવામાં આવ્યું છે કે, 'જે પદાર્થ સ્પષ્ટ રીતે દેખાય, તે સત્ પદાર્થ એમ પ્રકાશ ધર્મનો આધાર લઈને સત્(સત્તા)ની વ્યાખ્યા બાંધીને દેહ, ઇન્દ્રિય વગેરે પદાર્થો પ્રકાશે છે, માટે તે સત્ છે, એમ કહેવાય એમ નથી; કારણ કે રજ્જુ પણ સર્પરૂપે પ્રકાશે (દેખાય) છે, સ્ફટિક પત્થર પણ રાતો લાગે છે તેજરીતે મરુપ્રદેશમાં સૂર્યનાં કિરણોનો સમૂહ જોતાજ 'ઉંચાં તરંગોવાળી આકાશગંગા જમીન પર ઉતરી આવી છે' એવો અનુભવ થતા મુસાફર તેનાં જલથી પોતાની તરસ છુપાવે, પણ એમ બનતું નથી, અર્થાત્ વગર કારણે પણ પ્રકાશનો આરોપ થતાં પદાર્થની કલ્પના થાય,' તેથી વસ્તુની સત્તાનો સ્વીકાર નહિં થાય.

આ દૃષ્ટાંતમા 'સૂર્યના કિરણોના સમૂહરૂપે દેખાતું જલ અસત્ વસ્તુ છે; પરંતુ પરમાર્થને આધારે રહેલું સ્વરૂપ જલ સત્ વસ્તુ છે. તેમાં વિચાર એટલો કરવાનો કે 'મૃગજલમા ગંગાજળ દેખાય છે' તે અનુભવનો આધાર શું છે ? તે સત્ નથી કારણ કે તેનો પાછળથી બાધ થાય છે. તે અસત્ નથી કારણ કે જ્યાં સુધી ભ્રમ દૂર ન થાય ત્યાં સુધી સત્ પદાર્થ તરીકેજ તેનું ગ્રહણ થાય છે, માટે તેને 'અનિ-

વાચ્ય' પદ આપવામાં આવ્યું છે; તેથી પહેલાં જોએલ ગંગાના જળના જેવું આ જલ છે, એવો અનુભવ ભ્રમજ્ઞાન થતાં પહેલાં પણ થાય છે અને ભ્રમજ્ઞાન થયા પછી પણ 'મૃગજળ ગંગાજળ જેવું દેખાતું હતું' એમ પ્રતીતિ થાય છે. તેજરીતે દેહ, ઇન્દ્રિય વગેરે સંસારનો પ્રપંચ લોકવ્યવહારની રીતે અનિર્વાચ્ય લાગે છે અને જે નિત્ય શુદ્ધબુદ્ધ મુક્ત સ્વભાવવાળું બ્રહ્મ છે, તેમાં અધ્યાસ–મિથ્યાજ્ઞાનને કારણે દેહ, ઇન્દ્રિય વગેરેનો લોકવ્યવહાર અનુભવ ગોચર થાય છે; તેના મૂળમાં મિથ્યાજ્ઞાન રહેલું છે.

હવે જે શુદ્ધ, બુદ્ધ અને મુક્ત સ્વભાવનું બ્રહ્મ છે, તે પણ 'અનિર્વાચ્ય' છે; કારણકે તે પરમાર્થને કરીને પોતાના સ્વભાવને લીધે ત્રિકાલાબાધિત સત્પદાર્થ છે, તો પણ તેનું મન, વાણી કે, ઈંદ્રિયોથી નિરૂપણ થઇ શકતું નથી; એટલે તેને 'અનિર્વાચ્ય' કહેલ છે.

'લોક વ્યવહાર' અને પરમાર્થ'સત્' બંન્નેને અનિર્વચનીય કહીને તેમાં એક મુખ્ય તફાવત જે બતાવ્યો, તે ખાસ સમજવા જેવો છે.

બ્રહ્મ પોતે મન કે વાણીથી ગોચર નથી, એ બાબત શ્રુતિના પ્રમાણથી સાબીત થાય છે. તે જે* બ્રહ્મ અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ, અદીર્ઘ અને અલોહિત છે, તે જ એ બ્રહ્મ અપૂર્વ, અનપર, અનંતર અને અબાહ્ય છે. તેમજ 'અશબ્દ, અસ્પર્શ', અરૂપ અને અવ્યય છે; તે જ એક અદ્વિતીય છે.

---

* अस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितम् । तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यम् । (બૃહદારણ્યક).
अशब्दमस्पर्शमरूपमव्ययम् । (કઠ.)
एकमेवाद्वितीयम् । (છાંદોગ્ય.)

ભગવાન શ્રીશંકરાચાર્યે આગળ ઉપર સ્પષ્ટ રીતે બતાવ્યું છે કે* 'અજ્ઞાનને દૂર કરવાને માટે જ પરમાર્થ સત્વસ્તુના જ્ઞાન માટે 'અપરોક્ષાનુભૂતિ' એજ એક માત્ર ઉપાય છે. 'અર્થાત્ અપરોક્ષ અનુભવ' એજ એક સાચો માર્ગ છે. બીજા બધા ઉપાયો તેમાં સહાયક બની રહે, એ બાબત જુદી છે.

પાશ્ચાત્ય વિચારકો અત્યારસુધી જગતને સત્ય ગણીને પોતપોતાના સિદ્ધાન્તો રજૂ કરતા હતા, પરંતુ વિજ્ઞાનના સાધનોના અનુભવે તેમજ તત્ત્વજ્ઞાન વિષે ગંભીર વિચારણાના પરિણામે તેમાંના કેટલાક ગંભીર તત્ત્વ વિચારકોએ પણ જગતને ઇન્દ્રજાળ જેવું મિથ્યા અને કલ્પિત ગણીને તેથી વિશેષ કાંઈક તત્ત્વ છે, એ વિષે વિચાર કરવાની શરૂઆત કરી છે. હજી તે લોકો આ વિષે સંપૂર્ણ નિર્ણય કરી શકયા નથી. જ્યારે આપણે ત્યાં તો શ્રુતિ અને સ્મૃતિની પરંપરાથી આ બાબતનો જે નિર્ણય કરવામાં આવ્યો છે, તે વિષે ભગવાન શ્રીશંકરાચાર્યે જે સિદ્ધાન્ત રજૂ કર્યો છે, તે અત્યારે પણ સર્વાંગ સંપૂર્ણ બની રહે છે.

પાશ્ચાત્ય તત્ત્વદર્શી હેગેલ આ બાબતમાં આગળ વધીને વેદાન્ત સંબંધી પોતાનો મત સ્પષ્ટ રીતે રજૂ કરતાં જણાવે છે કે,+ એક (માનવીના) મનને સમજાવવા માટે બીજા (માનવીના) મનને વેદાન્તમા

---

* પહેલા પ્રકરણમાં આ બાબત પર વિશદ વિવેચન કરવામાં આવ્યું છે તે અહિં તપાસી જુઓ.

+ In Vedanta speech has been considered as the imperfect weapon of carrying the notion of an almighty from one mind another outside the realm of speech, nay all the senses there is intuition leading to realization indescribable.

રહેલ પરમાત્માના જ્ઞાન માટે અપૂર્ણતા લાગવાની; કારણ કે વેદાન્તમાંના વિચાર રજૂ કરવા માટે વાણી એક અપૂર્ણ સાધન બની રહેવાનું. ફક્ત વાણીના ક્ષેત્રની બહાર જ નહિં; પરંતુ બધી જ ઇંદ્રિયોની પારે રહેલ અવર્ણનીય સાક્ષાત્કારની તરફ લઈ જનાર તો એક અપરોક્ષ જ્ઞાન જ છે" *જગત વિશે વેદાન્તનો મત તેઓ રજૂ કરે છે કે 'વેદાન્ત જગતને અસત્ નથી કહેતું; પરંતુ જેવી રીતે આપણી ઇંદ્રિયોની સત્તા છે, તેવી જગતની સત્તા માને છે, પરંતુ જ્યારે પરમાત્માની સાથે સાદશ્યનો પ્રસંગ ઉભો થાય ત્યારે તો આ જગત એટલા માટે મિથ્યા છે કે તે પરબ્રહ્મની સાથે અદ્વિતીય રીતે ટકે એમ નથી.'

એજ રીતે સોફર નામના બીજા તત્ત્વચિંતકનો મત પણ જોઇએ. *"જ્યાં સુધી સ્વપ્ન દશા છે ત્યાં સુધી સ્વપ્નમાંના પદાર્થો સાચા લાગવાના છે; પરંતુ જાગૃત થયા પછી જાગૃત જગત સત્ય દેખાવાનું છે અને સ્વપ્નમાં જોએલ બધુંજ અસત્ય સમજાવાનું છે.

---

* The world in Vedanta is not unreal. It is as unreal as the senses we possess. It is only unreal when compared with the absolute and what is not unreal, when compared with that absolute reality which is without a second.

* A dream is real during its existance but when we awake the world seems real and the dream unreal. Now the world is real as perceived by the senses; beyond the senses there is the real power of the nescience acting as a cover over self-consciousness knowing the nature of that power we reach that absolute reality before which even that power of nescience is unreal.

હવે જાગૃત દશામાં ઇંદ્રિયગોચર સંસાર સત્ય લાગવાનો છે; પરંતુ આ ઇંદ્રિયોથી પર એક એવી શક્તિ છે, કે જે આત્માને ઢાંકનારી આવરણ જેવી છે. તે શક્તિના સ્વભાવને જાણવા માટે પરમાત્માની પ્રાપ્તિ કરવી જોઇએ; જેની આગળ તે શક્તિ પણ સત્તારહિત માનવામાં આવે છે."

પાશ્ચાત્ય તત્વજ્ઞાનીઓના આ મતો એટલા માટે રજૂ કરવામાં આવ્યા છે કે તે તત્વજ્ઞાનીઓ પણ હવે ભારતીય તત્વજ્ઞાનના સિધ્ધાન્તને રજૂ કરનારા વેદાન્તદર્શનને બરોબર સમજતા થયા છે અને તે મતો વિશે પોતાનો આદર આ શબ્દોમાં રજૂ કરી રહ્યા છે. જ્યારે બીજી બાજુ આપણા જ ભારતીયજનોમાં પોતાના તત્વજ્ઞાનનો ગંભીરતાથી વિચાર કરવા જેટલી ધીરજ રહી નથી.



## પ્રકરણ ત્રીજું

### પ્રમેય અને પ્રમાણની વિચારણા

ब्रह्मप्रत्ययसंततिर्जगदतो ब्रह्मैव सत् सर्वतः
पश्याध्यात्मदृशा प्रशान्तमनसा सर्वास्ववस्थास्वपि।
रूपादन्यदवेक्षितुं किमभितश्चक्षुष्मतां विद्यते
तद्वद् ब्रह्मविदः सतः किमपरं बुद्धेर्विहारास्पदम् ॥
–વિવેકચૂડામણિ

આ જગત તે પરબ્રહ્મના જ્ઞાનની સંતતિ રૂપે રહેલ છે, માટે બ્રહ્મ જ સર્વરીતે સત્તારૂપે છે. મનને શાંત કરીને આધ્યાત્મ નજરે તું જાગૃત, સ્વપ્ન, નિદ્રા કે સમાધિ દશાઓમાં તે સત્તાને જો, જેમ આંખવાળા માનવોને રૂપ વિના બીજો કોઈ પદાર્થ જોવાનો હોય નહિ; તેમ જ બ્રહ્મજ્ઞાનીને સત્તા વિના બીજું શું જોવાનું હોય, બીજું બધું તો બુદ્ધિનો વિલાસ છે.

दृश्यं यद्रूपमेतद्भवति च विशदं नीलपीताद्यनेकं
सर्वस्यैतस्य दृग् वै स्फुरदनुभवतो लोचनं चैकरूपम् ।
तद् दृश्य मानसं दृक् परिणतविषयाकारधीवृत्तयोऽपि
दृश्या दृग्रूप एव प्रभुरिह स तथा दृश्यते नैव साक्षी ॥
–શતશ્લોકી

નીલ (કાળું) પીત (પીળું) વગેરે અનેકરૂપે જે આ જગત સ્પષ્ટ રીતે દેખાય છે, તે બધું દશ્યરૂપે છે; તે બધાં દશ્યોનું દક્ અનુભવથી એક જ સ્ફુરાયમાણ થાય છે અને તે નેત્રરીતે એક જ રૂપે છે; તેજરીતે જે મનની અંદર સ્ફુરાયમાણ દશ્ય થાય છે, તે પણ દક્ છે તેમ જ વિષયોને રૂપે પરિણામ પામેલ જે બુદ્ધિની વૃત્તિઓ પણ દશ્યરૂપે દેખાય છે; તેને કાબૂમાં રાખનાર સત્તાધીશ પોતે દક રૂપે છે. આમ દ્રશ્ય, દર્શન અને દ્રષ્ટા એ ત્રણેય દક્રૂપે જ છે અને તે બધાના સાક્ષી રૂપે છે,-તે કોઇને દષ્ટિ ગોચર થતો નથી.

वेदोऽनादितया वा यद्वा परमेश्वरप्रणीततया।
भवति परमं प्रमाणं बाधो नास्ति स्वतश्च परतो वा॥
—સ્વાત્મનિરૂપણ

વેદ પોતે અનાદિ છે અથવા તો પરમેશ્વરથી વિરચિત છે, તેને કારણે તે વેદ પરમ પ્રમાણ છે, એટલે તે પ્રમાણનો પોતાની રીતે અથવા તો બીજાની રીતે બાધ થતો નથી.

प्रमाता च प्रमाणं च प्रमेयं प्रमितिस्तथा।
यस्य भासावभासन्ते मानं ज्ञानाय तस्य किम्॥
—સદાચારાનુસંધાન

પ્રમાતા અને પ્રમાણુ તેમ જ પ્રમેય અને પ્રમિતિ એ બધી વ્યવસ્થા જેના પ્રકાશથી પ્રકાશે છે, તે બ્રહ્મના જ્ઞાન માટે કયું પ્રમાણ મળી શકે?

× × × ×

'અનુભવે જ્ઞાન મળે છે અને વિવેકબુદ્ધિ જાગે છે; ત્યારે અનુભવ પહેલાં જે જ્ઞાન હતું, તે જ્ઞાન નહિં, અજ્ઞાન હતું,' એમ વિવેકી જ્ઞાનિજનને સ્પષ્ટ રીતે દેખાય છે. અનુભવ અને વિવેકની સહાયે વિજ્ઞાન અને શાસ્ત્ર આવે છે ત્યારે પ્રમાણનો નિશ્ચય થાય છે.

'નરી આંખે દેખાય, તે સાચું' એવો સામાન્ય ખ્યાલ બંધાયો હોય છે; પરંતુ આંખના દેખાવમાં તફાવત પડતો જણાય છે. 'તળેટીમાં ઉભા રહી એક દશ્ય દેખાય છે, શિખર પર ચઢીને બીજું દશ્ય દેખાય છે.' આંખની મર્યાદાનો ખ્યાલ ત્યારે આવે છે. પ્રકાશ અને અંધકારને લીધે પણ દશ્ય બદલાય છે. આંખ હોવા છતાં, મન પરોવાયું ન હોય, તો સામેનો પદાર્થ દેખાતો નથી. આંખ બીડાયા છતાં, મનની સામે અનેક દશ્યો ખડાં થાય છે. આમ આંખ સાધન છે, તો મનને પણ અંદરનુ સાધન–અંતઃકરણ ગણેલું છે જાગૃતિનાં જેવાં જ સ્વપ્નનાં દશ્યો આબેહૂબ લાગે છે. જાગરણની દશા જેવો સ્વપ્નની દશાનો વ્યવહાર ચાલુ રહે છે, તેથી આગળ વધીને ભરનિદ્રાની દશામાં આંખનાં અને મનનાં દશ્યો વિરામ પામે છે; તો પણ જ્ઞાન વિરામ પામતું નથી. એ જ્ઞાનનો જ્ઞાતા ત્યાં સ્થિર છે. એ જ્ઞાતાનું જ્ઞાન લઈને મન અને આંખના વ્યવહારો ચાલૂ રહે છે. એ જ્ઞાતા ચૈતન્ય છે, તેને લીધે મન અને આંખને ચેતન મળે છે; માટે તે બંને જ્ઞાનનાં સાધન બને છે અને વ્યવહારનાં પ્રમાણ બને છે. દશ્ય પદાર્થો આંખને લીધે દેખાય છે, માટે આંખ પ્રમાણ બને છે અને દશ્ય પદાર્થો પ્રમેય બને છે. આંખ જ્ઞાનનું સાધન બને છે, તો દશ્ય પદાર્થો જ્ઞેય–જાણવા લાયક પદાર્થો બને છે. આમ પ્રમેય, પ્રમાણ અને પ્રમાતા, જ્ઞેય, જ્ઞાન અને જ્ઞાતા, કાર્ય, કરણ અને કર્તા જેવી પરિભાષાઓ વિવિધ શાસ્ત્ર અને દર્શન ગ્રંથોમાં વિચારાઈ છે.

આજના વિજ્ઞાને પણ ઘણી પ્રગતિ કરી છે અને સામાન્ય જનના અનુભવમાં ન આવે, તેવી ઘણી બાબતોને બતાવીને ઇંદ્રિયો અને મનની

મર્યાદાનો સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે. દેશ, કાલ અને દશાની મર્યાદાનો તો સામાન્યજનને ખ્યાલ આવી જાય છે. વિજ્ઞાને શોધી કાઢેલાં સાધનોથી ઘણી બાબતો નહોતી મનાતી; તેને માનવાનું કારણ આજે બાજુથી લાગે છે. 'સામાન્ય અનુભવો ભ્રમજનક હતા અને સાચી બાબત જુદી હતી', એમ પણ સમજાવા લાગ્યું છે. ભૂગોળ, ખગોળ, રસાયણ, શરીર વિજ્ઞાન, માનસ વિજ્ઞાન, જીવજંતુ વિજ્ઞાન જેવી અનેક વિદ્યાઓએ સામાન્ય અનુભવોમાં ઘણા ઘણા ઉમેરા કરી આપ્યા છે.

જગતના મૂલ-પદાર્થો શોધવા માટે વિજ્ઞાને જે અનેક પ્રયત્નો કર્યા હતા; તેને પરિણામે વિજ્ઞાનશાસ્ત્રીઓએ છન્નુ જેટલા મૂલ પદાર્થોનો હિસાબ ગણ્યો હતો. તેમાં પણ મૂલને શોધવા જતાં ઘટાડો થવા પામ્યો છે. કેટલાક વૈજ્ઞાનિકો અત્યારે બે પદાર્થો સુધી આવી પહોંચ્યા છે. તે મેટર (તત્ત્વ) અને સ્પીરીટ (શક્તિ)ને નામે પ્રસિદ્ધ થયાં છે; જેને ઉપનિષદની પરિભાષામાં રયિ-મેટર અને પ્રાણ-સ્પીરીટ કહી શકાય !

આ વૈજ્ઞાનિકોના પ્રયત્નો ઘણાજ ચીવટભર્યા અને ઝીણવટવાળા છે; તો પણ તેમાં જે મોટામાં મોટી ઉણપ છે, તે એ કે તેમના પ્રયત્નો ફક્ત દશ્ય પદાર્થની મર્યાદામાં થએલા છે. તેમણે બધા અખતરાઓ જડ પદાર્થો પર કરેલા છે. 'જડના સંમિશ્રણમાંથી ચેતન જન્મે છે' એ અનંત પુરાણા ચાર્વાકમતથી આ વૈજ્ઞાનિકો આગળ વધ્યા નથી. માનવની શરીર રચના પણ પશુ પ્રાણી અને કીટ પતંગ જેવી સામાન્ય છે એટલે દેડકો, વાંદરો વગેરેનાં શરીરો પર અખતરા કરીને કે આગળ વધીને મરેલા શરીરના વિભાગોની ચિકિત્સા કરીને પ્રમેયો તારવી કાઢેલા છે. જડ શરીર અને ચેતન શરીરની કુદરતી વિલક્ષણતા, પશુ-જીવન અને માનવ જીવનની સ્વાભાવિક વિશેષતા, આહાર, વિહાર અને નીહારને બદલે આચાર, વિચાર અને સદાચાર પર અવલંબેલ જીવનની વિચક્ષણતા જેવી બાબતોની વિચારણા કરતાં જે બીજાં શાસ્ત્રો છે;

જેમકે સમાજ શાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર વગેરે પશ્ચિમના વૈજ્ઞાનિકોને મન મહત્ત્વનાં બન્યાં નથી. દશ્ય પદાર્થના અખતરાઓની મર્યાદામાં આ શાસ્ત્રો આવતાં પણ નથી; તેથી તેને અજ્ઞેય ગણી કાઢયાં છે; તોપણ થોડાક પાશ્ચાત્ય વિચારકોએ વિજ્ઞાનનું અવલંબન લઇને ઉપર બતાવેલ શાસ્ત્રો પર વિચારણા કરી છે અને તેમના મતોનો ઉલ્લેખ કરતા ઘણા ગ્રંથો લખાએલા છે; પરંતુ વિજ્ઞાનની ભૂમિકાને લીધે જડતાની મર્યાદાથી આગળ પ્રગતિ કરવાનું સાહસ તેમનાથી ન થાય; તે સ્વાભાવિક છે.

જ્ઞાન અને વિજ્ઞાનની વિચારણા ભારતમાં ઘણા જૂના કાલથી થતી આવી છે. પ્રમેયની વિચારણા કરનારાં દર્શનો તેમજ પ્રમાણની પદ્ધતિનો નિશ્ચય કરનારાં શાસ્ત્રો જ્ઞાન–વિજ્ઞાનની ભૂમિકાજ ઘડતાં આવ્યાં છે.

જડવાદની વિચારણાને અવલંબનાર પ્રાચીન દર્શનકાર એક ચાર્વાક છે, માટે તેને 'લોકાયતિક'–લોકની મર્યાદામાં રહેનાર તરીકે બીજા શાસ્ત્રીઓ અને દાર્શનિકોએ ગણી કાઢેલો છે. પાશ્ચાત્ય દાર્શનિકો અને વૈજ્ઞાનિકોમાં તો આ ચાર્વાક ગુરુસ્થાન લે તેમ છે. તેણે જ પુરસ્કૃત કરેલી જડવાદની ભૂમિકા પર આજના જ્ઞાન–વિજ્ઞાનની પદ્ધતિઓની ઇમારતો ચણાઇ છે.

ભારતની દાર્શનિક અને શાસ્ત્રીય વિચારણામાં ચાર્વાકને સ્થાન મળ્યું છે, પણ તે પ્રાથમિક ભૂમિકા તરીકે તેમ જ પૂર્વપક્ષના મંડાણ કરનાર તરીકે. ભારતના કોઇપણ વિચારક દાર્શનિકને ચાર્વાકની વિચાર પદ્ધતિ અભીષ્ટ લાગી નથી. જડવાદને જેટલું મહત્ત્વ પશ્ચિમના વિચારકો આપે છે, તે મહત્ત્વ તો ચાર્વાકે આપેલું છે. દાર્શનિકો અને શાસ્ત્રીઓ પોતાની વિચારની ભૂમિકામાં ચૈતન્યને સ્થાન આપે છે.

"જડતા વિષે વિચાર કરવાનો શું હોઈ શકે, એનો દૃષ્ટ પદાર્થ છે. સામાન્ય જનની બુદ્ધિ પણ તે વિષે વિવેક-વિચાર કરીને લોકવ્યવહાર ચલાવી શકે. જે પ્રાપ્ત કરવા જેવું, સાધ્ય કરવા જેવું કે જીવનનું અભીષ્ટ, તે તો ચૈતન્ય હોઇ શકે છે અને તે ચૈતન્યના તારતમ્યનો કે પછી તાત્પર્યનો અથવા તત્સત્નો વિચાર દર્શન શાસ્ત્રનો આધાર બની શકે છે."

આમ ભારતનાં વિવિધ દર્શનોની ભૂમિકામાં જે મૂલગત પદ્ધતિ છે, તે ચૈતન્યની સત્તાને અવલંબે છે. તે દાર્શનિકોમા અમુક નાસ્તિકો છે, જેઓ વેદોની પ્રમાણતાનો સ્વીકાર કરતા નથી, અમુક અર્ધ-નાસ્તિકો છે. જેઓ વેદોનાં વાક્યોને પોતાની વિચારણાને અનુકૂલ બનાવે છે અને અમુક દાર્શનિકો આસ્તિક છે, જેઓ વેદોનાં જ વાક્યોનાં મંડાણ કરી, પોતાના સિદ્ધાન્તોનું નિરૂપણ કરે છે. આ દાર્શનિકોની વિચાર ભૂમિકા ચૈતન્ય સત્તાનો સ્વીકાર છે. જડસત્તા તેને અવલંબીને રહેલી છે. પુરુષ અને પ્રકૃતિની રીતે તેની વ્યાખ્યા કરી શકાય. પ્રમાણ અને પ્રમેયરીતે વિચારાય. તરલશક્તિરૂપે કે ઘનસત્તારૂપે તેનો વિવેક કરી શકાય કે પછી દૃક ચૈતન્ય પદાર્થ અને દૃશ્ય જડપદાર્થની રીતે તેની ભિન્નતા સ્વીકારી શકાય; પરંતુ પરમાર્થિકરીતે એક જ સત્ ચૈતન્ય સર્વવ્યાપક અને સર્વશક્તિમાન છે.

આ દાર્શનિકોમાં અમુક શાસ્ત્રીઓએ પ્રમાણ પર ભાર મૂકીને પોતાનો વિચારદોર છૂટો મુકયો છે, તો અમુક દાર્શનિકોએ પ્રમેય પર ભાર મૂકીને વિચારની પ્રગતિ સાધી છે; છતાં પણ પ્રમાણ અને પ્રમેય એવીરીતે સંકળાએલાં છે કે, તે બંનેની વિચારણા દરેક દાર્શનિક વિચારકે કરેલી છે. સામાન્યરીતે કહીએ તો બૌદ્ધ દર્શનમાં પ્રમાણની વિચારણા મુખ્યત્વે છે અને જૈન દર્શનમાં પ્રમેયની વિચારણા મુખ્યત્વે છે; તેજરીતે ન્યાયમાં મુખ્યત્વે પ્રમાણ અને વૈશેષિકમાં પ્રમેય તેમજ

યોગમાં પ્રમાણ અને સાંખ્યમાં પ્રમેય એમ એ બેબે દર્શનો એકમેકનાં પૂરક બનીને રહ્યાં છે, તેજ ભૂમિકા પ્રમાણે મીમાંસાશાસ્ત્રમાં પ્રમાણનું સ્થાન મુખ્યત્વે લેવાય, તો વેદાન્ત દર્શનમાં પ્રમેયનું સ્થાન મુખ્ય છે, એમ સમજણની ભૂમિકા માટે વિચાર કરવો ખોટો નથી. જો કે દરેક દર્શન છેવટે શાસ્ત્ર બની રહે છે અને દરેક શાસ્ત્રની પૂર્વભૂમિકામાં દર્શન આવે છે; તેથી 'દર્શનશાસ્ત્ર' જેવો એક પ્રયોગ પણ થતો જોવાને મળે છે.

વેદાન્તના પ્રક્રિયા ગ્રંથોમાં પ્રમાણનો ઝીણવટથી વિચાર કરવામાં આવ્યો છે, તે સાથે મૌલિક ગ્રંથોમાં પ્રમેય વિષેજ વિવેક બુદ્ધિ જગાડવાનો પ્રયત્ન સવિશેષ છે, ગીતા, ઉપનિષદો અને વ્યાસસૂત્રો જેવા ગ્રંથો પ્રમેયમાત્ર બ્રહ્મપરક પ્રકાશ ફેંકે છે, તો વેદાન્ત પરિભાષા, અદ્વૈતસિદ્ધિ, તત્ત્વદીપ વગેરે પ્રક્રિયા ગ્રંથો પ્રમાણના તારતમ્યનો વિચાર કરે છે, આ પ્રક્રિયાગ્રંથો તર્કશક્તિને દૃઢ કરવા ઉપયોગી છે.

[1]વેદાન્ત પરિભાષાએ આરંભમાંજ એક બાબત સ્પષ્ટ કરી આપી છે; તે ધ્યાનમાં લાવવા જેવી છે. જીવનની સફળતા પુરુષાર્થ છે. 'ધર્મ', અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોમાં મોક્ષ શ્રેષ્ઠ પુરુષાર્થ છે; કારણ કે 'તે પાછો આવતો નથી' એમ શ્રુતિથી તેની નિત્યતાનો નિશ્ચય થાય છે. તેમજ બીજા ત્રણ પુરુષાર્થ અનિત્ય છે. એવો બોધ 'તેમજ જેમ અહિં કર્મથી મેળવેલ લોક નાશ પામે છે તેવી રીતે પુણ્યથી મેળવેલ લોક નાશ પામે છે' વગેરે શ્રુતિવાક્યોથી મળે છે.

---

[1]इह खलु धर्मार्थकाममोक्षाख्येषु चतुर्विधपुरुषार्थेषु मोक्ष एव परमपुरुषार्थः 'न स पुनरावर्तते इत्यादिश्रुत्या तस्य नित्यत्वावधारणत् । इतरेषां त्रयाणां तु प्रत्यक्षेण 'तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते' इत्यादि श्रुत्या चानित्यत्वावगमाश ।

[2]તે મોક્ષ બ્રહ્મજ્ઞાનથી (થાય) એટલે બ્રહ્મ, તેનું જ્ઞાન અને તેનું પ્રમાણ એ બાબત વિસ્તાર સહિત બતાવાય છે. તેમાં પ્રમાણ એટલે પ્રમાકરણ સ્મૃતિને વારવા માટે પ્રમાનું લક્ષણ એ છે કે 'જે બાબત પહેલાં જાણેલી ન હોય અને જેનો બાધ થયો નહિં હોય, એવા વિષયનું જ્ઞાન તે પ્રમા.'

આમ પ્રમાજ્ઞાનમાં અજાણી અને અબાધિત એ બે બાબતોનો લક્ષણમાં સમાવેશ કરીને પ્રત્યક્ષ વગેરે પ્રમાણો લોક વ્યવહારમાં ઉપયોગી છે અને ત્યાંસુધી ઘટ, પટ વગેરે પદાર્થો સાચા છે. એમ વિચારતાં સ્પષ્ટ કર્યું છે કે, "ઘટ[1] વગેરેનો બાધ તો બ્રહ્મના સાક્ષાત્કાર પછી થાય છે. શ્રુતિ છે કે 'જ્યાં સાચે એનો આત્મા જ સર્વરૂપ થયો ત્યાં કોણ કોને જુએ' સંસાર દશામાં તો બાધ નથી એમ શ્રુતિ જણાવે છે કે' જ્યાં ખરે દ્વૈતની જેમ હોય છે; ત્યાં બીજો બીજાને જુએ છે. એટલે 'અબાધિત' એ પદથી સંસારની દશામાં 'અબાધિતપણુ' એમ

---

[2]स च ब्रह्मज्ञानात् । इति 'ब्रह्म तज्ज्ञानं तत्प्रमाणं च सप्रपंचं निरूप्यते । तत्र प्रमाकरणं प्रमाणम् । तत्र स्मृति व्यावृत्तं प्रमात्वं अनधिगताबाधितार्थविषयकज्ञानत्वम् ॥

[1]ब्रह्म साक्षात्कारानन्तर हि घटादीनां बाधः । "यत्र त्वस्य सर्वमात्मैवाभूत तत्केन कं पश्येत्' इति श्रुतेः । न तु संसारदशायां बाधः 'यत्र हि द्वैतमिवभवति तदितरं इतरं पश्यति' इतिश्रुतेः । तथा चाबाधितपदेन संसारदशायामबाधितत्वं विवक्षितमिति न घटादिप्रमायामव्याप्तिः ।

तदुक्तम् :–

"देहात्मप्रत्ययो यद्वत् प्रमाणत्वेन कल्पितः ।
लौकिकं तद्वदेवेदं प्रमाणं त्वात्मनिश्चयात् ॥

કહેવાનું છે માટે કહેવું છે કે; 'જેવી રીતે દેહમાં આત્માની બુદ્ધિ સાચી નથી; તો પણ પ્રત્યક્ષ વગેરે પ્રમાણને માટે દેહમાં આત્મબુદ્ધિ કલ્પવામાં આવે છે; એવી જ રીતે જ્યાં સુધી આત્માનો (વાસ્તવિક જ્ઞાનથી) નિશ્ચય ન થાય; ત્યાં સુધી લૌકિક પ્રમાણ સ્વીકારવું.'

અહિં વેદાન્તમતને અનુસરીને પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એ ૭ પ્રમાણો [1]ગણાવ્યાં છે અને શિખામણિટીકામાં બીજા મતોનાં પ્રમાણ ટાંકતાં જણાવ્યું છે કે; ચાર્વાક મતે એક 'પ્રત્યક્ષ' પ્રમાણ છે; કાણાદ અને બૌદ્ધમતે 'પ્રત્યક્ષ અને અનુમાન' બે પ્રમાણ છે; સાંખ્યમતે 'પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ' એ ત્રણ પ્રમાણ છે; નૈયાયિકના મતે 'ઉપમાન સહિત ચાર પ્રમાણ છે. પ્રભાકરમીમાંસક મતે' અર્થાપત્તિ સાથે પાંચ પ્રમાણ છે.

આ પ્રમાણોની વ્યાખ્યા પણ પોતપોતાના સિદ્ધાન્ત પ્રમાણે જુદી તરી આવે છે. 'આંખે દેખાય તેજ પ્રત્યક્ષ પ્રમાણ' એવી સાદી વ્યાખ્યા ચાર્વાક મતે છે; તોપણ બીજાના મતે ઇંદ્રિયગોચર અને મનોગોચર સુધી પ્રત્યક્ષ પ્રમાણની વ્યાખ્યા લંબાઈ છે. વેદાન્ત સિદ્ધાન્ત તો તેથી પણ આગળ વધીને '[2]પ્રત્યક્ષપ્રમા તો અહિં ચૈતન્યજ છે. શ્રુતિ જણાવે છે કે 'તેજ સાક્ષાત્ અને અપરોક્ષ છે' એમ કહીને વેદાન્ત પરિભાષામાં જણાવ્યું છે કે; ચૈતન્ય ત્રણ પ્રકારનું છે; વિષય ચૈતન્ય, પ્રમાણ ચૈતન્ય

[1]પ્રમાણોની વિસ્તૃત વિચારણા માટે વેદાન્ત પરિભાષા વાંચો.

[2]प्रत्यक्षप्रमा त्वत्र चैतन्यमेव। 'यत्साक्षादपरोक्षात्' इति श्रुते।... .........तथाहि त्रिविधं चैतन्यं-विषय चैतन्यं प्रमाणचैतन्यं, प्रमातृ चैतन्यं चेति। तत्र घटाद्यवच्छिन्न चैतन्यं विषय चैतन्यम्। अन्तःकरणवृत्त्यवच्छिन्नं चैतन्यं

અને પ્રમાતાનું ચૈતન્ય તેમાં ઘટ વગેરેમા સંકળાએલું જે ચૈતન્ય છે, તેને વિષય ચૈતન્ય કહે છે. અંતઃકરણની વૃત્તિની સાથે સંકળાઇને રહેલું જે ચૈતન્ય છે, તેને પ્રમાણ ચૈતન્ય કહે છે તેમજ અંતઃકરણમાં સંકળાઇને રહેલુ જે ચૈતન્ય છે, તેને પ્રમાતૃ–ચૈતન્ય કહે છે. હવે દાખલા તરીકે જેમ તળાવનુ પાણી હોય, તે મોટા ભુંગળામાથી નીકળીને બનાવેલી પાળમા થઇને પાળને આકારે આકારે છેક ક્યારાઓમા દાખલ થઇને, તેજ રીતે ક્યારાના બનેલા ચાર ખુણા જેવા આકારોને પાણી ધારણ કરે છે, તેમજ અંતઃકરણમા સંકળાઇને રહેલું (પ્રમાતૃ ચૈતન્યન) તૈજસ–ચેતન પણ આંખ વગેરેના માર્ગે બહાર નીકળીને ઘટ, પટ વગેરે વિષયના પ્રદેશ સુધી પહોચી જઇને ઘટ, પટ વગેરે વિષયોના આકારવાળા ચૈતન્યના રૂપને ધારણ કરે, તેનુંજ નામ વૃત્તિ છે,'

અહિં વેદાન્તના સિદ્ધાન્તને અનુસરીને એક બાબત એ સ્પષ્ટ કરી છે કે, જે ચૈતન્ય સર્વવ્યાપક છે, તેનો અનુભવ દરેક ઠેકાણે થાય છે ચૈતન્યનીજ સત્તાથી સર્વની સત્તા છે ચૈતન્યની સત્તા સિવાય જડની સત્તા પણ નથી. વ્યવહારના ઉકેલ માટે તેમજ લોકની સમજણ માટે જે જુદી જુદી પ્રક્રિયાઓ વેદાન્તના ગ્રંથોમા બતાવેલી છે, તે સર્વનુ પ્રયોજન આત્માના પ્રત્યક્ષ દર્શન માટે છે. જે મત શ્રુતિથી વિરૂદ્ધ હોય અને જેથી આત્માના અનુભવમા વિરોધ ઉભો થતો હોય, તેવી પ્રક્રિયા સ્વીકારવી નહિં તેમજ જ્યા જ્યા પરસ્પર વિરોધ દેખાતો હોય, ત્યા સરલ યુક્તિથી તે વિરોધ દૂર કરીને પ્રક્રિયાઓનો સમન્વય

---

प्रमाणचैतन्यम् । अन्तःकरणावच्छिन्नं प्रमातृ चैतन्यम् । तत्र यथा तडागोदकं छिद्रान्निर्गत्य कुल्यात्मना केदारान् प्रविश्य तद्वदेव चतुष्कोणाद्याकारं भवति तथा तैजसमन्तःकरणमपि चक्षुरादिद्वारा निर्गत्य घटादिविषयदेशं गत्वा घटादिविषयाकारेण परिणमते स एव परिणामो वृत्तिरित्युच्यते ॥

સાધી લેવા. સિદ્ધાન્તબિંદુના પ્રથમ શ્લોકના વિવેચનમાં નાતિક-કારનો મત શ્રી મધુસૂદન સરસ્વતીએ ટાંકીને જણાવ્યું છે કે, "જે જે પ્રક્રિયાથી માનવોને પ્રત્યક્ષ આત્મામાં વ્યુત્પત્તિ જાગે, તે પ્રક્રિયા સારી ગણવી અને બાકીની પ્રક્રિયા અપ્રતિષ્ઠિત ગણવી."[1]

તે પછી પ્રમાતા, પ્રમેય વગેરેની વ્યવસ્થા લોકવ્યવહાર પૂરતી છે, પરમાર્થ દૃષ્ટિએ તો આ સર્વ વ્યવહારોનો બાધ થાય છે, એ બતાવવા માટે ત્યાં સિદ્ધાન્તબિંદુમાં જણાવ્યું છે કે; "જીવાત્મા ઉપાધિથી હારી જાય છે એટલે સંસારની પ્રાપ્તિ તેને થાય છે. પરમેશ્વર તો ઉપાધિને વશ કરે છે. તેથી તેના 'સર્વજ્ઞપણું' વગેરે ધર્મો સારી રીતે બંધ બેસે છે, એ વ્યવસ્થા છે. માન, મેય વગેરેની વ્યવસ્થા શી રીતે કરશો ? એની બાબતમાં જણાવવાનું કે 'અવિદ્યા પોતે અનિર્વચનીય હોવાને લીધે વિચારોની મર્યાદામાં આવતી નથી; તો પણ તે મર્યાદિત–પરિચ્છિન્ન છે કારણ કે તેના ત્રણ ધર્મો છેઃ દૃશ્ય, જડ અને વિનાશી. તે અવિદ્યાની આવરણ અને વિક્ષેપ નામની બે શક્તિઓ છે. જેમ આંખની સામે રહેલી આંગળી સૂર્યમંડલને ઢાંકી દે છે તેમ તે અવિદ્યા સર્વગત ચૈતન્ય–આત્માને આવરી લે છે. પછી તે અવિદ્યા

---

[1] यया यया भवेत् पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि ।
सा सैव प्रक्रिया ज्ञेया साध्वी साचानवस्थिता ॥

[2] तदेवं जीवस्योपाधिनाभिभूतत्वात् संसारोपलब्धिः। परमेश्वरस्य तूपाधिवशित्वात् सर्वज्ञत्वादिकमिति सम्यगुपपद्यते व्यवस्था।' मानमेयादिकर्दिर्व्यवस्था तु कथमितिचेत, उच्यते। दृश्यत्वात् जडत्वात् विनाशित्वाच्च परिच्छिन्नाप्यविद्या अनिर्वचनीयत्वेन विचारासहा आवरणविक्षेपशक्तिमद्भवती सर्वगत

હોવાથી ત્યાં ચૈતન્ય પ્રગટ થાય છે. તે પ્રગટ થયેલ ચૈતન્ય વાસ્તવિક એકરૂપ છે, તો પણ તેને પ્રગટ કરવામાં સાધન બનેલ અંતઃકરણના વિભાગના ભેદથી ચૈતન્ય ત્રણ પ્રકારે ઓળખાણમાં આવે છે. એક તો કર્તાના ભાગ તરીકે સંકળાયેલ જે ચૈતન્યનો અંશ છે, તે પ્રમાતા છે, બીજો જે ક્રિયાના ભાગ તરીકે સંકળાયેલ જે ચૈતન્યનો અંશ છે. અને ત્રીજો જે વિષયમાં જઈને પ્રગટ કરવાની યોગ્યતા ધરાવનાર ભાગ તરીકે સંકળાયેલ જે ચૈતન્યનો અંશ છે, તે પ્રમિતિ છે. વિષયની અંદર રહેલ જે બ્રહ્મ ચૈતન્ય છે, તેજ પ્રમેય છે અને તેને જ જાણવાથી સાચું ફલ મળે છે.

અહિં એક બાબત સ્પષ્ટ કરવામાં આવી, તે એ કે જે ચૈતન્ય નિર્ગુણ નિરાકાર બ્રહ્મરૂપે છે, તેજ ચૈતન્ય લોકના વ્યવહારને માટે પ્રમાતા, પ્રમાણ, પ્રમિતિ, પ્રમેય વગેરેના વિભાગોરૂપે મર્યાદિત અને સંકળાયેલ જોવાને મળે છે. જેમ આ સ્થૂલ શરીર વ્યવહારને ઉપયોગી બને છે, તેમજ અંતઃકરણને આધાર બનાવી પ્રમાતા વગેરેની વ્યવસ્થા બતાવી છે. પાંચ મહાભૂતોનાં જે સૂક્ષ્મ અને સાત્વિક હોવાને લીધે અંતઃકરણ અત્યંત નિર્મળ હોય છે અને દર્પણની જેમ આભાસ અને પ્રતિબિંબ વગેરે લઈ શકે છે તેમજ તપાવેલ તાંબાના રસ જેવું સૂક્ષ્મ તરલ છે. તેથી તે સંકોચ વિકાસ પામે છે. ચૈતન્યનો પ્રથમ આભાસ જે અંતઃકરણમાં પડે છે, તે ચિદાભાસને જીવ કહે છે. અંતઃકરણની

---

तत्राभिव्यज्यते। तस्य चाभिव्यक्तस्य, चैतन्यस्य एकत्वेऽप्यभिव्यंजकान्तःकरणभागभेदात् त्रिधाव्यपदेशोभवति। कर्तृभागावच्छिन्नचिदंशः प्रमाता। क्रियाभागावच्छिन्नचिदंशः प्रमाणम्। विषयगतोऽभिव्यक्तियोग्यत्वभागावच्छिन्नचिदंशः प्रमितिरिति। प्रमेयन्तु विषयगतब्रह्मचैतन्यमेव। तदेव च ज्ञातं सत् फलम्॥

સાથે સંકળાઈને તે અંતઃકરણરૂપ બની જાય છે. અંતઃકરણરૂપ બનેલ તે ચિદાભાસ-જીવ પ્રમાતા કહેવાય છે. અંતઃકરણની ઉપાધિવાળો સાક્ષી અંતર્યામી સર્વજ્ઞ પરમાત્મા તેથી જુદો છે, જેનો અનુભવ ગાઢ નિદ્રામાં કે સમાધિમાં થાય છે. અંતઃકરણમાં પડેલ ચિદાભાસ પ્રમાતા જીવનું ચૈતન્ય લોકવ્યવહારને માટે અંતઃકરણથી દંડનો આકાર કે પાણી જેવો આકાર લઈને આંખ વગેરે ઇંદ્રિયોથી બહાર નીકળે છે, તેમ જ છેક ઘટ વગેરે પદાર્થો સુધી પહોંચી જાય છે; એટલું જ નહિ અંતઃકરણની ક્રિયાવૃત્તિ બનેલ તે પ્રમિતિ પોતે જ વિષયની સાથે સંકલિત થાય છે. આમ ચૈતન્ય પ્રમાતા, પ્રમાણ, પ્રમિતિ અને પ્રમેયરૂપે મર્યાદિત અને સંકલિત થઈને પ્રત્યક્ષ વગેરે વ્યવહારો ચલાવે છે. અહિં એક મહત્વની બાબત એ છે કે ઘટ, પટ વગેરે વિષયો પ્રમેય છે; તે જડ નથી; તે સર્વની અંદર ચૈતન્ય ઓતપ્રોત રહેલું છે, ચૈતન્ય સિવાય બીજી કોઈ બાબત સંભવે તેમ નથી, એટલે બધા પદાર્થો ચૈતન્ય જ છે.

વેદાન્તના પ્રક્રિયા ગ્રંથોમાં પારમાર્થિક સત્તા, વ્યાવહારિક સત્તા અને પ્રાતિભાસિક સત્તા એમ ત્રણ સત્તાઓનો સ્વીકાર કરવામાં આવ્યો છે. વેદાન્તપરિભાષાના અનુમાન પરિચ્છેદમાં જણાવ્યું છે કે, [1] બીજા પક્ષે, ત્રણ પ્રકારનાં સત્ત્વ (સત્તાનાં સ્વરૂપો) છે. બ્રહ્મનું પારમાર્થિક સત્ત્વ, આકાશ વગેરેનું વ્યાવહારિક સત્ત્વ તેમજ શુક્તિ રજત વગેરેનું પ્રાતિભાસિક સત્વ. તેમજ "ઘડો છે" એમ વ્યાવહારિક સત્ત્વના વિષયથી પ્રામાણ્ય છે. આ પક્ષમાં ઘટ વગેરેનો બ્રહ્મમાં નિષેધ છે, તે સ્વરૂપે કરીને નહિ, પરંતુ પારમાર્થિક રીતે, તેથી વિરોધ નથી

---

[1] यद्वा त्रिविधं सत्त्वम्। परमार्थिकसत्त्वं ब्रह्मणः, व्यावहारिकं सत्त्वम आकाशादेः, प्रातिभासिकं सत्त्वं शुक्तिरजतादेः। तथा च घटः सन्निति प्रत्यक्षस्य व्यावहारिकसत्त्वविषयत्वेन प्रामाण्यम्। अस्मिन् पक्षे च घटादेः ब्रह्मणि निषेधो न स्वरूपेण किंतु पारमार्थिकत्वेनैवेति न विरोधः।

[1]પહેલાં પહેલાંના સંસ્કારો પ્રમાણે જીવોના કર્મોથી પ્રયોગમાં આવે છે અને પછી સમસ્ત જગતના આકારે પરિણામ પામે છે. તે રીતે પરિણામ પામેલી વૃત્તિ પોતાની અંદર રહેલ ચિદાભાસદ્વારા ચૈતન્ય રૂપ બની જાય છે, તેથી તેનાં બધાં કાર્યપણ આભાસને લીધે ચૈતન્યને અનુસ્યૂતજ બને છે. જે રીતે જેમ દીવો પોતાના સંબંધમાં આવતા બધા પદાર્થોને પ્રકાશિત કરે છે તેમ ચૈતન્ય પણ પોતાના સંબંધમાં આવતા બધા પદાર્થોને પ્રકાશ આપે છે, તેથી જગતરૂપ બનેલ ચૈતન્ય બીજાં પ્રમાણોની અપેક્ષા વિનાજ સર્વદા સર્વને પ્રકાશ આપનાર બની સર્વજ્ઞ બને છે. એટલે ત્યાં માનમેય વગેરેની વ્યવસ્થા નથી. પરંતુ તે બધી વ્યવસ્થા જીવને અનુસરે છે. તે બુદ્ધિમાં સંકળાએલી હોવાથી મર્યાદિત બને છે. તેથી ચૈતન્યની અભિવ્યક્તિ કરવાનું યોગ્ય અંતઃકરણ વડે જ્યારે જે પદાર્થ સંબધમાં આવે છે, ત્યારે તેની સાથે, સંકળાએલ જીવ તેનોજ અનુભવ કરે છે એટલે સાંકર્યનો પ્રસંગ નહિ આવે.

---

चिदात्मनमावृणाति अंगुलिरिव सूर्यमंडम् । ततः

[1] सा पूर्वपूर्वसंस्कार जीवकर्मयुक्ता सती निखिलजगदाकारेण परिणमते। सा च स्वगतचिदाभासद्वारा चित् तादात्म्यापन्नेति तत्कार्यमपि सर्वमाभासद्वारा चिदनुस्यूतमेव । तथा च चैतन्यस्य दीपवत सम्बद्धसर्वभासकत्वात् जगदुपादानचैतन्यं प्रमाणापेक्षामन्तरेणैव सर्वदा सर्वभासयत् सर्वज्ञं भवति। तेन न तत्र मानमेयादिव्यवस्था किन्तु जीवे। तस्य बुद्ध्यवच्छिन्नत्वेन परिच्छिन्नत्वात्। तेन चिदभिव्यक्तियोग्येन येनान्तःकरणेन यदा यत्सम्बद्धं भवति, तदेव तदा तदवच्छिन्नो जीवोऽनुभवतीति न सांकर्यप्रसंगः ।

[1]અહિં પ્રક્રિયા આ પ્રમાણે છે શરીરની અંદર રહેલ સર્વ શરીરમાં વ્યાપક, સત્ત્વ પ્રધાન હોવાથી સૂક્ષ્મ પાંચ ભૂતોથી બનેલ જે અંતઃકરણ છે, તે અવિદ્યાના વિવર્ત સ્વરૂપે દર્પણ વગેરેની જેમ અત્યંત સ્વચ્છ હોવાને લીધે નેત્ર વગેરે ઇંદ્રિયો દ્વારા બહાર નીકળીને યોગ્ય ઘટ વગેરે વિષયોમાં વ્યાપીને, તે અંતઃકરણ ગાળેલા તાંબાના રસની જેમ તે તે વિષયોના આકારને ધારણ કરે છે. સૂર્ય મંડળના પ્રકાશ વગેરેની જેમ તે અંતઃકરણ જલ્દી સંકોચ અને વિકાસને પ્રાપ્ત થાય છે. તે પોતે અવયવ સહિત છે તેથી રસરૂપે પરિણામ પામીને દેહની અંદર તેમજ ઘટ વગેરેમાં વ્યાપ્ત થઈને દેહ અને ઘટની વચમાં પણ આંખની જેમ સંકળાયેલ બનીને રહે છે. ત્યાં દેહની અંદર અંતકરણનો જે ભાગ અહંકાર રૂપે છે, તે કર્તા કહેવાય છે. દેહ અને વિષય એ બેની વચ્ચે દંડના આકારરૂપે અંતઃકરણનો જે ભાગ વૃત્તિજ્ઞાન તરીકે ઓળખાય છે, તે ક્રિયા કહેવાય છે, તેમજ જે ભાગ વિષયમાં વ્યાપીને રહે છે તે અંતઃકરણ વિષયનાં જ્ઞાન અને કર્મનાં સંપાદક બનીને પ્રગટ થવાને યોગ્ય કહેવાય છે. તે રીતે ત્રણ ભાગવાળું અંતઃકરણ અત્યંત સ્વચ્છ

---

[1]एवमत्र प्रक्रिया। शरीरमध्ये स्थितः सर्वशरीरव्यापकः सत्त्वप्राधान्येन सूक्ष्मपंचभूतारब्धः अन्तःकरणाख्यः अविद्याविवर्तो दर्पणादिवदतिस्वच्छो नेत्रादिद्वारा निर्गत्य योग्यान् घटादीन् विषयान् व्याप्य तत्तदाकारो भवति द्रुतताम्रादिवत्। तस्य च सौरालोकादिवत् झटित्येव संकोचविकासौ उपपद्येते। स च सावयवत्वात् परिणममानो देहाभ्यन्तरे घटादौ च सम्यग् व्याप्य देहघटयोर्मध्येऽपि चक्षुर्वदविच्छिन्नोऽव्यवतिष्ठते। तत्र देहे अन्तःकरणभागोऽहंकराख्यः कर्तेत्युच्यते। देहविषयमध्यवृत्ति दंडायमानस्तद्भागःवृत्तिज्ञानाख्यः क्रियेत्युच्यते। विषयव्यापकस्तद्भागो विषयस्य ज्ञानकर्मत्वसंपादकमभिव्यक्तियोग्यत्वमित्युच्यते। तस्य च त्रिभागस्यान्तःकरणस्यातिस्वच्छत्वात् चैतन्यं

ભગવાન શ્રીશંકરાચાર્ય બ્રહ્મસૂત્રોમાંના ચોથા સૂત્રમાં આત્મજ્ઞાન માટે શાસ્ત્રનું પ્રયોજન બતાવતાં ત્રણ પ્રકારો પર ભાર મૂકયો છે એક તો વિધિતંત્ર છે, જેમાં ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, વગેરેનો સમાવેશ થાય છે, જેના આદેશ પ્રમાણે વર્તવાનું હોય છે, તેજ રીતે બીજી બાબત પુરૂષવ્યાપારતંત્ર છે, જેમાં સ્નાન, સંસ્કાર, સભ્યતા વગેરેના નિયમો પુરૂષની સ્વેચ્છા પર અવલંબે છે, અને ત્રીજી બાબત વસ્તુતંત્ર છે, જેમા વાસ્તવિક વિષયનું યથાર્થ પ્રત્યક્ષ જ્ઞાન રહેતું છે, જેમકે પ્રસિદ્ધ અગ્નિ પદાર્થમાં અગ્નિની બુદ્ધિ થવી. એજ રીતે સર્વ પ્રમાણોના વિષયવાળા પદાર્થોમાં વાસ્તવિક બુદ્ધિ થાય છે એમાં સ્વેચ્છાચાર કે સ્વચ્છંદ વૃત્તિ કામમાં આવતી નથી, તેજ રીતે પરબ્રહ્મનું જ્ઞાન વસ્તુતંત્ર છે, તેમા સ્વેચ્છા કે સ્વચ્છંદ જેવી બાબતો કામમાં આવતી નથી ભગવાન શ્રીશંકરાચાર્ય જણાવે છે કે, પ્રત્યક્ષવગેરે પ્રમાણોના વિષય બનેલ જે વસ્તુઓ છે, તેનું જેમ જ્ઞાન થાય છે, તેજ [1]રીતે બ્રહ્મવિદ્યા વસ્તુ તંત્ર છે, એટલે તે પુરૂષ વ્યાપારને આધીન નથી એટલે એ પ્રકારના બ્રહ્મ અને તેના જ્ઞાનનો યુક્તિથી કાર્યમાં પ્રવેશ નહિ કલ્પાય તેજ ઠેકાણે વિશેષ સ્પષ્ટતા કરતાં, શ્રી શંકરાચાર્ય જણાવે છે કે, [2]"ધ્યાન કે ચિંતન જો કે માનસિકક્રિયા છે, તો પણ પુરુષથી કરવું,

---

[1]अतो न पुरुषव्यापारतन्त्रा ब्रह्मविद्या। किं तर्हि; प्रत्यक्षादिप्रमाणविषयवस्तुज्ञानवद् वस्तुतन्त्रैव। एवं भूतस्य ब्रह्मणस्तज्ज्ञानस्य च न कथाचिद् युक्त्या शक्यः कार्यानुप्रवेशः कल्पयितुम्॥

[2] ध्यानं चिन्तनं यद्यपि मानसं, तथापि पुरुषेण कर्तुमकर्तुमन्यथा वा कर्तुं शक्यम्, पुरुषतन्त्रत्वात्। ज्ञानं तु प्रमाणजन्यम्। प्रमाणं च यथाभूतवस्तुविषयम्। अतो ज्ञानं कर्तुमकर्तुमन्यथा वा कर्तुं न शक्यम्। केवलं वस्तुतन्त्रमेव तत्, न चोदनातन्त्रं, नापि पुरुषतन्त्रम्।...तत्रैव सति यथाभूतब्रह्मात्मविषयमपि ज्ञानं न चोदनातन्त्रम्।

નાકરવું કે ઉલટી રીતે કરવું" એમ થઇ શકે છે, કારણ કે તે પુરુષ-તંત્ર છે. જ્ઞાન તો પ્રમાણુથી જન્ય છે અને પ્રમાણ એટલે જેવી રીતે વસ્તુ હોય તેવી રીતે તે વસ્તુનો વિષય હોય; એટલે જ્ઞાનને માટે 'કરવું, ન કરવું કે ઉલટી રીતે કરવું' એવું કાંઇ શક્ય નથી, કારણકે તે કેવળ વસ્તુતંત્રજ છે, ચોદના (વિધિ) તત્ર નથી તેમજ પુરુષતંત્ર પણ નથી. એ રીતે હોવાને લીધે જેવી રીતે હોય તેવી રીતના બ્રહ્મ અને આત્માના વિષયનું જ્ઞાન પણ વિધિ તંત્ર નથી.

વેદાન્તનો સિદ્ધાન્ત આમ કેવળ કલ્પના, ભાવના કે પ્રમેયોનો વિષય બની નથી રહેતો; પરંતુ જીવનમાં જેને અત્યત આવશ્યક એવી વાસ્તવિક ભૂમિકા કહેવામાં આવે છે, તેનો સ્પર્શ કરનાર વેદાન્ત છે. જીવનમાં એ રીતે વજૂદ આપી શકાય એવા વાસ્તવિક પદાર્થો અને પ્રમાણોનો જે રીતે ભારતીય વેદાન્તે વિચાર કરેલો છે તે રીતે પાશ્ચાત્ય વેદાન્તે વાસ્તવિક જીવનનો તલસ્પર્શ કર્યો નથી.[1] પશ્ચિમમાં ફિલસુફી ફક્ત બુદ્ધિના પૃથક્કરણનો, બુદ્ધિનોજ કોરો વિષય ગણાય છે. સમન્વય કરવા માટે અને વર્ગીકરણથી પદ્ધતિબદ્ધ કરવા માટેની જે એક બુદ્ધિની લાગણી ઉભી થાય; તેના આધારે જે કાંઇ

---

[1] Philosophy in the west is mainly an intellectual synthesis, purely a thing of intellect. Being dominated by purely speculative or theoritical considerations out of a passion for unification and systematization, it affords wonderful insight into the workings of nature, but lacks the power for guidance in one journey through this vally of the shadow of death."

by D. V. Gokhale.

કલ્પનાના બળે કે પ્રમેયો નિશ્ચિત કરવાના બળે જે જે માન્યતાઓ ઉભી કરવામાં આવી હોય, તેના આધારે તે ફિલસુફી દોરવાય છે. કુદરતનાં કાર્યોની અંદર પ્રવેશીને તે ફિલસુફી આશ્ચર્યજનક આંતરદૃષ્ટિ કેળવે છે પરંતુ મૃત્યુની છાયારૂપ બનેલી ખીણમાં થઈને આપણી જીવનયાત્રાના પ્રવાસમાં માર્ગદર્શન આપવાની શક્તિ તે ગુમાવે છે.”

આજે એવું બન્યું છે કે, આપણી નજર પશ્ચિમ ભણી છે. પશ્ચિમે ભૌતિકવાદના મહિમા ગાયો, તો આપણે પણ ભૌતિકવાદ તરફ દોટ મૂકી. પશ્ચિમના વિચારકો જીવનનાં મૂલ્યાંકનો પારખી શક્યા નહિં, ધર્મ, નીતિ અને સમાજની દૃષ્ટિથી રાષ્ટ્ર જીવનને કેળવી શક્યા નહિં; પરંતુ તેમને ત્યાં થએલી પોપલીલાઓ, ભ્રષ્ટાચારોની પરંપરાઓ વગેરેથી તેમને તેમના સંપ્રદાયો (Religion) અને અનુયાર્યો તરફ અણગમા કે તિરસ્કાર જાગ્યા અને તે બાબતના મોટા મોટા ગ્રંથો લખાયા; તે ગ્રંથો વાંચીને આપણા જુવાનો પણ અંધ અનુકરણ કરીને આપણા વેદાન્ત શાસ્ત્ર અને ધર્મ, નીતિ, સદાચારથી ઉન્નત બનેલ જીવન શાસ્ત્ર પ્રતિ કેવળ તિરસ્કાર બતાવવા લાગી ગયા છે. આજના યુવાનોએ થોડીક ધીરજ અને શ્રદ્ધા કેળવીને આપણાં મૂલ શાસ્ત્રો અને વેદાન્તગ્રંથોનો અભ્યાસ કરવા જેવો છે. એક માત્ર બુદ્ધિના પ્રભાવથી અન્ય સર્વ વિચારકોને પોતાની સાથે એકમત કરવાની અલૌકિક પ્રતિભા જેમણે પ્રાપ્ત કરી હતી તે ભગવાન શ્રી શંકરાચાર્યની વિચાર પ્રણાલિકાનું આ ઠેકાણે ફક્ત સૂચનજ આવે છે, તેમના મૂલગ્રંથો તો સ્વતંત્ર અભ્યાસ માગી લે છે.



# ભગવાનશ્રી શંકરાચાર્યનો અમૂલ્ય ઉપદેશ.

---

स्वाराज्य साम्राज्य विभूतिरेषा
'भवत्कृपाश्रीमहितप्रसादात् ।
प्राप्ता मया श्री गुरवे महात्मने
नमो नमस्तेऽस्तु पुनर्नमोऽस्तु ॥

—વિવેક ચૂડામણિ.

આપશ્રીની કૃપાથી મારી પર જે પ્રસન્નતા વધી ગઇ છે, તે આપના કૃપા–પ્રસાદથી મને તો સ્વરાજ્ય અને સામ્રાજ્યની વિભૂતિ રૂપે આ આત્મલાભ થયો છે, માટે શ્રીગુરુદેવ મહાત્મા પુરુષનાં ચરણોમાં મારાં વારંવાર વંદન હો, વંદન હો.

विमथ्य वेदोदधितः समुद्धृतं
'सुरैर्महाब्धेस्तु यथा महात्मभिः ।
तथामृतं ज्ञानमिदं हि यैः पुरा
नमो गुरुभ्यः परमीक्षितं च यैः ॥

—પ્રપ્રબંધ

જેમ પહેલાં સર્વ દેવોએ વિષ્ણુ ભગવાનની સાથે રહીને સમુદ્રનું મંથન કરીને અમૃત મેળવેલું હતું; એજ રીતે જે મહાત્મા ગુરુવર્યે વેદો–અને–શ્રુતિઓનાં વચનોરૂપી મહાસાગરમાંથી મંથન કરીને પછી આ વેદાન્ત સિદ્ધાન્તરૂપી ઉત્તમ અમૃત જ્ઞાનની પ્રાપ્તિ કરી અને તે આત્મજ્ઞાનનાં તેમણે દર્શન કરાવ્યાં, તે ગુરુજનોને પ્રણામ હો !

अतो विमुक्त्यै प्रयतेत विद्वान्
संन्यस्तबाह्यार्थसुखस्पृहः सन् ।
सन्तं महान्तं समुपेत्य देशिकं
तेनोपदिष्टार्थसमाहितात्मा ।

—વિવેક ચૂડામણિ

એટલા માટે ડાહ્યા માણસે સંસારની અનિત્યતાને જાણીને મોક્ષ મેળવવા માટે પ્રયત્ન કરવો જોઈએ. મુમુક્ષુ જીવે બહારના વિષયો અને તેથી મળતા સુખોની સ્પૃહા છોડી દઈને પછી સંન્યાસી—પરિવ્રાજક બનીને મહાન સંત એવા ગુરુવર્યની શરણે જવું અને તેમના આપેલા અમૂલ્ય ઉપદેશથી પોતાની અંદર રહેલા સર્વ સંશયોના સમાધાન શોધીને શાંત આત્મરૂપ બનવું.

× × × ×

[ ભગવાન શ્રી શંકરાચાર્યે ગીતા, ઉપનિષદો અને બ્રહ્મસૂત્રો પર ભાષ્યો રચીને વેદાન્ત સિદ્ધાન્તનું સુંદર નિરૂપણ કરેલું છે તે ઉપરાંત કેટલાક પ્રકરણ ગ્રંથો લખીને શ્રી શંકરાચાર્યે સરલ કોમળ મતિના જીવોના કલ્યાણ માટે રાજમાર્ગનું દર્શન કરાવ્યું છે.

આમાં કેટલાક ગ્રંથો પર બીજા અનેક વિદ્વાનોનાં ભાષ્યો અને ટીકાટિપ્પણો પણ થએલાં છે. (વેદાન્ત વિષે પ્રવર્તતા અનેક ભ્રમો દૂર થાય તેમજ વેદાન્તના સિદ્ધાન્તો સરળતાથી સમજાય એ ઉદ્દેશથી ભગવાન શ્રી શંકરાચાર્યે આ પ્રકારના નાના નાના ગ્રંથો લખ્યા છે. એમાં 'ઉપદેશ સાહસ્રી' ગ્રંથ ગદ્ય અને પદ્યમાં બંને રીતે લખાયો છે, તેમાંના ગદ્ય ગ્રંથનાં ત્રણ પ્રકરણોમાં હસ્તામલક (હાથમાં રહેલાં આંબળા)ની જેમ વેદાન્તની બધી બાબતો આવી જાય છે. એ હેતુથી તે લઘુગ્રંથને 'ભગવાન શંકરાચાર્યનો ઉપદેશ' એ રીતે આ પ્રકરણમાં આપવાનો વિચાર છે. ])

## (પહેલું પ્રકરણ– શિષ્યને ઉપદેશ)

"હવે મોક્ષનું સાધન શું છે અને તેનો ઉપદેશ શી રીતે અપાય, એની વ્યાખ્યા કરવામાં મોક્ષની ભાવના કરનારા, શ્રદ્ધાલુ અને પુરુષાર્થી સાધકજનોને વિશેષ લાભ થાય એ હેતુનો અહિં વિચાર કરવામાં આવે છે.

'જ્ઞાન એ મોક્ષનુ સાધન છે અને બીજાં લૌકિક કે વૈદિક સાધનોથી કાંઇ લાભ નથી, એ પ્રકારે જેને વૈરાગ્ય થયો હોય; જેણે પુત્ર, ધન, અને લોકની કામનાઓ ત્યજી દીધી હોય, જે પરમહંસ પરિવ્રાજક બનવાની ભાવના રાખતો હોય, જેની પાસે શમ, દમ, દયા વગેરે સાત્વિક ગુણો હોય, શાસ્ત્રમાં જણાવેલા પ્રસિદ્ધ ગુણો પ્રમાણે

શિષ્ય બનવાના ગુણો ધરાવતો હોય, પવિત્ર હોય, બ્રહ્મમાં નિષ્ઠા રાખનારો-બ્રાહ્મણ હોય અને વિધિ પ્રમાણે ગુરુદેવ પાસે શરણે આવેલ હોય; તે શિષ્યની જાતિ, કર્મ, વર્તન, વિદ્યા કુલ વગેરેનાં લક્ષણોથી પરીક્ષા લીધા પછી, તેને જ્યાં સુધી દઢતા ન જાગે ત્યાં સુધી વારંવાર ઉપદેશ આપીને આત્માના જ્ઞાનનું ગ્રહણ કરાવવું.

શ્રુતિ એજ બાબત જણાવે છે કે, '[1] કર્મના સંચયની પ્રાપ્ત થતા લોકોની પરીક્ષા લીધા પછી બ્રહ્મનિષ્ઠ પુરુષ નિર્વેદ ભાવ (વૈરાગ્ય) પ્રાપ્ત કરે' તેમજ 'જેથી [2]અક્ષર અવિનાશી અને સત્ય એવા પુરુષને જાણે; તેવી તે બ્રહ્મવિદ્યાને તાત્ત્વિક રીતે જાણવી.' તેમજ જો બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ દઢતાથી કરવામાં આવી હોય; તો આત્માનું કલ્યાણ થાય અને શિષ્યપરંપરા દ્વારા તેનું રક્ષણ થાય. જેમ નદીને તરવા માટે નાવ ઉપયોગી છે તેમ વિદ્યાની પરંપરા સર્વપ્રાણીજનોનું કલ્યાણ કરે છે; એટલા માટે શાસ્ત્રમાં તેનો મહિમા ગાયો છે કે, 'જો [3]કોઈ સમુદ્રથી વીંટેલી અને ધનથી ભરેલી પૃથ્વી આપે; તેથી પણ વિશેષ આ બ્રહ્મવિદ્યા છે.'' [4] આ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આચાર્ય જરૂરી છે. બીજાથી તેની પ્રાપ્તિ થતી નથી, માટે જ શ્રુતિએ જણાવ્યું છે કે, 'જેને [5] આચાર્ય મળેલા છે, એવો સાધકજન આત્મજ્ઞાન મેળવે છે. આચાર્ય પાસેથી જ મેળવેલી વિદ્યા સમજાય છે'. 'આચાર્ય જ જ્ઞાનરૂપી નૌકાના કર્ણધાર છે [6] અહિં આવી રીતે પ્રાપ્ત થએલ

---

[1] परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायात् ।

[2] येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥

[3] यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यात् एतदेव ततो भूयः ॥

[4] आचार्यवान् पुरुषो वेद [5] आचार्याद्धैव विद्या विदिता।

[6] आचार्यः प्लावयिता।

જ્ઞાનને નૌકા કહેલ છે; એ રીતનાં શ્રુતિનાં વચનો તેમ જ સ્મૃતિનાં વચનો છે કે, "તત્ત્વદર્શી[1] જ્ઞાનીજનો તને તે જ્ઞાનનો ઉપદેશ આપશે."

ગુરુજને પોતાના પાસે આવેલ શિષ્ય આત્મજ્ઞાનને ગ્રહણ કરી શકે છે કે નહિં, તેનો આકૃતિ, હાવ ભાવ વગેરેની પરીક્ષાથી વિચાર કરવો. જ્ઞાન ગ્રહણ નહિં થવાના હેતુઓ આટલા છે :– અધર્મ, લોકની આસક્તિ અને પ્રમાદ; તેનો નિરાસ કરવા માટે નિત્ય અને અનિત્ય બાબતમાં વિવેક જગાડીને પહેલાં સાંભળેલ આત્મજ્ઞાનની દૃઢતા પ્રાપ્ત કરાવવી તેમજ લોક વ્યવહારથી કોઇપણ પ્રકારનો લાભ થવાનો નથી, એમ વૈરાગ્ય જગાડીને જાતિ, કુલ વગેરેનાં અભિમાન હરી લેવાં. તે ઉપરાંત શ્રુતિ અને સ્મૃતિમાં જણાવેલ અક્રોધ વગેરે યમ અને અહિંસા વગેરે નિયમોનાં પાલન એવી રીતે કરવાં કે જેથી આત્મજ્ઞાનમાં કોઇ-પણ પ્રકારનો વિરોધ ન આવે તેમજ આત્મજ્ઞાનમાં વિઘ્ન નાખનારા દુર્ગુણો દૂર થાય.

તે ઉપરાંત ગીતામાં જણાવેલ 'અમાનિતા, અદંભીપણું' વગેરે ગુણો જ્ઞાનના ઉપાય તરીકે છે; એટલે તે ગુણોનો સારી રીતે સ્વીકાર કરાવવો જોઇએ.

જે આચાર્ય છે, તે પોતે પણ આત્મજ્ઞાનની સંપત્તિથી યુક્ત હોય; ઉહાપોહ (તર્કવિતર્કની શક્તિ). ગ્રહણ, ધારણ, શમ, દમ, દયા, કૃપા વગેરે આચાર્યની સંપત્તિ છે; તે ઉપરાંત આચાર્ય શાસ્ત્રજ્ઞાનથી યુક્ત હોય, દૃષ્ટ અને અદૃષ્ટ ભોગોમાં આસક્તિ ધરાવતા ન હોય, કર્મનાં સર્વ પ્રકારનાં સાધનો છોડી દીધાં હોય, બ્રહ્મજ્ઞાની હોય, બ્રહ્મમાં નિષ્ઠા રાખતા હોય, વર્તનમાં કોઇ પ્રકારનો ભેદ ન હોય, તેમજ જે દંભ, દર્પ, કપટ, શઠતા, માયા, માત્સર્ય, જૂઠ, અહંકાર, મમતા વગેરે

[1] उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः।

દોષો ગણાય છે, તેથી મુક્ત હોય, બીજાઓનાં કલ્યાણ શી રીતે થાય; એજ એક પ્રયોજનનો વિચાર કરીને વિદ્યાના ઉપયોગનો લાભ જોતા હોય, એવા આચાર્ય સૌથી પહેલાં શિષ્યને આ પ્રકારનો ઉપદેશ આપે કે, [1] 'હે સૌમ્ય! પહેલાં આ એક સત્ જ હતું' અને તે એક અને અદ્વિતીય'. [2] 'જ્યાં બીજું જોતો નથી' [3] 'આત્મા એજ એક બધારૂપે છે.' [4] આત્મા એજ એક પહેલાં હતો' [5] આ બધું ખરે! બ્રહ્મરૂપ છે.' આ બધાં શ્રુતિનાં વાક્યો આત્માની એકતાને બતાવનારાં છે.

ગુરુજને એ રીતે શિષ્યને ઉપદેશ આપીને પછી તેને બ્રહ્મનાં લક્ષણ બતાવવાં. જેમ કે, [6] 'જે આત્મા છે, તે પાપથી રહિત છે', જે સાક્ષાત્ અપરોક્ષ (પ્રત્યક્ષ) રૂપ બ્રહ્મ છે,' 'જે ભૂખ અને તરસને ઓળંગી જાય છે' 'આ પ્રકારે નહિ', આ પ્રકારે નહિ'; જે પોતે સ્થૂલ નથી તેમજ અણુ નથી.' 'તે આ જે નેતિ' 'જે પોતે અદૃષ્ટ હોઈ દ્રષ્ટા છે'. 'જે વિજ્ઞાન અને આનંદ છે' 'જે સત્ય, જ્ઞાન અને અનંત છે' 'જે પોતે અદૃશ્ય અનાત્મામાં છે' 'તે આ મહાન અજ આત્મા છે' 'અપ્રાણ અને-અમનરૂપે છે' 'તે આ બહાર અને અંદર અજ છે'

---

[1] सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्। [2] यत्र नान्यत् पश्यति। [3] आत्मैवेदं सर्वम्। [4] आत्मा वा इदमेक एवाग्र आसीत्। [5] सर्वं खल्विदं ब्रह्म।

[6] य आत्माऽपहत पाप्मा। यत् साक्षादपरोक्षाद् ब्रह्म। योऽशनायापिपासे। नेति नेति। अस्थूलमनणु। स एष नेति। अदृष्टं दृष्टृ। विज्ञानमानन्दम्। सत्यं ज्ञानमनन्तम्। अदृश्येऽनात्म्ये। स वा एष महानज आत्मा। अप्राणो ह्यमनाः। स वाह्याभ्यन्तरो ह्यजः। विज्ञान घन एव। अनन्तरमवाह्यम्। अन्यदेव तद विदितादथो अविदितात्। आकाशो वै नाम॥

'તે વિજ્ઞાનઘન જ છે' 'તે અંદર નહિ અને બાહ્ય નહિ' 'જે વિજ્ઞાનથી જુદું જ છે અને વળી અવિજ્ઞાનથી જુદું છે' 'આકાશ ખરે નામ છે' વગેરે શ્રુતિના વાક્યો છે

તેજ રીતે સ્મૃતિનાં વાક્યો છે જેમકે, [1] 'તે જન્મતો નથી અથવા મરતો નથી' 'તે કોઈનુંય પાપ લેતો નથી' 'જેવી રીતે આકાશ રહે છે તેવી રીતે તે નિત્ય છે.' 'ક્ષેત્રજ્ઞ પણ મને જાણો' તે પોતે સત્ કે અસત્ કહેવાતો નથી' 'તે અનાદિ હોવાને લીધે કે પછી નિર્ગુણ હોવાને લીધે' 'તે સર્વ પ્રાણીઓમા સમાનરૂપે છે' તે પોતે ઉત્તમ પુરુષ છે.'

એ પ્રકારે સ્મૃતિના જે લક્ષણો છે, તે શ્રુતિમા જણાવેલ લક્ષણોથી વિરુદ્ધ નથી, 'પરમાત્મા પોતે સંસારી નથી' એ બાબતને બતાવનારાં છે તેમજ તે આત્મા બધાની સાથે એક અનન્ય ભાવે રહેલ છે, એ બાબતનું પ્રતિપાદન કરનારા છે

આમ ગુરુજીને શ્રુતિ અને સ્મૃતિના વચનોનો આધાર લઈને શિષ્યને પરમાત્માનું લક્ષણ બતાવવું અને પછી તેને સંસાર રૂપી સાગરમાંથી તારી લેવાની ઇચ્છાથી ગુરુજીને પ્રશ્ન પૂછવો કે 'ભાઈ ! તું પોતે કોણ છે?'

તે શિષ્ય જો એમ કહે કે, 'હું બ્રાહ્મણનો પુત્ર છું', અમુક વંશનો છું, હું બ્રહ્મચારી અથવા ગૃહસ્થ હતો અને અત્યારે જન્મ અને

---

[1] न जायते म्रियते वा। नादत्ते कस्यचित् पापम्। यथाकाश स्थितो नित्यम्। क्षेत्रज्ञं चापि मां विद्धि। नसत् तन्नासदुच्यते। अनादित्वात् निर्गुणत्वात्। समं सर्वेषु भूतेषु। उत्तमः पुरुषः।

મૃત્યુરૂપી મોટા મગરવાળા સંસાર-સાગરમાંથી તરી જવાની ઇચ્છાવાળો બની પરમહંસ પરિવ્રાજક થયો છું."

તેને આચાર્યે જણાવવું કે, 'ભાઇ, તારું અહિંજ મરણ થતાં, તારું શરીર ગીધડાં વગેરે પક્ષીઓથી ખવાઇ જશે કે પછી માટીની અંદર મળી જશે; તો પછી સંસારમાંથી ઉગરવાની ઇચ્છા શી રીતે કરે છે? જો નદીનો સામો બાજુનો કીનારો બળીને ભસ્મીભૂત થઇ થઈ જાય; તો પછી નદીના પારે શી રીતે તરી જશે!'

તે શિષ્ય જો એમ ઉત્તર આપે કે, 'હું શરીરથી જુદો છું. શરીર તો જન્મે છે, મરણ પામે છે, પક્ષીઓથી ખવાય છે, શસ્ત્ર, અગ્નિ વગેરેથી નાશ પામે છે તેમજ રોગ વગેરેના કામમાં આવી જાય છે. હવે જેમ પક્ષી માળામાં દાખલ થઇને રહે તેમ હું મારાં પોતાનાં કરેલા ધર્મ અને અધર્મને વશ થઇને એક શરીરમાં પ્રવેશ કરું છું અને જેમ માળો બળી જતાં પક્ષી બીજા માળામાં ચાલ્યું જાય છે, તેમજ હું એક શરીરનો નાશ થતાં ધર્મ અને અધર્મને વશ થઇને બીજા શરીરમાં ચાલ્યો જાઉં છું. એજ રીતે હું અનાદિ સંસારમાં દેવ, માનવ, પક્ષી, નરક વગેરે સ્થાનોમાં મારાં પોતાનાં કરેલાં કર્મોને વશ થઇને મળેલાં જુનાં જુનાં શરીરોને છોડીને બીજાં નવાં નવાં શરીર એક પછી એક ગ્રહણ કરતાં જેમ રેંટની ઘટમાળ ચાલે તેમ આ જન્મમરણના ઘડાએલાં ચક્રમાં મારાં કર્મોથી ભ્રમણ કરતો કરતો ક્રમસર આ શરીરમાં આવ્યો છું; આ રીતે હું આ સંસાર ચક્રના ભ્રમણથી થાકીને નિર્વેદ પામ્યો છું; એટલે આ સંસારચક્રના ભ્રમણમાંથી શાંતિ મેળવવા માટે; હું આપ ભગવાનની પાસે આવી પહોંચ્યો છું. એટલે પછી હું નિત્યસ્વરૂપજ છું અને શરીરથી અલગ રહેનારો છું. આ શરીરો તો જેમ પુરુષ કપડાં બદલે તેમ આવનારાં અને જનારાં એવાં વારાફરતી બદલાય તેવાં છે."

તેને આચાર્ય જણાવે કે, 'ભાઇ! તેં બરાબર કહેલું છે. તું સારી રીતે જોઇ શકે છે; પરંતુ તેં આમ ખોટી વાત કેમ કહી કે; 'હું બ્રાહ્મણનો પુત્ર અને અમુક વંશમાં જન્મેલો બ્રહ્મચારી કે ગૃહસ્થ હતો અને હવે પરમહંસ પરિવ્રાજક બનું છું'.

'ભગવન ! મેં આ બાબત કહી તે શી રીતે ખોટી છે' એમ જો શિષ્ય પૂછે, તો તેનો ઉત્તર આચાર્યે એ રીતે આપવો કે; 'હે શિષ્ય ! જે શરીર જાતિ, વંશ અને સંસ્કારને લીધે જુદું પડેલું હોય છે, તેનો તેં 'હું' એ રીતે આત્માપર આરોપ કર્યો કે જે આત્મા જાતિ, વંશ વગેરેથી રહિત છે અને એ આરોપને લીધે તેં જે બાબત જણાવી કે. 'હું બ્રાહ્મણનો પુત્ર છું અને અમુક વંશનો છું.' તે શિષ્ય જો એમ પ્રશ્ન કરે કે, 'ભગવન! શરીર જાતિ, વશ અને સંસ્કારને લીધે જુદું હોય છે અને 'હું' એવો આત્મા જાતિ, વંશ અને સંસ્કારોથી રહિત છે, એ શી રીતે સમજાય? ત્યારે આચાર્યે ઉત્તર આપવો કે, 'ભાઈ! સાંભળ. જે રીતે આ શરીર તારાથી જુદું પડે છે અને તે જાતિ, કુલ, સંસ્કાર વગેરેથી જુદું છે તેમજ તું પોતે જાતિ, વશ, સંસ્કાર વગેરેથી રહિત છે' એમ જણાવીને શિષ્યને એક વાત યાદ કરાવવી કે 'ભાઇ! તું એક બાબતને ફરીથી યાદ કરી જો. મેં તને એ બાબત પહેલાં સંભળાવી હતી કે' જે પરમાત્મા સર્વના આત્મસ્વરૂપ છે; તેનાં લક્ષણો 'હે સૌમ્ય! પહેલાં તે સત્ય સ્વરૂપજ હતું' એ રીતનાં શ્રુતિ અને સ્મૃતિનાં વાક્યોથી જણાવ્યાં હતા' અને પછી પરમાત્માનાં લક્ષણો જેણે જાણ્યાં છે; એવા શિષ્યને વિશેષ બાબત યાદ કરાવવા, આચાર્યે જણાવવું કે, [1] 'જે આ આકાશના નામે નામ અને રૂપમાં એક અર્થરૂપ બનેલો છે; તે છતાં જે શરીર રહિત છે, જે સ્થૂલ વગેરે

---

[1] आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा ॥
(છાંદોગ્ય)

રક્ષણોથી રહિત છે, જેને પાપ વગેરે લક્ષણો લાગૂ પડતાં નથી અને જે સંસારના બધા પ્રકારના ધર્મોથી સુવાસિત નથી તેને શ્રુતિના આધારે લક્ષણો આપેલ છે; જેમકે, [1] 'જે સાક્ષાત્ અને પ્રત્યક્ષ સ્વરૂપ બ્રહ્મ છે,' 'જે આત્મા સર્વની અંદર છે,' 'જે અદષ્ટ હોવા છતાં દ્રષ્ટા. અશ્રુત હોવા છતા શ્રોતા, અમત હોવા છતા મનનકર્તા, અજાણ્યો હોવા છતા વિજ્ઞાતા, નિત્ય વિજ્ઞાન સ્વરૂપ, અંદર રહેલો નહિં તેમજ બહાર પણ રહેલો નહિં એવો, વિજ્ઞાનઘન રૂપે છે,' તેજ આત્મા આકાશની જેમ પરિપૂર્ણ છે, અનંત શક્તિને ધારણ કરે છે, સર્વનો આત્મા છે, ભૂખ તરસ વગેરેથી રહિત છે, જેને આવિર્ભાવ અને તિરોભાવ નથી પોતાના આત્માથી વિલક્ષણ એવાં અર્થાત્ જડરૂપ હોવા છતાં આત્માની અંદર રહેલા એવાં જે અવ્યાકૃત નામ અને રૂપ તાત્ત્વિક આત્મ સ્વરૂપથી જુદા છે. અને જગતના બીજરૂપે રહેલાં છે અને છતા જેના સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન પોતાના આત્માથી જાણી લેવાય તેવું છે એટલા માટે તે બંને નામરૂપ સાચા કે ખોટાં નથી, માટે અનિર્વચનીય છે અને તેના સદ્‌ભાવ સ્વરૂપનું પૃથક્કરણ કરનાર અને તેને પ્રગટ કરનાર જે એકમાત્ર આત્મા છે, તેને તું જાણ.

તે નામ અને રૂપ બને અવ્યાકૃત–અપ્રગટ રૂપે હોવા છતાં જ્યારે પ્રગટરૂપે દેખાવા લાગે છે ત્યારે તે બંને સૌથી પ્રથમ 'આકાશ' એ નામની આકૃતિરૂપે પ્રગટ થાય છે. તે આકાશના નામે જે સૌથી પ્રથમ મહાભૂત પ્રગટ થયું છે; તે પરમાત્માથી થએલ છે દા. ત. જેમ જલ પોતે પ્રસન્ન (નિર્મલ) હોય, છતા પણ તેમાંથી મળના રૂપે ફીણ પ્રગટ થતું હોય છે એમા જે ફીણ છે, તે જલનુ રૂપ નથી તે છતા

[1] यत् साक्षादपरोक्षाद् ब्रह्म । य आत्मा सर्वान्तरः । अदृष्टो द्रष्टा, अश्रुतः श्रोता, अमतो मन्ता, अविज्ञातो विज्ञाता, नित्य विज्ञानस्वरूपः अनन्तरः अबाह्यः विज्ञानघन एव परिपूर्णः आकाशवत् ॥

તે જલથી અત્યંત જુદું પડનારૂં બીજું સ્વરૂપ પણ નથી કારણ કે જ્યાં જલ ન હોય ત્યાં તે ફીણ દેખાવાનું નથી અર્થાત્ ફીણનું દર્શન જલની સાથે સાથેજ થાય છે; એમાં જલ પોતે સ્વચ્છ છે અને ફીણ કે જે મલનારૂપે છે, તેથી જુદું પડે છે એ રીતે જે પરમાત્મા છે, તે પોતે નામ અને રૂપથી જુદો પદાર્થ છે નામ અને રૂપ એતો ફીણના જેવાં છે અને પોતે અવ્યાકૃત હોવા છતાં ફીણની જેમ આકાશનામની આકૃતિરૂપે પ્રગટ થતાં હોય છે અને તેથી જલની જેમ જુદું પડતું જે આત્મસ્વરૂપ છે, તે તો શુદ્ધ અને પ્રસન્ન છે તેમજ નામ અને રૂપથી વિલક્ષણ છે

ત્યારબાદ વિશેષ સ્થુલભાવે જ્યારે નામ અને રૂપ પ્રગટ થતાં હોય છે ત્યારે તે આકાશરૂપ વાયુના ભાવને પ્રાપ્ત થાય છે, તે વાયુરૂપ અગ્નિના ભાવને પ્રાપ્ત થાય છે, તે અગ્નિનું રૂપ જલના ભાવને પ્રાપ્ત થાય છે, તે જલનું રૂપ પૃથ્વીના ભાવને પ્રાપ્ત થાય છે અને એ રીતે નામ અને રૂપ પહેલાંનાં મહાભૂતો દ્વારા પછીનાં મહાભૂતોમાં પ્રવેશ કરે છે અને એમ આકાશ, વાયુ, તેજ, જલ તેમજ પૃથ્વી એ પાંચ મહાભૂતો ઉત્પન્ન થાય છે, તેમાં જે પૃથ્વી અંતિમ મહાભૂત છે, તેની અંદર પાંચેય મહાભૂતોના ગુણો પ્રવેશ કરીને રહેલા છે. એ રીતે પંચીકરણથી જે પૃથ્વી બનેલી છે; તેમાંથી ચોખા, જવ વગેરે પ્રકારનાં અન્ન ઔષધિઓ પેદા થાય છે. એ અન્ન ખાવામાં આવે ત્યારે સ્ત્રી શરીરમાં લોહિત (રજ) નું રૂપ લે છે અને પુરુષ શરીરમાં શુક્ર (વીર્ય)નું રૂપ લે છે.

ત્યાર બાદ જ્યારે યોગ્ય ઋતુકાલ પ્રાપ્ત થાય ત્યારે અવિદ્યાથી પ્રેરાએલ કામની ખજવાળથી જ્યારે મંથન થાય ત્યારે સાથે સાથે મંત્રના [1] સંસ્કાર અપાતાં જે વીર્ય પ્રગટ થાય તેનુ ગર્ભાશયમા

---

[1] गर्भं धेहि सिनीवालि गर्भं देहि सरस्वति વગેરે ગર્ભાધાનના મંત્રો છે.

સિંચન થાય છે અને પછી સ્ત્રીના યોનિમાં જે રસરૂપે લોહિત રહેલ છે; તેની સાથે મિશ્રણ થયા પછી ગર્ભાશયમાં ગર્ભના રૂપે તે શરીર વધવા લાગે છે અને પછી ધીરે ધીરે વધતાં નવમે કે દશમે માસે જન્મ લેતું હોય છે.

તે શરીર જ્યારે જન્મ લે છે ત્યારે તેને નામ મળે છે અને જાતકર્મ વગેરેથી તે શરીરને મંત્રોના સંસ્કાર આપવામાં આવે છે અને ત્યાર પછી તેને જ્યારે જનોઇના સંસ્કારનો યોગ થાય છે, ત્યારે તેને બ્રહ્મચારીની સંજ્ઞા મળે છે; ત્યાર બાદ તે શરીરને જ્યારે પત્નીના યોગનો સંસ્કાર (લગ્ન દ્વારા) થાય છે; ત્યારે તેને ગૃહસ્થની સંજ્ઞા મળે છે; તેને જ જ્યારે વનપ્રવેશના સંસ્કાર મળે છે ત્યારે તેને તાપસની સંજ્ઞા મળે છે અને તેજ શરીરને જ્યારે ક્રિયાની નિવૃત્તિરૂપે સંસ્કાર આપવામાં આવે છે ત્યારે તેને પરિવ્રાજકની સંજ્ઞા મળે છે.

એ રીતે હે શિષ્ય! તારાથી જુદું જે શરીર છે, તેને જાતિ અને કુલને અનુસરીને જુદા જુદા સંસ્કાર આપવામાં આવે છે.

મન અને ઇંદ્રિયો પણ નામ અને રૂપે પ્રગટ થતાં મહાભૂતોનાંજ સ્વરૂપો છે, માટે શ્રુતિ કહે છે કે, [1] 'અન્નનો વિકાર તે મન છે, જલનો વિકાર તે પ્રાણ છે અને તેજનો વિકાર તે વાણી છે.

અહિં જો શિષ્ય એમ પૂછે કે, 'હું જાતિ, વંશ અને તેના સંસ્કારોથી રહિત છું'; તે શી રીતે'? તો તેને કહેવું કે, 'સાંભળ, જે આ નામ અને રૂપનો પ્રગટ કર્તા હોવા છતાં નામ અને રૂપના ધર્મથી વિલક્ષણ છે, તે જ નામ અને રૂપનો પ્રગટકર્તા બનીને આ શરીરનું સર્જન કરે છે; તો પણ તે પોતે સંસ્કારના ધર્મોથી વર્જિત છે. તે નામે અને રૂપે કરીને આ શરીરમાં પ્રવેશ કરે છે, તો પણ તે બીજાથી

[1] अन्नमयं हि सोम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाक् ॥

દૃખાતો નથી અને પોતે જુએ છે, બીજાથી સાંભળવામાં આવતો નથી, તોપણ પોતે સાંભળે છે; બીજાથી માનવામાં આવતો નથી, છતાં પોતે માને છે; બીજાથી જાણવામાં આવતો નથી છતાં પોતે જાણનારો બને છે, એટલે જ જણાવ્યું છે કે; [1] બધા પ્રકારનાં રૂપવાળાં શરીરોની રચના કરીને પછી ધીર પુરુષ તેમાં પ્રવેશ કરીને નામોની રચના કરીને તેમાં રહે છે". આ બાબતમાં હજારો શ્રુતિઓનાં પ્રમાણો આપી શકાય જેમકે; [2] 'તેનું સર્જન કરીને તેજ રૂપે તેમાં પ્રવેશ કર્યો' જેણે અંદર પ્રવેશ કરેલો છે, તે સર્વજનોના શાસ્તા (શાસક) છે,' 'તે આ પ્રસિદ્ધ પુરુષે અહિં પ્રવેશ કર્યો છે,' 'આ તારો આત્મા છે,' તે આ મર્યાદાને ચીરી નાખીને એના દ્વારા પ્રવેશ કરીને પ્રાપ્ત થાય છે. 'તે સર્વપ્રાણીઓમાં રહેલો ગૂઢ આત્મા છે' 'તે આ મુખ્ય દેવે જેણે વિચાર કર્યો કે "અરે હું - આ ત્રણ દેવોરૂપે થાઉં" વગેરે. સ્મૃતિઓ પણ છે, જેમ કે [3] આત્મા એજ બધા દેવો રૂપે છે." જેની અંદર નવ દરવાજા છે, એવા પુર (શરીર)માં દેહી રહે છે'. 'મને તું ક્ષેત્રજ્ઞ રૂપે જાણ. 'જે સર્વ પ્રાણીઓની અંદર સમાન છે' 'જે પોતે ઉપદ્રષ્ટા અને અનુમંતા છે' 'ઉત્તમ પુરૂષ તો બીજો છે' "શરીરોની અંદર રહેલો પોતે તો શરીર વિનાનો છે' વગેરે.

---

१ सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वा अभिवदन् यदास्ते ॥

२ तत्सृष्ट्वा तदेवानुप्राविशत्। अन्तः प्रविष्टः शास्ता जनानाम्। स एष इह प्रविष्टः। एष त आत्मा। स एतमेव सीमानं विदार्य एतया द्वारा प्रापद्यत। एष सर्वेषु भूतेषु गूढोऽत्मा। सेयं देवता ऐक्षत हन्ताहमिमास्तिस्रो देवताः ॥

३ आत्मैव देवताः सर्वाः। नवद्वारे पुरे देही। क्षेत्रज्ञं चापि मां विद्धि। समः सर्वेषु भूतेषु। उपद्रष्टानुमन्ता च। उत्तमः पुरुषस्त्वन्यः। अशरीरं शरीरेषु।

આ બધાં પ્રમાણોથી એ બાબત સિદ્ધ થાય છે કે, તું પોતે જાતિ અને કુલના અપાતા સંસ્કારોગથી રહિત છું.

હવે તે શિષ્ય એમ પૂછે કે 'હું તો અજ્ઞાની, સુખી, દુઃખી બંધનમાં પડેલો એવો જુદો જ સંસારી છું અને જે દેવ પોતે સંસારી નથી; તે તો મારા કરતા વિલક્ષણ અને જુદો છે અને હું બલિ, પૂજા, ભેટ, નમસ્કાર વગેરે વર્ણ અને આશ્રમનાં કર્મોને અનુસરીને તે દેવની આરાધના કરીને પછી જ આ સંસાર રૂપી સાગરમાંથી તરવા ઈચ્છું છું, તો પછી, તો પછી તેજ સ્વરૂપે હું છું એમ શી રીતે બને? તેને આચાર્ય ઉત્તર આપે કે, 'બાપ! તારું કથન બરાબર નથી; જે એ બાબતોમાં ભેદની પ્રતીતિ થાય છે, તેનો શાસ્ત્રનાં વચનોથી નિષેધ કરવામા આવ્યો છે.' હવે જો શિષ્ય એમ પૂછે કે, 'ભેદની પ્રતીતિનો શી રીતે નિષેધ કરવામાં આવ્યો છે? તો આચાર્યે શ્રુતિનાં વચનોથી જણાવવું કે, [1] 'આ જુદો છે અને હું જુદો છું, તે પોતે જાણતો નથી' તેનો તો બ્રહ્મ પોતે તિરસ્કાર કરે છે, જે પોતાને બ્રહ્મથી જુદો પડેલો એમ જાણે છે' 'જે અહિં ભેદરૂપે નાના (અનેક)ને જુએ છે, તે મૃત્યુના પણ મૃત્યુ (વિનાશ)ને પામે છે' વગેરે. આજ શ્રુતિમા વચનો છે કે જે ભેદની પ્રતીતિથી સંસારની ગતિ થાય છે, તેને બતાવે છે.

'અભેદની પ્રતીતિથી મોક્ષ થાય છે,' એ બાબત બતાવનારાં હજારો શ્રુતિનાં વચનો છે જેમકે [2] 'તે આત્મા, તે સ્વરૂપે તું છે' એમ

---

[1]अन्योऽसावन्योऽहमस्मीति न स वेद । ब्रह्म तं परादाद योऽन्यत्रात्मनो ब्रह्म वेद । मृत्यो. स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥

[2]स आत्मा तत्त्वमसि । आचार्यवान पुरुषो वेद । तस्य तावदेव चिरम् ।

પરમાત્માનો ભાવ કરીને પછી, 'જેણે આચાર્ય મેળવેલા છે, એવો એવો પુરૂષ તે સ્વરૂપને જાણે છે' એમ કહીને 'તેને તો ત્યાં સુધીજ લંબાવવાનું છે' એમ મોક્ષને બતાવનારી શ્રુતિઓ છે. અહિં અભેદના વિજ્ઞાનથીજ ભેદ ટળી જાય છે અને ભેદના જ્ઞાનથી સંસારની ગતિ થાય છે, એ બાબત સત્યની ખાત્રી માટેનું એક દ્રષ્ટાંત આપીને બતાવવામા આવી છે. તે દાખલો એવો છે કે ' અમુક એક ચોરી થઇ હોય, તેની ખાત્રી કરવા માટે થોડા માણસોને બોલાવવામાં આવે અને દરેકના હાથમાં તપાવેલા લોઢાનો ગોળો આપવામાં આવે. હવે જેણે ચોરી કરી ન હોય, તે લોઢાના ગોળાથી દાઝતો નથી; પરંતુ જેણે ચોરી કરી હોય, તે તરતજ લોઢાનો ગોળો પકડતાં દાઝે છે. તે રીતે જેની અભેદ બુદ્ધિ જાગેલી છે, તે સંસારી ભાવથી રહિત.થાય છે અને જેનામાં ભેદની બુદ્ધિ રહેલી હોય છે, તેની સંસારી તરફે ગતિ થાય છે; એમ દાખલા પરથી સિદ્ધાન્ત તારવવામાં આવે છે.

તેજ રીતે શ્રુતિમાં અભેદને બતાવનારૂં એક વાકય છે, જેમા જણાવ્યું છે કે [1]'ત્યાં પછી અહિં વાઘ હોય અથવા બીજો હોય' એથી આરંભીને 'તે સ્વરાટ્ બને છે' ત્યાં સુધીના વાક્યમાં અભેદભાવ બતાવ્યો છે અને પછી 'હવે જે બીજી રીતે જાણે છે કે આથી બીજા રાજાઓરૂપે છે, તે બધા વિનાશી લોકોરૂપે બને છે' એમ જુદી જુદી શાખાનાં વચનો લેવાય છે. એટલે પછી, હે શિષ્ય ! તેં જે વાત કરી હતી કે 'હું બ્રાહ્મણનો પુત્ર છું' અને અમુક કુલનો છું' એટલે સંસારી હોવાથી પરમાત્માથી જુદો છું' તે વાત તારી ખોટી ઠરે છે.

એટલે પછી જે ભેદનું દર્શન છે, તેનો શ્રુતિના વચનોથી નિષેધ કરવામાં આવ્યો છે. હવે જે જે કર્મોની પ્રાપ્તિ બતાવેલી છે; તે બધીમા

---

[1] 'त इह व्याघ्रो वा०' स स्वराट् भवति । अथ येऽन्यथातो विदुरन्ये राजानस्ते क्षय्यलोका भवन्ति ॥

ભેદનો વિષય તો પહેલોજ આવવાનો અને એજ રીતે જે જે જનોઈ વગેરે સંસ્કારો લેવાના બતાવેલા છે, તેમાં પણ સાધન તરીકે કર્મોનોજ ઉપયોગ થવાનો. હવે જો પરમાત્માની સાથે અભેદ ભાવનો લાભ મેળવવો હોય તો પછી કર્મનાં સાધનોનો સંગ્રહ કરવાનો નિષેધ કર્યો છે, એ બાબત ખાસ જાણવી જોઈએ; કારણ કે સર્વ કર્મ અને કર્મના સાધન તરીકે ગણવામાં આવેલ જનોઈ વગેરે જે સંસ્કારો છે; તે તો પરમાત્માની સાથેના અભેદજ્ઞાનના લાભથી વિરૂદ્ધ રીતેજ રહેલા છે. જે સંસારીજન છે, તેઓજ કર્મો કરે છે અને તેનાં સાધનો તરીકે જનોઈ વગેરે સંસ્કારો ગણવામાં આવેલા છે. આ બધા સંસ્કારો પરમાત્માને થતા નથી કારણ કે તે તો અભેદનું દર્શન કરનાર છે અને જ્યાં ભેદનું દર્શન થયું તેની સાથેજ પરમાત્માથી જુદો એવો સંસારીભાવ ઉભો રહેવાનો !

હવે જો 'આ બધાં કર્મો કરવાનાં છે અને તે કર્મોથી નિવૃત્તિ લેવાની રહેતી નથી' એ બાબત શ્રુતિને ગમતી હોય, તો પરમાત્માનો કર્મનાં સાધનોની સાથે સંબંધ નથી તેમજ કર્મને લીધે મળેલાં જાતિ અને આશ્રમની સાથે પણ સંબંધ નથી; પરંતુ તે આત્માની સાથેજ પરમાત્માનો અભેદભાવ રહેલો છે, એ બાબત શ્રુતિ જણાવત નહિ; પરંતુ શ્રુતિ તો 'તે આત્મા, તે તું છે' એ પ્રકારનાં નિશ્ચય બતાવનારાં વાક્યોથી અભેદ બતાવે છે; તેજ રીતે જો શ્રુતિને ભેદ ગમતો હોત, તો તે ભેદની નિંદા કરત નહિ; પરંતુ તે તો સ્પષ્ટ રીતે ભેદની પ્રાપ્તિની નિંદા કરે છે. જેમકે, [1] 'જે બ્રહ્મનિષ્ઠ બનેલો છે, તેનો તો આ નિત્ય મહિમા છે.' તે પુણ્યની સાથે પણ અનુસરતો નથી અને પાપની સાથે પણ અનુસરતો નથી.' અહિં તો ચોર પણ ચોરના ભેદભાવ વિનાનો બની જાય છે' વગેરે.

[1] एष नित्यो महिमा ब्राह्मणस्य । अनन्वागतं पुण्येन अनन्वागतं पापेन । अत्र स्तेनोऽस्तेनः ।

અને એજ રીતે જે કર્મો અને કર્મોના સાધનો તરીકે બતાવવામાં આવેલા જનોઇ વગેરે સરકારોનો પરિણામે ત્યાગ કરવાનો છે, એ બાબત શ્રુતિને રુચતી નહોત અર્થાત્ કર્મો કરવાં, એવી બાબત રુચતી હોત, તો કર્મ અને કર્મ નિમિત્ત પ્રાપ્ત થએલ જાતિ અને આશ્રમ સાથે પરમાત્માનો સંબંધ છે, એ બાબત બતાવવામાં આવી હોત, પરંતુ અહિં તો હકીકત તરીકે 'પરમાત્માના સ્વરૂપને કર્મની સાથે સંબધ નથી તેમજ કર્મના નિમિત્તે જે વર્ણ આશ્રમ વગેરે મળેલ છે, તેની સાથે પણ પરમાત્માના સ્વરૂપને કોઇ સંબંધ નથી' એ બાબત બતાવવામા આવી છે, અર્થાત મોક્ષની ઇચ્છા રાખનાર સાધકજને સાધનોની સાથે રહેલા કર્મોનો ત્યાગ કરવાનો છે કારણકે તેની સાથે પરમાત્માના અભેદનું દર્શન છે, તેનો વિરોધ આવે એમ છે. તેમજ 'આપણો આત્મા તેજ પરમાત્મા છે', એ બાબત શ્રુતિમા બતાવેલા લક્ષણોથી જાણી લેવા જેવી છે.

અહિ જો શિષ્ય એમ પ્રશ્ન કરે કે, 'હે ભગવન! આ દેહને કોઇ છેદ થાય છે, કે તેને બાળવામા આવે છે ત્યારે તો દેખાની રીતેજ દુખ થાય છે, તેજ રીતે ભૂખ, તરસ વગેરેના દુખો પ્રત્યક્ષ છે અને જે આ આત્મા પર છે, તેને કોઇ દુખ નથી, એમ શ્રુતિએ જણાવ્યું છે જેમકે, [1]'આ જે આત્મા છે, તે પાપ રહિત છે રજોગુણ રહિત છે, મૃત્યુરહિત છે, શોકરહિત છે, ભૂખરહિત છે, તરસથી રહિત છે, સર્વ પ્રકારના ગધ અને રસોથી રહિત છે, આ બાબત શ્રુતિઓ અને સ્મૃતિઓમાં જણાવવામા આવી છે, તો પછી જેમ 'અગ્નિને શીતળ છે,' એમ માનવામા ન આવે તેવી રીતે પરમાત્માથી અત્યત જુદો પડતો તેમજ સંસારના અનેક ધર્મોની સાથે જોડાએલો

---

[1] अयमात्माऽपहतपाप्मा विरजो विमृत्युर्विशोको विजिघित्सोऽपिपासः सर्वगन्धरसवर्जित ॥

હવે જો શિષ્ય એમ પૂછે કે, 'રૂપ વગેરે સંસ્કારો કોના આશ્રયે રહેલા છે? તો તેનો ઉત્તર આપવો કે 'કામ વગેરેને આશ્રયે. હવે તે કામ વગેર ક્યાં છે? તો તેનો ઉત્તર આપવો કે 'બુદ્ધિના આશ્રયે', કારણકે શ્રુતિમાં જણાવ્યું છે કે, [૧]કામ, સંકલ્પ, ચિકિત્સા વગેરે' ત્યાંજ રૂપ વગેરે સંસ્કારો પણ રહેલા છે, એમ શ્રુતિ જણાવે છે કે. 'રૂપો શામાં રહેલાં છે, તો કહેવું કે હૃદયમાં. તેમજ 'કામો છે, તે તેના હૃદયમાં રહેલા છે' અને જ્યારે હૃદયના સર્વ શોકોને તે તરી જાય છે 'તે પોતે અસંગ છે' 'તે જ આ છે કે જે પોતે સર્વ પ્રકારનાં બંધન ઓળંગીને પાર થાય છે' 'તે પોતે તો અવિકારી કહેવાય છે' તે અનાદિ અને નિર્ગુણ હોવાને લીધે પર છે'' તેજ રીતે ઇચ્છા, દ્વેષ વગેરે પણ ક્ષેત્ર-શરીર વિષયના જ ધર્મો છે, આત્માના નથી અને જે અશુદ્ધિઓ છે, તે પણ કર્મની છે, આત્માની નથી, એ બાબત શ્રુતિની જેમ સ્મૃતિઓથી પણ બતાવવામાં આવી છે.

એટલે પછી હે શિષ્ય! જે રૂપ વગેરે સંસ્કારોથી પ્રાપ્ત થએલ અશુદ્ધિઓનો સંબંધ પરમાત્માને નથી તે પરમાત્માથી તું જુદો પડનાર-વિલક્ષણ નથી કારણ કે તેમાં પણ પ્રત્યક્ષ વગેરે પ્રમાણોનો વિરોધ આવે છે, માટે તું તે પરમાત્મા છે' એમ જાણ કારણકે શ્રુતિ તેજ બાબત જણાવે છે કે, 'તે કારણે તું આત્માનેજ જાણે કે હું બ્રહ્મ છું'' 'એકજ રીતે તેનાં દર્શન કરવાં જોઇએ' 'હુંજ પોતે નીચે છું' 'આત્માજ નીચે છે' 'સર્વને આત્મારૂપે જુઓ' જ્યાં ખરે એના બધા પદાર્થો આત્મારૂપેજ હતા' 'આ બધું તે છે કે જે આત્મારૂપે છે' તે આ

---

[૧] कामः संकल्पो विचिकित्सा। कस्मिन्नु रूपाणि प्रतिष्ठितानीति हृदये। कामा येऽस्य हृदि श्रिताः। तीर्णो हि यदा सर्वान्‌ शोकान्‌ हृदयस्य। असंगो हि अयम्‌। तद्यथा अयँतदति च्छन्दः। अधिकार्योऽयमुच्यते। अनादित्वात्‌ निर्गुणत्वात्‌॥

કલારહિત છે' 'જે અંદર નહિ અને બહાર પણ નહિં તેવો છે' 'તે પોતે બહાર અને અંદર એક અજ રૂપે છે' 'બ્રહ્મ એ જ તે છે' 'એના દ્વારા પ્રાપ્ત થાય છે' પ્રજ્ઞાનનાં એ નામો છે' સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મ છે, 'તેથી તો' 'તેને સરજીને તેજ રૂપે પ્રવેશ કરે છે 'એક તે દેવ સર્વ પ્રાણીઓની અંદર ગૂઢ અને સર્વવ્યાપક છે,' શરીરમાં જે અશરીર છે' તે જન્મતો નથી અને મરતો નથી એટલે જે ભેદભાવે દર્શન થાય છે, તેનો નિષેધ કરવામાં આવ્યો છે. હવે જો ભેદભાવ હોય, તોજ કર્મનો સ્વીકાર થાય અને તે કર્મના સાધન તરીકે જનોઇ વગેરે સંસ્કારો[1] આપવામાં આવે છે; પરંતુ જો પરમાત્માની જોડે અભેદનું જ્ઞાન પ્રાપ્ત થાય, તો પછી કર્મનાં સાધન અને ઉપાદાન વગેરેના જ્ઞાનનો નિષેધ કરવામાં આવેલ છે; કારણ કે કર્મો અને કર્મોનાં સાધન તરીકે ગણાતા જનોઈ વગેરે સંસ્કારોનો પરમાત્માના અભેદ દર્શનની સાથે વિરોધ જોવામાં આવે છે. જે સંસારી જીવ છે, તેને કર્મો કરવાનું વિધાન છે અને તેનાં સાધન તરીકે જનોઈ વગેરે સંસ્કારો છે; પરંતુ જેને પરમાત્માની સાથે અભેદનું દર્શન થએલું છે, તેને કોઇ વિધિ નથી; કારણ કે બધાં વિધિવિધાનોમાં ફક્ત ભેદનું જ દર્શન રહેલું છે.

શાસ્ત્રમાં કહેલાં કર્મો જો કરવાનાં જ હોત અને અભેદ જ્ઞાન થયા પછી પણ તેની નિવૃત્તિ કહી ન હોત, તો 'તે આત્મા છે,[2] તે તું છે' એ પ્રકારનાં અભેદ સૂચક નિશ્ચિત વાક્યોથી આત્માના અભેદજ્ઞાનનુ પ્રતિપાદન કર્યું ન હોત કારણ કે પરમાત્માનો કર્મ અને તેનાં સાધન સાથે સંબંધ નથી તેમજ કર્મના નિમિત્તે પ્રાપ્ત થએલ જાતિ, આશ્રમ વગેરેનો સંબંધ વાસ્તવિક રીતે રહેલો નથી;

---

[1] यज्ञोपवीत्येवाधीयीत याजयेद् यजते वा ।

[2] स आत्मा तत्त्वमसि ।

એવો હું સંસારી મારી જાતની સાથે પરમાત્માનો અભેદ છે, એ બાબતને તેમજ મારો પરમાત્માની સાથે અભેદ છે, એ બાબતને શી રીતે સ્વીકારી શકું ? અને તે સાથે હું જો સંસારીજન હોઉં; તોજ મને સર્વ પ્રકારના લાભ અને કલ્યાણને આપનારાં (અભ્યુદય અને નિઃશ્રેયસનાં) સાધનોનો અધિકાર મળે હવે અભ્યુદય અને નિઃશ્રેયસના સાધનો તરીકે જે કર્મો જણાવેલા છે તે બધાં કર્મો તેમજ તે કર્મોનાં સાધનો તરીકે જનોઈ વગેરેના સંસ્કારો જણાવેલા છે, તે બધાનો ત્યાગ પણ હું શી રીતે કરી શકું ?

તે શિષ્યને આચાર્યે જણાવવું કે, 'ભાઈ! તેં જે જણાવ્યું કે, 'મારો દેહ તપી જાય છે કે છેદાય છે ત્યારે મને વેદના થાય છે, તેનો પ્રત્યક્ષ અનુભવ છે' તે તારી વાત બરોબર નથી, કારણ કે, જેમ કોઈ વૃક્ષને બાળો કે કાપો; તો તે બાળવાની અથવા કાપવાની ક્રિયા તો વૃક્ષને થતી હોય છે, એજ રીતે શરીરને જે દાહ કે છેદની ક્રિયા થાય છે, તે કર્મ તો શરીરને જ પ્રાપ્ત થાય છે કારણ કે જેને જે ક્રિયા થાય, તેને તે મળે અને તેથી દાહ અને છેદન વગેરે ક્રિયાથી જન્મતી વેદના પણ તે શરીરને જ મળે છે. તેમજ જેમ વૃક્ષનાં લાકડાં લેનારને વૃક્ષના દાહ છેદ વગેરેનો અનુભવ થતો નથી, તેમજ શરીરના દાહ છેદ વગેરેનો અનુભવ શરીરને જ થશે, શરીરનો લાભ જેને છે, તે દેહી જીવાત્માને શરીરના દાહ, છેદ વગેરેનો અનુભવ નહિં થાય, આ બાબત લોકમાં પ્રસિદ્ધ છે કે, 'જ્યાં દાહ કે છેદ કરવામાં આવે, ત્યાંજ લોકો દાહ કે છેદની વેદના જણાવે છે પરંતુ દાહ કે છેદ વગેરેની વેદનાનો તેના ગ્રાહક સાથે સંબંધ નથી શી રીતે ? ત્યારે લોકમાં પૂછવામાં આવે છે કે, 'તને ક્યાં વેદના થાય છે ?' ત્યારે તે પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે વેદના મારા માથામાં થાય છે, અથવા તો છાતીમાં કે પેટમાં' એ રીતે જ્યાં દાહ હોય છે, તેજ સ્થાન બતાવે છે, તેના ગ્રહણ કરનારનો નિર્દેશ કરવામાં આવતો નથી. હવે જો એ વેદના મસ્તક,

છાતી, પેટ વગેરેનાં ગ્રહણ કરનાર જીવાત્માને થતી હોત, તો પછી પ્રશ્નનો ઉત્તર જુદી રીતે આપવામાં આવત. અર્થાત્ જેમ દાહ, છેદ વગેરે માથાને કે પેટને થાય છે તેજ રીતે તેની વેદના માથાને કે પેટને થતી નથી પરંતુ તેના માલીક જીવાત્માને એ પ્રકારની વેદના થાય છે, એવા પ્રકારનો નિર્દેશ કરવામાં આવત; પરંતુ તેવો નિર્દેશ કરવામાં આવતો નથી.

હવે જો એ વેદના આત્માની છે, એમ કહેશો તો જેમ સર્વ રૂપોને ગ્રહણ કરનાર આંખો પોતાના રૂપને જોઈ શકતી નથી, તે રીતે આત્મા પણ પોતાની વેદનાનો અનુભવ નહિં કરી શકે। માટે જ જેમ દાહ છેદ વગેરે વૃક્ષની ક્રિયા છે, તો તેનાં દુઃખ પણ તેને છે, તે રીતે દાહ છેદ વગેરે ક્રિયાઓ શરીરની છે, તો તેની વેદના પણ તે શરીરને જ છે, કારણ કે કર્મની સાથેજ તે વેદના રહે છે એટલે જેમ ચોખાની સાથે તેની રાંધવાની ક્રિયા (ભાત રંધાય છે) રહેલી છે, તે રીતે વેદના પણ ભાવરૂપે હોવાથી તે શરીરના આશ્રયે રહેશે અને તે રીતે તે ક્રિયાના સંસ્કારો પણ વેદનાની સાથેના શરીરના સંબંધનો આશ્રય લઇને રહેશે. ત્યાં એવો અનુભવ પણ જોવાને મળે છે કે સ્મૃતિની સાથે સાથેજ તે કાળમાં વેદના પણ રહેલી હોય છે. તેજ રીતે તેથી જાગેલો જે દ્વેષ છે, તે પણ તેને નિમિત્તે હોય છે એટલે સંસ્કારની સાથે રહે છે, માટે જણાવ્યું છે કે, [1] રૂપ અને સંસ્કારની સાથે સાથે તેના આધિ અને ઉપાધિ, તેના રાગ અને દ્વેષ તેમજ ભય વગેરે બાબતો બુદ્ધિના આશ્રયે કરીને પકડાય છે, પરંતુ જે જ્ઞાતા છે, તે તો શુદ્ધ અને અળગો છે.

---

[1] रूपसंस्कार तुल्याऽऽधी रागद्वेषौ भयं च यत्।
गृह्यते धीश्रयं तस्माद् ज्ञाता शुद्धोऽभयः सदा ॥

તેજ રીતે વેદાન્તવાક્યોમાં, ¹બ્રહ્મજ્ઞાનીનો એ નિત્ય મહિમા છે, તે પુણ્યની સાથે જોડાતો નથી તે પાપની સાથે જોડાતો નથી' 'ત્યાં ચોર ચોર રહેતો નથી' વગેરેથી ભેદજ્ઞાનની નિંદા કરવામાં આવી છે તે પણ કરવામાં ન આવત.

તેજ રીતે જો કર્મો અને સાધનો તરીકે રહેલા જનોઈ વગેરે સંસ્કારોનો ત્યાગ કરવાની ઈચ્છા ન હોત, તો વેદાન્તનાં વાક્યોમાં કર્મોની સાથે જેના સ્વરૂપનો સંબંધ નથી તેમજ કર્મના નિમિત્તે પ્રાપ્ત થએલ વર્ણવગેરેની સાથે પણ જેના સ્વરૂપનો સંબંધ નથી, એવું આત્માનું સ્વરૂપ છે, એમ જણાવવામાં આવ્યું નહોત; અર્થાત્ મોક્ષની ઈચ્છા રાખનાર જીવે સાધનોની સાથે રહેલાં કર્મોનો ત્યાગ કરવો જોઈએ; કારણ કે તેનો પરમાત્માના અભેદ દર્શનની સાથે વિરોધ આવે છે; તેજ રીતે આત્મા તો સર્વથી શ્રેષ્ઠ છે એમ જાણવું જોઈએ કે જેનાં લક્ષણ શ્રુતિનાં વાક્યોમાં બતાવેલ છે.

અહિં તે શિષ્ય જો એમ પૂછે કે, 'હે ભગવન ! આ દેહ જ્યારે બળતો હોય કે છેદાતો હોય, ત્યારે મને દેખીતી વેદના થતી હોય છે; તેજ રીતે ભૂખ, તરસ વગેરેના નિમિત્તે મને પ્રત્યક્ષ દુઃખ થતું હોય છે. આ આત્મા તો શ્રેષ્ઠ છે; 'કે જે આ આત્મા પાપ રહિત, રજોગુણ રહિત, મૃત્યુ રહિત, શોક રહિત, ભૂખ રહિત, તરસ રહિત, સર્વ ગંધ અને રસથી વર્જિત છે' એમ બધી શ્રુતિઓ અને સ્મૃતિઓમાં સંભળાય છે તો પછી અનેક સંસારના ધર્મોથી સંયુક્ત એવો મારો આત્મા કે જે પરમાત્માથી અત્યંત જુદા લક્ષણવાળો છે, તેને શી રીતે પરમાત્મા તરીકે સ્વીકારું તેમજ તે પરમાત્માને મારા આત્મા તરીકે સ્વીકારું ! આ તો અગ્નિને શીતગુણવાળો જાણવો, એના જેવું થાય ! અને પછી

---

¹ एष नित्यो महिमा ब्रह्मणस्य । अनन्वागतं पुण्येनानन्वागतं पापेन । अत्र स्तेनोऽस्तेनः

જો હું સંસારી છું, તો અભ્યુદય અને નિઃશ્રેયસનાં સર્વ સાધનોનો અધિકારી બનીને અભ્યુદય (કલ્યાણ) અને નિઃશ્રેયસ (પરમાર્થ) ને સાધનારાં કર્મો અને તેનાં સાધન તરીકે રહેલા જનોઈ વગેરે સંસ્કારોનો ત્યાગ શી રીતે થાય"?

તે શિષ્યને આચાર્યે એમ ઉત્તર આપવો કે, 'હે શિષ્ય! તેં કહ્યું કે દેહને દહન કે છેદન થવાથી મને દેખીતી વેદના થાય છે,' તે તારી વાત ખોટી છે; કારણકે જેમ વૃક્ષને દહન કે છેદન થાય છે ત્યારે તે ક્રિયા વૃક્ષને થાય છે; એજ રીતે દહન કે છેદનની ક્રિયા શરીરને થાય છે કારણકે જ્યાં દાહ કે છેદ થાય ત્યાંજ તેની ક્રિયા અને વેદના જોવાને મળે છે. લોકમા પણ આ બાબત પ્રસિદ્ધ છે કે જ્યાં દાહ કે છેદ કરવામાં આવે છે ત્યાંજ સર્વજન દાહ વગેરેની વેદનાને જણાવે છે; તે વસ્તુ જેની છે; તેને તે દાહ છેદ વગેરે થાય છે, એમ કોઈ જણાવતું નથી જેમકે, 'તને વેદના ક્યા થાય છે? એમ પૂછવામા આવતાં ઉત્તર એવો મળે છે કે 'મને માથામાં વેદના થાય છે, મને છાતીએ વેદના થાય છે કે મને પેટમાં વેદના થાય છે' એમ જ્યાં વેદના થતી હોય છે, ત્યાંજ જણાવવામાં આવે છે,'તેના માલીકને વેદના થાય છે, એમ નહિ. હવે જો તેના માલીકને વેદના થતી હોય કે વેદનામાં નિમિત્ત બનેલ દાહ છેદ વગેરે થતાં હોત, તો એમ જણાવવામાં આવત કે, 'વેદનાનો આશ્રય તે માલીક પોતે છે,' પણ તેમ જણાવવામાં આવ્યું નથી.

બીજું, જેમ રૂપ જોનારી આંખને પોતાનું રૂપ દેખાતું નથી, નથી, તે રીતે માલીક (આત્મા)ને પોતાની વેદનાનો અનુભવ નહિં થાય; એટલે જે ઠેકાણે દાહ, છેદ વગેરે ક્રિયાઓ થતી હોય છે, તેને જ આશ્રયે વેદના પણ થશે; કારણ કે દાહ વગેરેની જેમ ચોખાને રાંધવાની ક્રિયા ચોખાને લાગૂ પડે છે, તે રીતે દાહ, છેદની ક્રિયા પણ ભાવરૂપે (કાર્યંતરીકે) તેના આશ્રય સાથે રહે છે; તે રીતે સંસ્કાર વેદનાની

આથેને સાથેજ આશ્રય કરીને રહે છે, કારણ કે જે વેદનાનો વિષય છે, તે સ્મૃતિના સરખા કાળમા (અર્થાત્ જાગૃત અને સ્વપ્ન દશામાં) જોવાને મળે છે, તેનજ તે નિમિત્તે થએલ દ્વેષ પણ સંસ્કારની આથેજ આશ્રય કરીને રહે છે, માટે જણાવ્યું છે કે, [1]"નીલ, પીત વગેરે રૂપના સંસ્કારની આથેને આથેજ તેના આશ્રયે ઉપાધિ તરીકે રહેના રાગ, દ્વેષ, ભય વગેરે જે ધર્મો છે, તે ખરી રીતે તો બુદ્ધિને આધારે રહેલા છે, એટલે તેના જ્ઞાતારૂપે રહેલ આત્મા તો સદા શુદ્ધ અને અભય હોય છે"

'આ રૂપ વગેરેના સંસ્કારો કોને આશ્રયે રહેલા છે?' એ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે 'જેના આશ્રયે કામ વગેરે રહેલા છે, તે કામ વગેરે વળી કોના આધારે રહેલા છે?' 'તો જણાવવાનું કે, [2]કામ સંકલ્પ, વિચિકિત્સા' એ શ્રુતિ વાક્ય પ્રમાણે બુદ્ધિના આધારે એટલે પછી રૂપ વગેરે સંસ્કારો પણ શ્રુતિના આધારે બુદ્ધિમા રહેલ છે જેમકે 'રૂપ વગેરે શામા રહેલાં છે, તો હૃદયમા' તેજ રીતે [3]"જે કામનાઓ છે, તે એના હૃદયમા રહેલ છે" "જ્યારે હૃદયના સર્વ શોકોને તરીને તે પેલે પાર જાય છે" "એ તો અસંગ છે" "તે આત્માનો આ સ્વભાવ છે કે, તે છંદ (કમનાઓ)થી પર રહેલ છે" તેજ રીતે 'તે પોતે અવિકારી ગણાય છે" તે પોતે અનાદિ

---

[1]रूपसंस्कारतुल्याधी रागद्वेषौ भयं च यत्। गृह्यते धीश्रय तस्माज्ज्ञाता शुद्धोऽभयः सदा ॥

[2]कामः संकल्पो विचिकित्सा। कस्मिन्नु रूपाणि प्रतिष्ठितानीति हृदये।

[3] कामा येऽस्य हृदि श्रिताः। तीर्णो हि यदा सर्वान् कामान् हृदयस्य। 'असंगो ह्ययम्। तद्वा अस्यैतदतिच्छन्दा। अविकार्योऽयमुच्यते।

હોવાથી અને નિર્ગુણ હોવાથી” આ ઉપરાંત સ્મૃતિનાં પ્રમાણોથી પણ આ બાબત સાબીત થાય છે કે; “ઇચ્છા, દ્વેષ વગેરે ક્ષેત્ર (શરીર) નાજ વિષયનો ધર્મ છે, આત્માનો નથી, એટલે અશુદ્ધિ કર્મની અંદર રહેલી હોય છે, આત્માની અંદર રહેલી હોતી નથી.

આ ઉપરથી એમ સાબીત થાય છે કે, હે શિષ્ય, રૂપ વગેરેના સંસ્કારોથી થએલ અશુદ્ધિઓનો સંબંધ આત્માને થતો નથી, એટલે પરમાત્માથી જુદા સ્વભાવનો તારો આત્મા નથી અને તે બાબતમાં પ્રત્યક્ષ વગેરે પ્રમાણુનો વિરોધ આવતો નથી, એટલે તું પોતે શ્રેષ્ઠ આત્મા છે. શ્રુતિ જણાવે છે કે [1]“ તે આત્માનેજ તું જાણે કે, હું બ્રહ્મ છું” ‘એક રીતેજ’ દર્શન કરવું જોઇએ. “હું જ નીચે છું” ‘આત્માજ નીચે રહેલ છે’ ‘સર્વને આત્મા રૂપે જુએ’ ‘જ્યાં તો તેના આત્મા એજ બધું છે’ ‘આ બધું તે આત્મા છે.”

[2] ‘તે આ કલારહિત છે,’ ‘તે અંદર નથી બહાર નથી’ ‘તે પોતે બહાર અને અંદર રહેલ છે, તો પણ અજ છે’ ‘તે પોતે બ્રહ્મ જ છે

---

[1] तदात्मानमेवावेदहं ब्रह्मास्मि । एकधैवानुद्रष्टव्यम् । अहमेवाधस्तात् । आत्मैवाधस्तात् । सर्वमात्मानं पश्येत् । यत्रत्वस्य सर्वमात्मैव । इदं सर्वं यदयमात्मा ।

[2] स एषोऽकलः । अनन्तरमबाह्यम् । स बाह्याभ्यन्तरो ह्यजः । ब्रह्मैवेदम् । एतया द्वारा प्रापद्यत । प्रज्ञानस्य नामधेयानि । सत्यं ज्ञानमनन्तं ब्रह्म । तस्माद्वा । तत्सृष्ट्वा तदेवानुप्राविशत् एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी । अशरीरं शरीरेषु । न जायते म्रियते । स्वप्नान्तं जागरितान्तम् । सम आत्मेतिविद्यात् वस्तु सर्वाणि भूतानि । तदेजति । येनस्तत्पश्यत् । तदेवाग्निः । अहं मनुरभवं सूर्यश्च । अन्तः प्रविष्टः शास्ता जनानाम् । सदेव सोम्य । तत् सत्यं स आत्मा तत्त्वमसि ॥

'તેના દ્વારા પ્રાપ્ત થવાય છે.' 'પ્રજ્ઞાનનાં તે નામો છે' 'તે સત્ય, જ્ઞાન, અનંત, બ્રહ્મ છે' 'તેનાથી વળી' 'તેને સરજીને તેજ રૂપે પ્રવેશ કર્યો' 'એકલો દેવ સર્વ પ્રાણીઓમાં ગૂઢ અને સર્વવ્યાપી છે' 'શરીરોમાં તે શરીર રહિત છે' 'તે પોતે જન્મતો નથી, મરતો નથી' 'તે પોતે સ્વપ્નની અંદર તેમજ જાગૃત અવસ્થાની અંદર...' 'આત્મા સમાન રૂપે છે, એમ જાણવું' 'જે પોતે તો સર્વભૂતો રૂપે છે' 'તે ગતિ કરે છે, તે ગતિ કરતો નથી' 'વેન (જ્ઞાની પુરુષ) તેને જોનાર' 'તેજ અગ્નિ રૂપ' 'હું પોતે મનુ થયો હતો, હું પોતે સૂર્ય હતો' 'જે શાસનકર્તા તરીકે અંદર પ્રવેશીને રહેલ છે' 'હે સોમ્ય! તે સત રૂપ છે' 'તે સત્ય છે, તે આત્મા છે, તે તું છે' વગેરે શ્રુતિઓના પ્રમાણ છે.

'સ્મૃતિઓનાં પ્રમાણો પણ એજ છે કે, [1]સર્વ પ્રાણીઓનાં હૃદયરૂપી ગુફામાં વસનાર તે આત્માના આ શરીર છે' આત્મા એજ દેવ છે. 'આ શરીરરૂપી પુરીમાં જેને નવદ્વાર છે' સર્વપ્રાણીઓની અંદર જે સમાનરૂપે છે' જે વિદ્યા અને વિનયથી યુક્ત છે 'જે પોતે ભિન્ન પદાર્થોમાં અભિન્નરૂપે છે' 'વાસુદેવ સર્વરૂપે છે,' તે પ્રમાણોથી આ બાબત સિદ્ધ થાય છે કે, 'એકજ આત્મા પરબ્રહ્મ છે, જે સર્વ સંસારના ધર્મોથી મુક્ત છે અને તે આત્મા તું છે.'

હવે તે શિષ્ય એમ પૂછે છે કે, 'હે ભગવન! જે અંદર નહિં બહાર નહિં...તે બહાર અને અંદર હોવા છતાં અજ છે જે સંપૂર્ણ રીતે પ્રજ્ઞાનધનજ છે' એ રીતે જો આત્મા મીઠાના ગાંગડાની જેમ સર્વ મૂર્તિઓના ભેદથી વર્જિત અને આકાશની જેમ એકરસ હોય;

---

[1] પૃ પ્રાણિનः સર્વગુહાશયમ્ । આત્મૈવ દેવતાઃ નવદ્વારે પુરે । સમં સર્વેષુ ભૂતેષુ । વિદ્યાવિનયસંપન્ને । અવિભક્તં વિભક્તેષુ । વાસુદેવઃ સર્વમ્ ।

તો પછી જે આ શ્રુતિ, સ્મૃતિ અને લોકમાં પ્રસિદ્ધ તેમજ સેંકડો વાદી પ્રતિવાદીઓના વાદવિવાદના વિષયરૂપ બનેલ છે અને જે આલોક કે પરલોકની સિદ્ધિઓ અપાવનાર' સાધ્ય સાધન અને સાધક જેવા ભેદ જોવામાં આવે છે કે સાંભળવામાં આવે છે, તે ભેદ વાસ્તવિક છે કે નહિં ?

તે પ્રશ્નના ઉત્તરમાં આચાર્યે જણાવવું જોઇએ કે, 'જે કાંઇ જોવામાં કે સાંભળવામાં આવે છે, તે બધું અવિદ્યાનું કાર્ય છે, ખરી રીતે તો એકજ આત્મા છે, પરંતુ અવિદ્યાની નજરે તે અનેકની જેમ ભાસતું હોય છે. દા. ત. જેમ આંખે અંધારાં આવતાં હોય, તો એક ચંદ્ર અનેક ચંદ્રો લાગે, તેની જેમ. તે માટે શ્રુતિ જણાવે છે કે; [१] 'જ્યાં વળી બીજાની જેમ હોય;' જ્યાં દ્વૈત જેવું હોય ત્યાં બીજો બીજાને જુએ છે' 'તે મૃત્યુના મૃત્યુને પ્રાપ્ત થાય છે.' હવે જ્યાં બીજું જુએ છે, બીજું સાભળે છે, બીજું જાણે છે, તે અલ્પ છે; અને જે અલ્પ છે, તે મર્ત્ય છે' 'જે વાણીનો આરંભ છે, તે વિકાર છે, તે નામ છે, માટી છે એટલુંજ સાચું છે' બીજો તે છે, બીજો હું છું'' એમ ભેદ દર્શનની નિંદા કરેલી છે અને તે રીતે જે અવિદ્યાનું કાર્ય છે, તે દ્વૈત છે તે સાથે શ્રુતિનાં વાક્યો દ્વારા એકતાનું વિધાન જોવામાં આવે છે. જેમકે. [१] એક જ આદ્વિતીય છે, 'જ્યાં વળી તેને આત્મરૂપ થયું' 'મોહ શો અને શોક શો' ?

---

[१] यत्र वा अन्यदिव स्यात् । यत्र हि द्वैतमिव भवति, तदितर इतरं पश्यति । मृत्योः स मृत्युमाप्नोति । अथ यत्रान्यत् पश्यति अन्यच्छृणोति अन्यद् विजानाति तदल्पम; अथ यदल्पं तन्मर्त्यम् । वाचारम्भणं विकारो नामधेयं, मृत्तिकेत्येव सत्यम । अन्योऽसावन्योऽहम् ।

[१] एकमेवाद्वितीयम् । यत्र त्वस्य को मोहः कः शोक ।

અહિં જો શિષ્ય એમ પ્રશ્ન કરે કે, 'હે ભગવન્ ! જો દ્વૈત નથી, તો પછી શ્રુતિએ શા માટે સાધ્ય, સાધન વગેરેના ભેદ તેમજ ઉત્પત્તિ પ્રલય વગેરે બાબત બતાવી છે'?

અહિં ઉત્તર આપવો કે, 'જેની સાથે અવિદ્યા લાગેલી છે, જેને શરીર વગેરેના ભેદો વળગેલા છે, જે એમ માને છે કે આત્માને ઇષ્ટ અને અનિષ્ટનો યોગ થાય છે, જે પોતે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટને દૂર કરવાનો ઉપાય અને વિવેકને જોણતો નથી; તે છતાં ઇષ્ટને મેળવવા અને અનિષ્ટને દૂર કરવા ઇચ્છે છે, એવા સંસારી જનનું સંસાર વિષયક અજ્ઞાન ધીરે ધીરે દૂર થાય એટલા માટે શાસ્ત્રનાં વાક્યો છે; એ શાસ્ત્ર સાધ્ય, સાધન વગેરેના ભેદનું વિધાન કરતું નથી. 'આ સંસાર તો અનિષ્ટ રૂપ છે' એમ સંસારની ભેદ દૃષ્ટિ બતાવનાર અવિદ્યા અને સંસારનું ઉન્મૂલન કરવા માટે શાસ્ત્ર ઉત્પત્તિ અને પ્રલય વગેરેની બાબતોનું દર્શન કરાવે છે. અને એ રીતે શ્રુતિ સ્મૃતિ, તેમજ ન્યાયનાં વચનોથી જ્યારે અવિદ્યા સમૂળ ઉખડી જાય, ત્યારે 'અનંતર અબાહ્ય' 'તે બહાર અને અંદર હોવા છતાં અજ છે.' 'મીઠાના ગાંગડાની જેમ' 'પ્રજ્ઞાનઘન એવો એકજ આત્મા છે' 'તે આકાશની જેમ પરિપૂર્ણ છે' એ રીતે પરમાર્થનાં દર્શન થતાંની સાથે જ બુદ્ધિની પ્રતિષ્ઠા આત્મામાંજ થાય છે અને પછી તો સાધ્ય, સાધન કે ઉત્પત્તિ પ્રલય વગેરે ભેદથી ઉત્પન્ન થતી અશુદ્ધિનો લવલેશ ગંધ પણ તેને થતો નથી.

"હવે જેણે પરમાર્થનાં દર્શન માટે પ્રયત્ન કરવાની ઇચ્છા સેવી હોય, તે મુમુક્ષુજને પુત્રૈષણા, વિત્તૈષણા તેમજ લોકૈષણાથી વિરામ પામીને સંસારથી પુરેપુરં ઉત્થાન કરવું જોઇએ; કારણકે આ સંસાર વર્ણ અને આશ્રમના અભિમાનથી વળગેલ પરંપરાથી ચાલી આવેલ પાંચ પ્રકારની આહૂતિઓના સ્વરૂપે પરિણામ પોમેલો છે.

એટલે જ્યાંસુધી આત્માનો સારી રીતે વિશ્વાસ નહિં બંધાય ત્યાંસુધી સંસાર ચાલુ રહેવાનો અને તે સંસાર તો આત્મજ્ઞાનનો વિરોધી છે અને શ્રુતિમાં તો ભેદનાં દર્શનનો નિષેધ કરેલ છે એટલે આત્મજ્ઞાન થયા પછી ભેદ બુદ્ધિ ટળી જાય છે. એક આત્મામા જ્યાં શાસ્ત્ર અને ન્યાયના બળે અસંસારીપણાની બુદ્ધિ જાગી એટલે પછી તેમાં તેથી વિપરીત એવી સંસારીપણાની બુદ્ધિ થવાની નથી. જેમકે અગ્નિમાં શીતલતાની બુદ્ધિ થતી નથી એમજ શરીરમાં પણ અજર કે અમર એ પ્રકારની બુદ્ધિ થશે નહિ.

એટલે પછી પહેલાં જણાવેલાં બધાં કર્મો અને તે કર્મોનાં સાધન બનેલા જનોઇ વગેરે સંસ્કારો તો અવિદ્યાનાં કાર્યો છે, એ કારણે પરમાર્થદર્શનની નિષ્ઠા મેળવીને પછી, તે બધાં કર્મોનો ત્યાગ કરવો જોઇએ.



છે/ તે છીપ પણ પ્રસિદ્ધ પદાર્થ છે, તેમજ જેમકે પુરૂષ પ્રસિદ્ધ હોય, તેને ઝાડના ઠુંઠામા અધ્યારોપ થાય છે અથવા તો પુરૂષમા પ્રસિદ્ધ સ્થાણુ (ઝાડના ઠુંઠા)નો આરોપ થાય છે, પરંતુ અપ્રસિદ્ધ પદાર્થનો પ્રસિદ્ધમાં કે પ્રસિદ્ધનો અપ્રસિદ્ધમા આરોપ થતો નથી એટલે પછી આત્મામા અનાત્મા (આત્માથી જુદા પદાર્થ)નો અધ્યારોપ થતો નથી કારણ કે આત્મા તો અપ્રસિદ્ધ પદાર્થ છે, એજ રીતે આત્માનો અનાત્મામા આરોપ થતો નથી કારણ કે અનાત્મા અપ્રસિદ્ધ છે"

તેના ઉત્તરમા ગુરુએ જણાવ્યું કે, 'ના, તમે જે કહો છો, તેમા દોષ રહેલો છે. હે શિષ્ય! 'પ્રસિદ્ધ પદાર્થનો પ્રસિદ્ધમાજ અધ્યારોપ થાય' એવો નિયમ થઇ શકે એમ નથી, કારણકે આત્મામા અધ્યારોપ થએલો જોવામા આવે છે 'હું ગૌર છું', હું કૃષ્ણ છું' એમ દેહના ધર્મનો આરોપ અહં જ્ઞાનના વિષય બનેલ આત્મામા કરવામા આવ્યો છે, તેમજ જે અહં જ્ઞાનનો વિષય બનેલ આત્મા છે, તેનો 'જ્યા હું છુ' એમ દેહમા આરોપ કરવામા આવે છે."

શિષ્યે પૂછ્યું કે, 'ભગવન! તો પછી આત્મા પ્રસિદ્ધ પદાર્થ હોવો જોઇએ, કારણકે તે અહં જ્ઞાનનો વિષય બનેલ છે, તેજ રીતે આ દેહ પણ પ્રસિદ્ધ પદાર્થ ગણાય, અને એ રીતે તો સ્થાણુ અને પુરુષ અથવા છીપ અને રજત જેવા પ્રસિદ્ધ પદાર્થોમાં જેમ એકમેકમાં અધ્યારોપ થાય છે, એજ રીતે પ્રસિદ્ધ એવા આત્મા અને દેહમાં એકમેકનો અધ્યારોપ થાય! તો પછી આપ ભગવાને જે જણાવ્યું કે બે પ્રસિદ્ધ પદાર્થોનો અધ્યારોપ થાય, એવો નિયમ થઇ શકતો નથી એ બાબત આપ કઇ રીતે વિશેષ છે, એમ જણાવો છો.

ત્યારે ગુરુએ ઉત્તર આપ્યો કે, 'સાંભળ, દેહ અને આત્મા પ્રસિદ્ધ છે એ બાબત બરાબર છે, પરંતુ જેમ સ્થાણુ અને પુરુષ એ બને અત્યંત જુદા એવા પદાર્થો છે, એ રીતના વિવેકે તે બે પદાર્થો

સર્વ લોકમાં પ્રસિદ્ધ છે, તેમ દેહ અને આત્મામાં એ રીતના પ્રસિદ્ધ પદાર્થના વિવેકનું જે જ્ઞાન થવું જોઇએ, તે નિત્યનિરંતર જાગતું નથી. કોઈપણ સંસારી જન 'આ દેહ છે અને આ આત્મા છે' એમ વિવેકે કરીને જાગેલા જ્ઞાનથી દેહને અને આત્માને જુદા પદાર્થો તરીકે સ્વીકારતો નથી. એટલે તે આત્મા અને અનાત્માના વિષયમાં 'આ આત્મા છે અને આ આત્મા નથી' એમ પ્રસિદ્ધ જ્ઞાન હોતું નથી; એને કારણે સર્વ લોક મોહ પામે છે. આજ એક વિશેષ બાબતને અનુસરીને મેં તને જણાવ્યું હતું કે, એવો કોઈ નિયમ થઈ શકતો નથી".

અહિં શિષ્યે શંકા કરી કે, ભગવન્! એવું અનુમાન થઇ શકે એમ છે કે, જે ઠેકાણે અવિદ્યાનો આરોપ થયો, તે પદાર્થ અસત્ છે; તેમાં દૃષ્ટાંત તરીકે છીપમાં ચાંદી, સ્થાણુમાં પુરુષ, દોરડીમાં સર્પ, આકાશમાં તળાયું અને મલીનતાનો આરોપ વગેરે. તેવીજ રીતે દેહ અને આત્માને વિષે પણ નિરંતર અવિવેક જ્ઞાન હોવાને લીધે એકમેકની અંદર જે આરોપ રહેલો છે, તે નિત્યજ રહેશે અને તે રીતે તે બંને પદાર્થો નિત્યજ અસત્ છે' એમ ઠરશે. જેમકે, છીપ વગેરે પદાર્થોમાં અવિદ્યાને કારણે આરોપિત ચાંદી વગેરે પદાર્થો અત્યંત રીતે અને નિત્યેજ કરીને અસત્ હોય છે; તેજ રીતે તેનાથી વિપરીત પદાર્થોમાં વિપરીત બાબતનો આરોપ અસત્ હોય છે, એજ રીતે દેહ અને આત્માના પરસ્પર આરોપ અવિદ્યાને લીધેજ કરવામાં આવેલો છે, તો પછી તે દેહ અને આત્મા બંને પદાર્થો 'અસત્ છે' એવો પ્રસંગ આવીને ઉભો રહેશે અને એમ થાય તો તે અનિષ્ટ ગણાય અને વૈનાશિકબૌદ્ધોનો મત આવીને ઉભો રહે! અને વળી વિપરીત રીતે લેવામાં આવે, તો દેહનો અવિદ્યાને લીધે આત્મામાં આરોપ કરવામાં આવે અને એ રીતે આત્મામાં આરોપ થાય તો દેહ અસત્ છે' એવો પ્રસંગ આવે, અને તે તો અનિષ્ટ ગણાય, કારણકે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી દેહ સત્ છે, એમ સાબીત છે અર્થાત્

છે; તે છીપ પણ પસિદ્ધ પદાર્થ છે; તેમજ જેમકે પુરુષ પ્રસિદ્ધ હોય, તેને ઝાડનાં ઠુંઠામાં અધ્યારોપ થાય છે અથવા તો પુરુષમાં પ્રસિદ્ધ સ્થાણુ (ઝાડના ઠુંઠા)નો આરોપ થાય છે; પરંતુ અપ્રસિદ્ધ પદાર્થનો પ્રસિદ્ધમાં કે પ્રસિદ્ધનો અપ્રસિદ્ધમાં આરોપ થતો નથી. એટલે પછી આત્મામાં અનાત્મા (આત્માથી જુદા પદાર્થ)નો અધ્યારોપ થતો નથી; કારણ કે આત્મા તો અપ્રસિદ્ધ પદાર્થ છે, એજ રીતે આત્માનો અનાત્મામાં આરોપ થતો નથી કારણ કે અનાત્મા અપ્રસિદ્ધ છે."

તેના ઉત્તરમાં ગુરુએ જણાવ્યું કે, 'ના, તમે જે કહો છો, તેમાં દોષ રહેલો છે. હે શિષ્ય! 'પ્રસિદ્ધ પદાર્થનો પ્રસિદ્ધમાંજ અધ્યારોપ થાય' એવો નિયમ થઇ શકે એમ નથી; કારણકે આત્મામાં અધ્યારોપ થએલો જોવામાં આવે છે. 'હું ગૌર છું', હું કૃષ્ણ છું'' એમ દેહના ધર્મનો આરોપ અહં જ્ઞાનના વિષય બનેલ આત્મામા કરવામાં આવ્યો છે; તેમજ જે અહં જ્ઞાનનો વિષય બનેલ આત્મા છે, તેનો 'આ હું છું' એમ દેહમાં આરોપ કરવામાં આવે છે."

શિષ્યે પૂછ્યું કે, 'ભગવન! તો પછી આત્મા પ્રસિદ્ધ પદાર્થ હોવો જોઇએ, કારણકે તે અહં જ્ઞાનનો વિષય બનેલ છે, તેજ રીતે આ દેહ પણ પ્રસિદ્ધ પદાર્થ ગણાય; અને એ રીતે તો સ્થાણુ અને પુરુષ અથવા છીપ અને રજત જેવા પ્રસિદ્ધ પદાર્થોમાં જેમ એકમેકમાં અધ્યારોપ થાય છે, એજ રીતે પ્રસિદ્ધ એવા આત્મા અને દેહમાં એકમેકનો અધ્યારોપ થાય! તો પછી આપ ભગવાને જે જણાવ્યું કે બે પ્રસિદ્ધ પદાર્થોનો અધ્યારોપ થાય, એવો નિયમ થઇ શકતો નથી એ બાબત આપ કઇ રીતે વિશેષ છે, એમ જણાવો છો.

ત્યારે ગુરુએ ઉત્તર આપ્યો કે, 'સાંભળ, દેહ અને આત્મા પ્રસિદ્ધ છે એ બાબત બરાબર છે; પરંતુ જેમ સ્થાણુ અને પુરુષ એ બંને અત્યંત જુદા એવા પદાર્થો છે, એ રીતના વિવેકે તે બે પદાર્થો

સર્વ લોકમાં પ્રસિદ્ધ છે, તેમ દેહ અને આત્મામાં એ રીતના પ્રસિદ્ધ પદાર્થના વિવેકનું જે જ્ઞાન થવું જોઇએ, તે નિત્યનિરંતર જાગતું નથી. કોઈપણ સંસારી જન 'આ દેહ છે અને આ આત્મા છે' એમ વિવેકે કરીને જાગેલા જ્ઞાનથી દેહને અને આત્માને જુદા પદાર્થો તરીકે સ્વીકારતો નથી. એટલે તો આત્મા અને અનાત્માના વિષયમાં 'આ આત્મા છે અને આ આત્મા નથી' એમ પ્રસિદ્ધ જ્ઞાન હોતું નથી; એને કારણે સર્વ લોક મોહ પામે છે. આજ એક વિશેષ બાબતને અનુસરીને મેં તને જણાવ્યું હતું કે, એવો કોઈ નિયમ થઈ શકતો નથી".

અહિં શિષ્યે શંકા કરી કે, ભગવન્! એવું અનુમાન થઇ શકે એમ છે કે, જે ઠેકાણે અવિદ્યાનો આરોપ થયો, તે પદાર્થ અસત્ છે; તેમાં દૃષ્ટાંત તરીકે છીપમાં ચાંદી, સ્થાણુમાં પુરુષ, દોરડીમાં સર્પ, આકાશમાં તળાયું અને મલીનતાનો આરોપ વગેરે. તેવીજ રીતે દેહ અને આત્માને વિષે પણ નિરંતર અવિવેક જ્ઞાન હોવાને લીધે એકમેકની અંદર જે આરોપ રહેલો છે, તે નિત્યજ રહેશે અને તે રીતે તે બંને પદાર્થો નિત્યજ અસત્ છે' એમ ઠરશે. જેમકે, છીપ વગેરે પદાર્થોમાં અવિદ્યાને કારણે આરોપિત ચાંદી વગેરે પદાર્થો અત્યંત રીતે અને નિર્ભેજ કરીને અસત્ હોય છે; તેજ રીતે તેનાથી વિપરીત પદાર્થોમાં વિપરીત બાબતનો આરોપ અસત્ હોય છે, એજ રીતે દેહ અને આત્માના પરસ્પર આરોપ અવિદ્યાને લીધેજ કરવામાં આવેલા છે, તો પછી તે દેહ અને આત્મા બંને પદાર્થો 'અસત્ છે' એવો પ્રસંગ આવીને ઉભો રહેશે અને એમ થાય તો તે અનિષ્ટ ગણાય અને વૈનાશિકબૌદ્ધોનો મત આવીને ઉભો રહે! અને વળી વિપરીત રીતે લેવામાં આવે, તો દેહનો અવિદ્યાને લીધે આત્મામાં આરોપ કરવામાં આવે અને એ રીતે આત્મામા આરોપ થાય તો દેહ અસત્ છે' એવો પ્રસંગ આવે, અને તે તો અનિષ્ટ ગણાય, કારણકે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી દેહ સત્ છે, એમ સાબીત છે અર્થાત્

## પ્રકરણ બીજું

— આત્મ બોધ —

કોઇ એક બ્રહ્મચારી જન્મ અને મરણના લક્ષણવાળા આ સંસારથી નિર્વેદ પામીને, મોક્ષની ઇચ્છાવાળો થઇને, સુખપૂર્વક વિરાજમાન બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ પાસે વિધિપૂર્વક[1] જઇને પૂછતો હતો કે, "હે ભગવન ! આ સંસારમાંથી મને શી રીતે મોક્ષ મળે; કારણ કે મને આ શરીર અને ઇંદ્રિયોના વિષયોથી વેદના જાગેલી છે. હું જે રીતે જાગૃત દશામાં દુઃખનો અનુભવ કરું છું; તેવીજ રીતે સ્વપ્ન દશામાં પણ દુઃખનો અનુભવ કરું છું; પરંતુ ગાઢનિદ્રામાં વિશ્રામ લેતો હોવાથી ત્યાં દુઃખનો અનુભવ કરતો નથી; એટલે મને શંકા થાય છે કે દુઃખનો અનુભવ કરવો, તે શું મારો સ્વભાવ છે કે પછી બીજાનો સ્વભાવ છે અને તે કોઇક નિમિત્તને લીધે મને વળગેલો છે, એમ માનવું. હવે જો એ મારો સ્વભાવ હોય, તો સ્વભાવ છૂટી શકે એમ નથી, એટલે પછી મને મોક્ષની ઇચ્છા નથી. પરંતુ જો તે કોઇક નિમિત્તને લીધે હોય, તો તે નિમિત્તને દૂર કરતાં મોક્ષનો લાભ થઇ શકે એમ છે."

તે શિષ્યને ગુરુએ જણાવ્યું કે, "હે શિષ્ય ! સાંભળ. "આ તારો સ્વભાવ નથી; પરંતુ કોઇક નિમિત્તને લીધે દુઃખ થાય છે."

---

[1] तद् विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।

એમ જ્યારે જણાવ્યું ત્યારે શિષ્યે પૂછ્યું કે, 'આ દુઃખ થવામાં નિમિત્ત શું છે અને તેને દૂર કરનાર સાધન શું છે? તે ઉપરાંત મારો સ્વભાવ શું છે; તે પણ જણાવો; કારણ કે જેમ રોગનું નિમિત્ત દૂર થતાં રોગીજન પોતાના અસલ સ્વભાવને પ્રાપ્ત થાય તેમ દુઃખનું નિમિત્ત દૂર થતાં તે નિમિત્તનો અભાવ દૂર થતાં, હું મારા સ્વભાવને પામી શકું."

ગુરુએ જણાવ્યું કે, "દુઃખનું નિમિત્ત અવિદ્યા છે અને વિદ્યા તેને દૂર કરનાર છે. હવે જો અવિદ્યા દૂર કરવામાં આવે, તો દુઃખના નિમિત્તનો અભાવ થાય એટલે તું જન્મ મરણરૂપ સંસારથી મુક્ત થશે અને એ રીતે તને સ્વપ્નદશામાં કે જાગૃતદશામાં જે દુઃખો થાય છે, તેનો અનુભવ પણ નહિ થાય."

શિષ્યે પૂછ્યું કે, "તે અવિદ્યાનું લક્ષણ શું અને તેનો વિષય શું છે? તેમજ વિદ્યા શું છે કે જેથી હું મારા સ્વભાવને પ્રાપ્ત થાઉં"?

ગુરુએ જણાવ્યું કે, "હે શિષ્ય! તું પોતે પરમાત્મા સ્વરૂપે હોઇને અસંસારી છે, તો પણ 'હું સંસારી છું" એમ તું વિપરીત રીતે માને છે; તેજ રીતે અકર્તારૂપ હોવા છતાં કર્તા, અભોક્તા હોવા છતાં ભોક્તા તેમજ સત્તારૂપે વિદ્યમાન હોવા છતાં, વિદ્યમાન નથી એમ વિપરીત માને છે."

શિષ્યે પૂછ્યું, જો કે હું વિદ્યમાન છું, તો પણ હું પરમાત્મા નથી. કર્તાપણું અને ભોક્તાપણું એવું જેનું લક્ષણ છે, એવો આ સંસાર તે મારો સ્વભાવ છે, કારણ કે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી તેનો અનુભવ થતો હોય છે, 'આ અનુભવ અવિદ્યાના નિમિત્તે છે' એ કથન બરોબર નથી કારણ કે પોતાના આત્મામાં તે અવિદ્યાના વિષયનો સંગતિ થાય એમ નથી. અવિદ્યા એટલે શું કે અન્યમાં અન્યના ધર્મનો આરોપ. જેમકે ચાંદી પ્રસિદ્ધ છે, તેનો છીપમાં આરોપ થાય

દેહ અને આત્માનો અવિદ્યાને લીધે પરસ્પરમાં આરોપ થએલો નથી પરંતુ વાંસ અને થાંભલાની જેમ તે બંને સંયોગ સંબંધથી રહેલા છે.'

ગુરુએ જણાવ્યું કે 'એ બાબત બરોબર નથી; કારણ કે તેથી અનિત્ય અને બીજા માટે રહેલ એવો (પરાર્થ) સંબંધ એમ દોષ આવે છે. જેમ વાંસ અને થાંભલો; એમાં બંને એકમેકથી સંગત છે એટલે બીજાને માટે રહેલ છે અને તેથી તે અનિત્ય છે. તેવી રીતે જો આત્મા દેહથી સંગત હોત, તો તે 'પરાર્થ' અને અનિત્ય બનત; એટલે કે જો આત્માનો દેહની સાથેનો સંબંધ કલ્પિત ગણો, તો તે આત્મા સંગત થતાં પરાર્થ બની જશે, માટે તે આત્માને અસંહત ગણેલો છે અને તે સંઘાતથી પર જુદો છે, તેથી તે નિત્ય સિદ્ધ ગણાય છે."

અહિં શિષ્યે એમ જણાવ્યું કે, 'ભગવન! જો આપ આત્માને દેહની સાથે સંગત નથી, એમ માનશો અને છતાં અસંગત રહીને દેહની રીતેજ દેહમાં આત્માનો આરોપ થાય છે, એમ માનશો, તો અસત્ત્વ અને અનિત્ય વગેરે દોષો તો આવીને ઉભાજ રહેશે; તે ઉપરાંત દેહ આત્માથી રહિત છે, એમ બનતાં વૈનાશિક પક્ષનો સ્વીકાર કરો છો, એ દોષ ઉભો રહેશે."

ગુરુએ જણાવ્યું કે, 'ના, આકાશ જેમ કોઇની સાથે સંગત થતું નથી, એ રીતે આત્મા કોઇની સાથે સંગત થતો નથી, એ સિદ્ધાંતનો સ્વીકાર કરવાથી કોઈ દોષ નહિં આવે. તે આત્મા સર્વના સાથે અસંગત છે, તોપણ દેહ વગેરે, જે સર્વ પદાર્થો છે તે આત્માથી રહિત નિરાત્મક નહિં બને. જેવી રીતે આકાશ સર્વની સાથે અસંગત છે, એમ માનવાથી કાંઇ બધા પદાર્થો નિરાકાશ થતા નથી; અર્થાત્ તે રીતે માનવાથી 'વૈનાશિક પક્ષનો સ્વીકાર કર્યો' એ દોષ નહિં આવે.

"વળી જે એમ કહેવામાં આવ્યું હતું કે, 'જો દેહનો આત્મામાં સ્વીકાર કરવામાં નહિં આવે, તો પ્રત્યક્ષ વગેરે પ્રમાણોનો વિરોધ

આવશે', તે બાબત પણ બરોબર નથી; કારણકે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી કાંઇ દેહની સત્તા આત્મામાં મળી આવતી નથી. જેમ કુંડામાં બોર છે, દૂધમાં ઘી છે, તલમાં તેલ છે, ભીંતમાં ચિત્ર છે, એ બધા પદાર્થોનું જ્ઞાન પ્રત્યક્ષ, અનુમાન વગેરે પ્રમાણોથી થાય છે, એ રીતે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી એમ જ્ઞાન નથી થતું કે 'આત્મામાં દેહ છે.' એટલે પછી પ્રત્યક્ષ વગેરેનો વિરોધ આવે છે, એ બરોબર નથી.

અહિં શિષ્યે એમ શંકા કરી કે, 'ભગવન ! જો પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી આત્માની પ્રસિદ્ધિ નહિં થાય, તો પછી તે અપ્રસિદ્ધ આત્મામાં દેહનાં આરોપણ અને દેહમાં આત્માનાં આરોપણ શી રીતે થશે ?'

ગુરુએ જણાવ્યું કે, 'હે શિષ્ય ! એ દોષ આવતો નથી. કારણકે આત્મા તો સ્વભાવથી સિદ્ધ એવો પ્રસિદ્ધ પદાર્થ છે જે પદાર્થ કો'ક વખતે પ્રસિદ્ધ હોય; તેમાંજ આરોપ થાય અને જે નિત્ય સિદ્ધ આત્મા છે, તેમાં આરોપ ન થાય, એવો કોઇ નિયમ કરી શકાય એમ નથી જેમકે આકાશમાં તળિયું, મલિનતા વગેરેના આરોપ જોવાને મળે છે.'

શિષ્યે પૂછ્યું કે, 'ભગવન્ ! દેહ અને આત્મામાં જે આરોપ કલ્પવામાં આવ્યો છે, તે દેહ વગેરેના સમૂહથી કરાયેલો છે કે પછી આત્માથી કરાએલો છે? '

ગુરુએ જણાવ્યું કે, 'ભાઈ ! દેહ વગેરેના સમૂહથી કરાયેલો હોય કે આત્માથી કરાએલો હોય, તેમાં ફેર શું ?'

એમ જણાવતાં, શિષ્યે કહ્યું કે, 'ભગવન ! જો હું માત્ર દેહ વગેરેનો સમૂહ ( સંઘાત ) હોઉં, તો પછી હું પોતે જડ હોવાને

લીધે બીજાને માટે પ્રયોજન સાધવા તૈયાર નહિં થાઉં, એટલે પછી દેહ અને આત્માનો પરસ્પર આરોપ મારાથી થશે નહિં; હવે જો હું આત્મા છું; તો પછી હું સંઘાતથી જુદો એવો અન્ય પદાર્થ ગણાઈશ અને એટલે હું પોતે ચિતિમાન (ચૈતન્યયુક્ત) હોવાને કારણે, તે મારો સ્વાર્થ ગણાશે, પરાર્થ નહિં ગણાય. અને જો હું ચિતિમાન આત્મા હોઉં, તો સર્વ પ્રકારના અનર્થોનાં બીજ બનેલ એવા આરોપ મારા આત્મામાં શી રીતે કરું ?'

એમ જણાવતાં, ગુરુએ કહ્યું કે, જો આ મિથ્યા રીતે થએલા આરોપને તું સર્વ પ્રકારના અનર્થોનું બીજ ગણતો હો, તો પછી તે પ્રકારના આરોપ તું ના કરીશ.'

શિષ્યે કહ્યું કે, 'ભગવન આરોપ ન કરું, એવી તો મારામાં શક્તિ નથી; કારણ કે હું સ્વતંત્ર નથી. કોઈએક બીજાની પ્રેરણાથી હું આ કાર્ય કરતો હોઉં છું.'

ગુરુએ જણાવ્યું કે 'જો તું સ્વતંત્ર નથી એમ કહેશે, તો તું ચૈતન્યયુક્ત નહિ રહે અને તું તો પોતાને સ્વાર્થ (આત્મા) માને છે. હવે જો તું એમ કહેશે કે 'હું પોતે અસ્વતંત્ર થઈને બીજાથી પ્રેરાએલ છું, તો પછી તે બીજો ચૈતન્યયુક્ત સ્વાર્થ (આત્મા) બનશે અને તું તો સંઘાતજ થશે.'

શિષ્યે જણાવ્યું કે, 'ભગવન ! જો હું અચેતન છું', તો પછી હું સુખ કે દુ:ખની વેદના શી રીતે જાણું તેમજ તમારાં કહેલા વચનને શી રીતે જાણું ?'

ગુરુએ જણાવ્યું કે, 'ભાઈ ! શું તું સુખ અને દુ:ખની વેદનાથી કે મારાં વચનથી જુદો રહેવો છે કે તેની સાથે અનન્ય થઈને રહેલો છે?'

શ્રી નવભારતી

શિષ્યે જણાવ્યું કે તેથી અનન્ય બનીને રહેલો નથી; કારણ કે જેમ હું ઘટ વગેરેને જાણું છું, તેજ રીતે હું કર્મરૂપે રહેલ (સંઘાતના) સુખ, દુ:ખ બંનેને જાણું છું. હવે જો હું તેની સાથે એક–અનન્ય હોત, તો હું તે બંનેને જાણુત નહિં; પરંતુ જાણું છું. માટે હું તેથી જુદો છું. સુખ અને દુ:ખની વેદનાની ક્રિયા સ્વાર્થ પૂરતીજ હોત અને તમારું કથન પણ સ્વાર્થ પૂરતુંજ હોત, તો એ એમ બનત, અનન્ય રીતે છે, એમ માનવામા આવત તો તે સુખદુઃખ સ્વાર્થ પૂરતાંજ છે, એ બાબત યોગ્યરીતે ઘટતી નથી. જેવી રીતે ઘડાનો ઉપયોગ ઘડાના પોતાના (સ્વાર્થ) માટે હોતો નથી, તેવીજ રીતે ચંદનના સુખ અને કાંટાનાં દુઃખ તે કાંઈ ચંદનને માટે કે કાંટાને માટે હોતાં નથી, એટલે ચંદન વગેરેથી જે અર્થ સધાય છે, તે જાણકારરૂપે રહેલ મારે માટે સધાય છે અને તેથી જુદો રહેલ હું બુદ્ધિની અંદર રહેલા એવા સર્વ પ્રયોજનને જાણું છું.'

ગુરુએ જણાવ્યું કે, 'શિષ્ય, તો તો પછી ચિતિમાન હોવાને કારણે તું પોતાના (સ્વાર્થ) માટે રહેલો છે, બીજાથી પ્રેરાએલો તું કાર્ય કરતો નથી. ચિતિમાન (ચૈતન્યવાળો) પરતંત્ર નથી કે જેથી બીજાથી પ્રેરાઈને કાર્ય કરતો હોય જેમ દીવો અને પ્રકાશ એ બન્ને બાબતો સમાન ધર્મવાળી હોવાથી, તે પરસ્પર પૂરક થતી નથી, એમ જે ચૈતન્યવાળો પદાર્થ છે, તે બીજા ચૈતન્યવાળા પદાર્થની સાથે ઉપયોગમા આવશે નહિં, તેજ રીતે જે ચૈતન્યવાળો પદાર્થ છે, તે ચૈતન્યરહિત પદાર્થને પણ ઉપયોગી થશે નહિં, કારણકે ચૈતન્યરહિતનો સબંધ બીજા ચૈતન્યરહિત પદાર્થની સાથે ઘટે છે, એટલે ચૈતન્યની સાથે તેનો સંબંધ ઘટશે નહિં, એજ રીતે ચૈતન્યરહિત એવા બે પદાર્થો પણ પરસ્પર ઉપયોગી થશે નહિં, કારણકે લાકડું અને ભીંત એકમેકનો ઉપકાર કરતા નથી."

અહિં શિષ્યે શંકા કરી કે, 'ભગવન્! સ્વામી અને સેવક એ

બન્નેમાં ચૈતન્ય સરખી રીતે રહેલું છે, તોપણ તે બન્ને એકમેકનાં કાર્યો કરી શકે છે.'

ગુરુએ જણાવ્યું કે, 'એ બાબત બરાબર નથી જેમ અગ્નિના ઉષ્ણતા અને પ્રકાશ એ બે પોતાના ધર્મો છે તેમજ ચૈતન્યવાળાં પદાર્થના પોતાના ધર્મો છે, તે કહેવામાં આવશે. અહિં તો દીવા અને પ્રકાશ બન્ને ઉપયોગી નથી, તે બાબતનું દૃષ્ટાંત આપેલું છે. હવે જો ચૈતન્યવાળા પદાર્થને પોતાના પૂરતા જ ધર્મો હોય છે; પરાર્થ માટે નહિં', એમ માનવામાં આવે, તો અગ્નિનાં ઉષ્ણતા અને પ્રકાશની જેમ જે કૂટસ્થ અને નિત્ય ચૈતન્ય સ્વરૂપ છે, તે આત્માને પોતાની બુદ્ધિની અંદર રહેલ બધા પદાર્થનો જ લાભ થાય છે. હવે જો "આત્માને બધે વખતે વિશેષતારહિતપણું છે,' એમ સ્વીકારવામાં આવે, તો પછી તમે પહેલાં જણાવ્યું કે 'ગાઢનિદ્રાની અંદર વિરામ લીધા પછી જાગૃત અને સ્વપ્ન દશામાં હું ખનો અનુભવ કરું છું' તે બાબત શી રીતે ઘટે?' તેના ઉત્તરમાં એમ જણાવવાનું કે 'સુખ કે દુઃખનો અનુભવ તે મારો સ્વભાવ છે કે તે કોઇ નિમિત્તને લીધે બનેલો છે?' ખરી રીતે તો સુખ કે દુઃખનો જે મોહ થએલો છે, તે દૂર થયો છે કે નહિં', તે પ્રશ્ન સ્થાને છે.

અહિં શિષ્યે જણાવ્યું કે, 'ભગવન્! તમારી કૃપાથી મારો મોહ દૂર થયો; પરંતુ આત્માનો જે કૂટસ્થ સ્વભાવ છે, તે વિષે મને શંકા થાય છે, કેમકે; શબ્દ વગેરેની આપોઆપ સિદ્ધિ થતી નથી; કારણ કે તે ચેતન નથી. એટલે જ્યારે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોના આકારનાં જ્ઞાનની ઉત્પત્તિ થાય ત્યારે તેમની સિદ્ધિ થાય છે. હવે જે શબ્દ વગેરે વિષયો છે, તેમના જ્ઞાન પરસ્પરનાં વિશેષણોનો સંકોચ કરે તેમજ નીલ,પીત વગેરે આકારોને ગ્રહણ કરે ત્યારે થાય; અર્થાત તે વિષયોની સિદ્ધિ આપોઆપ સંભવતી નથી; એટલે તેના આકારોને માટે બહારનું નિમિત્ત હોવું જરૂરી છે અને એ રીતે બહારના

આકારની જેમ શબ્દ વગેરેના આકારોની સિદ્ધિ થાય છે, તેવીજ રીતે તે વિષયોનાં જ્ઞાનો પણ અહંજ્ઞાનના અવલંબન બનેલ અહંકારની વિશેષ વૃત્તિઓરૂપે હોય છે. એ જ્ઞાનો પણ પોતે ચૈતન્યરૂપ નથી કારણકે, શબ્દ કે દેહ વગેરેની જેમ સંઘાતરૂપ છે એટલે તે ચૈતન્યરૂપ નહિં બને, તેથી પોતાની સિદ્ધિ તેનાથી સંભવે એમ નથી, અર્થાત્ જેમ શબ્દ વગેરેની જેમ જ્ઞાનોને પણ પોતાનાથી અલગ રહેલા એવા ગ્રાહ્ય અને ગ્રાહકની સિદ્ધિને માટે જરૂર રહે છે પરિણામે જે પોતે સંઘાતરૂપ નથી અને ચૈતન્યરૂપ છે, તે પોતાની સિદ્ધિમા જેમ ઉપયોગી છે તેમ નીલ, પીત વગેરેના આકારોવાળા તેમજ અહંકારના વૃત્તિના જ્ઞાનવાળાના ગ્રાહક તરીકે જે આત્મા રહેલો છે, તે પોતે વિકારવાળો થવાનો અને તેથી તે કૂટસ્થ છે, એ વિષે મને શંકા થાય છે'

તે શિષ્યને ગુરુએ જણાવ્યુ કે, 'આત્માની કૂટસ્થતા વિષે તને જે શંકા (સંશય) થાય છે, તે બરોબર નથી, કારણ કે શબ્દ વગેરે વિષયોના જ્ઞાનનુ ગ્રહણ થવામા આત્માનુ પરિણામરહિતપણું સંપૂર્ણ રીતે કારણ બને છે જો તે આત્મા કૂટસ્થ હોય, તોજ ચિત્તના જ્ઞાનના સર્વ વિષયોનો લાભ નિશ્ચયે કરીને થાય, અર્થાત્ ચિત્તના પ્રચારથી મળેલ સર્વજ્ઞાનના વિષયોમા આત્માનુ પરિણામરહિતપણુંજ કારણ છે અને તેજ નિશ્ચયનો હેતુ બને છે, તેને તું સંશયનો હેતુ કહે છે, તે બરોબર નથી હવે જો તારા કથન પ્રમાણે આત્મા પણ પરિણામરૂપ (વિકારી) બને, તો જેમ ચિત્ત પોતાના વિષયમા જ્ઞાનહેતુ બનતું નથી તેમજ ઈંદ્રિયો પણ પોતાના વિષયોને જાણી શકતી નથી, એ રીતે આત્માપણ પોતાનુ ગ્રહણ નહિં કરી શકે, અર્થાત્ પોતાના સર્વ વિષયોના પ્રેરક ચિત્તના જ્ઞાનનુ ગ્રહણ તે વિકારી આત્મા નહિં કરી શકે। ખરી રીતે તો તારો આત્મા પોતાના વિષયના એકદેશનું ગ્રહણ કરતો નથી, પરંતુ તે તો સર્વ વિષયોનો ઉપલબ્ધા ગ્રાહક) છે'

શિષ્યે પ્રશ્ન કર્યો કે, 'ભગવન્ ! ઉપલબ્ધિ (લાભ) એ શબ્દમાં 'ધાતુનો અર્થ વિકાર' એમજ થાય છે. અને આપ તો ઉપલબ્ધાનુ કૂટસ્થ આત્મસ્વરૂપ જણાવો છો, તે વિરુદ્ધ નથી?

ગુરુએ જણાવ્યું કે, 'ના, ધાતુનો અર્થ વિકાર છે, તેમાં ઉપલબ્ધિ (લાભ) નો અર્થ ગૌણ રીતે કરવામાં આવેલો છે જે જ્ઞાન બુદ્ધિનો વિષય છે, તે ધાતુના અર્થને અનુસરતાં વિક્રિયા (પરિણામ) રૂપે લેવામાં આવે, તો ઉપલબ્ધિ ગૌણ રીતે વપરાય એમ છે અને તેનો અર્થ એમ લેવાય કે, 'આત્માના સ્વરૂપે રહેલ જે ઉપલબ્ધિ (લાભ), તેનો આભાસ (ચિદાભાસની રીતે) પરિણામના અંતમાં જણાય છે; અર્થાત્ જેમ છેદનની ક્રિયા છે, તે ધાતુના અર્થ પ્રમાણે 'લાકડાના બે કકડા જુદા થવા' એ રીતે ફલના પરિણામ સુધી ગૌણ રીતે લેવામાં આવે છે, એ રીતે ઉપલબ્ધિનો ધાત્વર્થ લેવામાં આવે છે.'

એ રીતે જણાવતાં, શિષ્યે પૂછ્યું કે, 'ભગવન ! 'મારો આત્મા કૂટસ્થ છે' એ બતાવવા માટે આપે જે દૃષ્ટાંત આપ્યું તે પુરેપુરું ઘટતું નથી. દા. ત છેદનક્રિયાનો ધાત્વર્થ લેવામાં આવે, તો છેદનરૂપ (બે કટકા થવાના) વિકાર સુધીનો અર્થ ગૌણ રીતે લેવામાં આવે છે; એજ રીતે જો ઉપલબ્ધિ શબ્દ ગૌણ રીતે પણ ધાતુના અર્થ તરીકે લેવામાં આવે, તો તે બુદ્ધિના જ્ઞાન રૂપ વિષય તરીકે આત્માની ઉપલબ્ધિરૂપી વિક્રિયાના અર્થ સુધી લેવામાં આવે; અને એમ થતાં તો આત્મા વિકારી થશે એટલે આત્માનું કૂટસ્થપણું સિદ્ધ કરવામાં આપ સમર્થ નહિ થાવ.'

ગુરુએ જણાવ્યું કે, 'ભાઈ ! જો ઉપલબ્ધિ અને ઉપલબ્ધા એ બેમાં ભેદ હોય, તો તો તારા કહ્યા પ્રમાણે ઉપલબ્ધિથી આત્મા (ઉપલબ્ધા) માં વિકાર થાય; પરંતુ વાસ્તવિક રીતે બંનેમાં ભેદ નથી. આત્મા જે ઉપલબ્ધા ગણાય છે, તે તો સદાને માટે ઉપલબ્ધિરૂપ

છે; અર્થાત્ તે તેનો સ્વભાવ છે; એટલે જેમ તર્કશાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે 'ઉપલબ્ધિ અન્યપદાર્થ' અને ઉપલબ્ધા જુદો' એમ લેવાય છે. તેવું વેદાન્તના સિદ્ધાન્તમા નથી.'

શિષ્યે શંકા કરી કે, 'ભગવન ! ધાતુનો અર્થ લેતાં તો ઉપલબ્ધિ એટલે આત્માની ઉપલબ્ધિરૂપી વિક્રિયા સુધી લેવામાં આવે; અને એ રીતે તો ઉપલબ્ધિ જુદી ઠરે છે.'

ગુરુએ જણાવ્યું કે, 'ભાઇ ! સાંભળ. તને મેં પહેલાં જણાવ્યું છે તે તેં સાંભળ્યું નથી કે, 'આત્માના સ્વરૂપે રહેલ જે ઉપલબ્ધિ, તેનો આભાસ પરિણામના અંતમાં જણાય છે' તેનો અર્થ એ થયો કે 'આત્મા વિકારની ઉત્પત્તિના પરિણામરૂપ બનતો નથી. 'અર્થાત્ ઉપલબ્ધિથી આત્માને કોઈ જાતનો વિકાર થતો નથી.'

શિષ્યે પૂછ્યું કે, 'ભગવન ! તો પછી આપે મને એમ કેમ કહ્યું કે, "મારો જે આત્મા કૂટસ્થ છે, તે પોતાના વિષયોવાળા ચિત્તના સર્વ વ્યાપારોની ઉપલબ્ધિ કરનાર આત્મા તરીકે છે.'

ગુરુએ જણાવ્યું કે, 'તને મેં કહ્યું, તે ખરોબર છે; કારણ કે જો તે સર્વ વિષયોનો ઉપલબ્ધા હોય; તોજ તેનું કૂટસ્થપણું સિદ્ધ થાય' એ બાબતમાં મેં તને જણાવી છે.'

શિષ્યે પૂછ્યું કે, 'ભગવન ! જો મારો આત્મા કૂટસ્થ અને નિત્ય ઉપલબ્ધિ સ્વરૂપે રહેલો છે; તો પછી શબ્દ વગેરે વિષયોના આકાર ચિત્તના જ્ઞાનમાં પરિણામ પામીને પછી મારા આત્મસ્વરૂપે રહેલ ઉપલબ્ધિના આભામરૂપ પરિણામ સુધી જતાં શબ્દ વગેરે વિષયો આત્મામાં નિત્ય ઉત્પન્ન થતા રહેશે અને એમ થશે, તો મારા આત્માએ ક્યો અપરાધ કર્યો ગણાશે, અર્થાત્ આત્માની જેમ વિષયોની ઉપલબ્ધિ પણ નિત્ય થશે ?'

ગુરુએ જણાવ્યું કે, 'ભાઇ! તેમા તારો કોઈ અપરાધ નથી. એ અપરાધ તો ફક્ત અવિદ્યાને લીધે થએલો છે, એ બાબત તને પહેલાજ જણાવવામા આવી છે

શિષ્યે પૂછ્યું કે, 'ભગવન! જો મને ગાઢનિદ્રામા કોઈ જાતનો વિકાર થતો નથી, એમ આપ જણાવો છો, તો પછી સ્વપ્ન દશામા અને જાગરિતદશામા મને શા માટે વિકાર થાય છે?'

ગુરુએ તેને ઉત્તર આપ્યો કે 'ભાઇ! સ્વપ્નમા અને જાગરિત દશામા વિકાર છે, એનો અનુભવ તો તનેમતત થઇરહ્યો છે, તેનું શું?'

શિષ્યે ઉતર આપ્યો કે, 'પ્રભુ! વિકારનો અનુભવ કરું છુ' તે વાત બરાબર છે, પરંતુ આ અનુભવ એકધારો હોતો નથી, તે અનુભવ મને તૂટક તૂટકથયા કરે છે.' તેને ગુરુએ જવાબ આપ્યો કે, 'ભાઇ, વિકારનો અનુભવ તૂટક તૂટક થાય છે, એજ બતાવી આપે છે કે 'તને જે વિકારનો અનુભવ થાય છે, તે આત્માનો પોતાનો અનુભવ નથી, પરંતુ તે વિકારનો અનુભવ આગંતુક છે અર્થાત્ તે કયાકથી બહારથી આવેલો કૃત્રિમ અનુભવ છે જો એ અનુભવ આત્મામાથી પ્રગટ થયો હોત, તો જેમ આત્માના ચૈતન્યસ્વરૂપનો અનુભવ તને સતત એકધારો રહ્યા કરે છે, એજ રીતે સ્વપ્ન અને જાગરિતમા થતો વિકારનો અનુભવ પણ સ્વત સિદ્ધ થતા એકધારો રહ્યા કરત! પરતુ સ્વપ્ન અને જાગરિત દશાના વિકારો તારા પોતાના આત્માના નથી જેમ વસ્ત્ર વગેરે પદાર્થો આગંતુક હોય છે અને તેથી તે શરીરની સાથે વળગીને રહેતા નથી, તેવીજ રીતે સ્વપ્ન અને જાગરિત દશાના વિકારો આગતુક છે અને તેથી તે આત્માની સાથે વળગીને રહેતા નથી જેનું જે સ્વરૂપ હોય છે, તે તેથી જુદું પડતુ નથી, એ બાબત બધે જોવાને મળે છે, એટલે જો સ્વપ્ન અને જાગરિત એ બે દશા ચૈતન્યનુંજ ફક્ત સ્વરૂપ હોત; તો તેઓ તે જુદી પડત નહિ' હવે સુષુપ્ત દશામા તો

ચૈતન્ય સ્વરૂપનો અનુભવ થાય છે. વ્યવહારમાં એવું જોવામાં આવે છે કે 'જેના જે ધર્મ ન હોય, તે ધર્મો તેમાં જોવાને મળે, તે આગંતુક ગણાય છે. આ આગંતુક ધર્મો સતત સ્થિર રહેતા નથી; એટલે તે ધર્મોનો અનુભવ ન થાય, તો તેનો નાશ થયો ગણાય છે, અથવા તો તે ધર્મો પહેલેથીજ નહોતા અને તેમનો કૃત્રિમ રીતે આભાસ થતો જોવાને મળે છે. જેમકે ધન વસ્ત્ર વગેરે મનુષ્યના પોતાના ધર્મો નથી, છતાં તે ધર્મો મનુષ્યમાં જોવાને મળે છે અને અમુક કાળે તેનો નાશ થતાં, તે ધન વસ્ત્ર વગેરેનો અનુભવ થતો નથી; અથવા તો જેમ સ્વપ્નદશામાં કે ભ્રાંતિની દશામાં મનુષ્યને જે ધર્મો નથી હોતા, તેનો અનુભવ થાય છે, પરંતુ તે સ્વપ્ન કે ભ્રાંતિની દશા દૂર થતાં, તે ધર્મોનો અનુભવ થતો નથી. એ રીતે જો સુષુપ્ત દશામાં અનુભવાતું ચૈતન્ય સ્વરૂપ આત્માનો ધર્મ ન હોત અને તે આગંતુક હોત, તો બાધ થાત અને તે વખતે 'ધનવસ્ત્રની જેમ ચૈતન્યનો નાશ થયો છે અથવા સ્વપ્ન કે ભ્રાંતિની જેમ ચૈતન્ય ધર્મનો અભાવ હતો,' એવો અનુભવ થાત; પરંતુ એવો અનુભવ થતો નથી, તેથી એક બાબત સિદ્ધ થાય છે કે, સુષુપ્ત દશામાં ચૈતન્યનો અનુભવ આત્મસ્વરૂપ છે અને તેનો સતત અનુભવ થાય છે.

અહિં શિષ્ય એમ શંકા કરે કે, 'હે ભગવન ! આપ કહો છો, એમ જો બાબત હોય, તો ચૈતન્યનું સ્વરૂપ પણ આગંતુક છે, એમ કરશે. જેમ સ્વપ્ન અને જાગરેતની દશામાં ચૈતન્યનો અનુભવ થતો નથી તેમ સુષુપ્તિ દશામાં પણ ચૈતન્યનો અનુભવ થતો નથી, એવું જોવાને મળે છે. મને પોતાને એવો અનુભવ જાગૃત થયા પછી થાય છે કે, 'હું ચૈતન્યસ્વરૂપ વિનાનો હતો.'

આનો ઉત્તર ગુરુ આપે છે કે, 'તારું કથન બરોબર નથી, તું વિચારી જો. એમ છતા 'ચૈતન્યનુ સ્વરૂપ આગંતુક છે,' એમ જો તું

જોનો હોય, તો તું જોયા કર. જે એવો ભ્રમ ઘૂસી ગયો હોય; તેને દૂર કરવા માટે અમે સો વર્ષ સુધી પ્રયત્ન કરીએ અને યુક્તિઓ બતાવ્યા કરીએ; તો પણ તે બાબત સાબીત થાય એમ નથી. જે અચૈતન્ય–જડ છે, તે સંઘાતરૂપે, અનેકરૂપે અને વિનાશીરૂપે છે અને તેથી તે પોતાની સત્તા સ્વતંત્ર રીતે સિદ્ધ કરી શકે એમ નથી, તેથી તે પરાર્થ–આગંતુક રૂપે છે, તેને ગમે તેવી યુક્તિયોથી પણ સ્વતઃ સિદ્ધ સ્વભાવવાળું ગણી શકાય એમ નથી. 'જે વસ્તુ પોતાની ન હોય, તે અસ્વાર્થ–આગંતુક ગણાય અને તેની સ્વતઃસિદ્ધિ હોય નહિં;' એ બાબત તો અમે અનેકવાર જણાવી છે. હવે જે ચૈતન્ય સ્વરૂપ છે, તે તો આત્માનું સ્વતઃસિદ્ધ છે એટલે તેને બીજાં કોઇ ન્યાય–યુક્તિ વગેરેની જરૂર રહેતી નથી; તેમજ આત્માના ચૈતન્યસ્વરૂપનું કોઇ નિવારણ કરી શકે એમ નથી. કારણ કે તેમાં બાધ કે અભાવ જેવો દોષ આવતો નથી.

અહિં શિષ્ય એમ શંકા કરે છે કે, 'હું સુષુપ્ત–ભરનિદ્રાની દશામાં જ્ઞાન (ચૈતન્ય) નો અનુભવ કરતો નથી' એમ મેં જણાવ્યું, તે રીતે તે ચૈતન્યનો બાધ આવે છે.'

અહિં ગુરુ ઉત્તર આપે છે કે, 'ના, તારા કથનમાં 'વદતો વ્યાઘાત' નામે દોષ આવે છે, અર્થાત્ જેમ કોઇ કહે છે કે 'મારા મુખમાં જીભ નથી' તો બોલ્યો શી રીતે, એજ રીતે 'તું સુષુપ્ત દશામાં ચૈતન્ય સ્વરૂપને જોઇ રહ્યો છે, છતાં તું કહી રહ્યો છે કે 'હું ચૈતન્યને જોતો નથી એ વચન વ્યાઘાતરૂપે છે.'

અહિં શિષ્ય જણાવે છે કે, 'ભગવન ? ભરનિદ્રામાં મેં ચૈતન્યને અથવા બીજા કોઇ સ્વરૂપને જોયું નથી.'

તેના ઉત્તરમાં ગુરુ કહે છે કે, 'ભરનિદ્રામાં તો તું પોતે જોનારો છે અને તું પોતે જોયાનોજ નિષેધ કરે છે,- પણ દૃષ્ટિનો નિષેધ

કરતો નથી. 'અહિં તારી જે દૃષ્ટિ છે, તેજ ચૈતન્ય છે', એમ-મેં તને પહેલાં કહ્યું છે. જે દૃષ્ટિ પોતે ભરનિદ્રામાં હયાતી ધરાવતી હોય છે, તેજ દૃષ્ટિથી તું એમ કહી રહી છે કે 'મેં કાંઇ જોયું નથી' તે દૃષ્ટિ જ તારૂં ચૈતન્ય છે. આ ચૈતન્ય છે તે કૂટસ્થ અને નિત્ય તરીકે સિદ્ધ થાય છે અને તે સ્વતઃસિદ્ધ છે એટલે તેનો કોઇ ઠેકાણે બાધ થતો નથી, ઉપરાંત તેને પોતાની સિદ્ધિને માટે બીજાં પ્રમાણોની જરૂર રહેતી નથી. આ ચૈતન્યરૂપ પ્રમાતા પોતે તો સ્વતઃસિદ્ધ છે. હવે જે વ્યવહારિક બીજો પદાર્થ છે, તેને પ્રમેય ગણવો હોય ત્યારે તેના પરિચ્છેદ–મર્યાદાના આભાસને માટે બીજા પ્રમાણની જરૂર રહેવાની, હવે બીજી જે પરમાર્થરૂપે પ્રમિતિ છે, તે નિત્ય અને અપરિચ્છિન્ન સંવિદ્ છે, તે બીજા વિષય–પ્રમેયોને માટે પ્રમાણ તરીકે ઉપયોગી બને છે. પોતાને માટે જરૂરતી નથી, કારણ કે પોતે તો સ્વભાવે કરીને નિત્ય નિરંતર કૂટસ્થ અને સ્વયંજ્યોતિ રૂપે છે. આ જે નિત્ય સંવિદ્ છે, તે આત્માના પ્રમાણમાં અને પ્રમાતામાં સ્વયંરૂપે બનીને રહે છે અર્થાત્ તે આત્માનો પ્રમિતિ–સંવિદ્ સ્વભાવ છે એટલે તેને સાબીત કરવા બીજાં પ્રમાણોની જરૂર રહેતી નથી. જેમ લોઢામાં પ્રકાશ જોઇતો હોય કે પાણીમાં ગરમી જોઇતી હોય, તો તેને માટે અગ્નિ અને સૂર્ય જેવા પદાર્થોની જરૂર રહે છે, કારણ કે ગરમી કે પ્રકાશ લોઢું કે પાણીનો સ્વભાવે નથી, અગ્નિ કે સૂર્યને ગરમી કે પ્રકાશ જોઇતાં હોય, તો તેમને બીજા પદાર્થોની જરૂર રહેતી નથી, કારણ કે તે તેમના સ્વભાવ છે.'

અહિં શિષ્ય એમ પૂછે 'કે ભગવન ! આપ જેને પ્રમા તરીકે ઓળખાવો છો, એ પ્રમા જ્ઞાન તો અનિત્યરૂપે હોય, ત્યારે જ વ્યવહારમાં આવે છે. જે નિત્ય સંવિદ્ પ્રમા છે, તેનો તો કોઇ ઉપયોગ જોવામાં આવતો નથી'

અહિં ગુરુદેવ ઉત્તર આપે છે કે, 'ભાઇ ! પ્રમા જ્ઞાન ગણાય છે અને જ્ઞાન નિત્ય હોય કે અનિત્ય હોય, તેથી તેના મૂલ ધર્મમાં કોઇ

વિશેષતા અથવા કોઇ વિરોધ આવતો નથી. જ્ઞાનને પ્રમારૂપ ગણ્યા પછી, તે જ્ઞાન અનિત્ય પ્રમારૂપે છે અને નિત્ય પ્રમારૂપ નથી, એ એ બાબતમાં કોઇ ફરક જોવામાં આવતો નથી.'

અહિં શિષ્ય એમ શંકા કરે છે કે, 'જો પ્રમાને નિત્ય માનો, તો પ્રમાતા, પ્રમાણ, પ્રમેય વગેરેની અપેક્ષા રહેતી નથી, પરંતુ જો પ્રમાને અનિત્ય માનો, તો બીજાં કારક, કરણ, કર્મ વગેરેની જરૂર રહે છે, આમ પ્રમાને નિત્ય અથવા અનિત્ય માનવામાં ફરક છે.'

અહિં ગુરુ ઉત્તર આપે છે કે, 'ભાઇ ? પ્રમાતાને પોતાનું જ્ઞાન આપોઆપ થાય છે, એટલે પોતાની સ્વતઃસિદ્ધિ કરવા માટે બીજાં પ્રમાણની જરૂર નથી, એ બાબત તો સિદ્ધ થાય છે જ !
અહિં શિષ્ય એમ શંકા કરે કે, 'પ્રમાનો આત્મામાં અભાવ છે, એ બાબત સ્વીકારશો, તો તે પ્રમાની જરૂર પણ નથી, તેય સાથે સ્વીકારાશે, કારણ કે આત્મા પોતે જ નિત્ય પદાર્થ છે.'

અહિં ગુરુનો ઉત્તર એ છે કે, પ્રમા એ જ્ઞાન છે અને તે તો આત્મામાં નિત્ય સ્વરૂપે રહે છે, એટલે તેને સિદ્ધ કરવાની જરૂર રહેતી નથી, એ બાબત પહેલાં જણાવી છે.

શિષ્ય એમ પૂછે છે કે, ભગવન્ ! આત્મા સ્વત.સિદ્ધ છે, એ વાત બરાબર છે; પરંતુ પ્રમાતા વગેરે વ્યવહારના વિષયો છે, તેને માટે તો પ્રમાણની અપેક્ષા રહેવાની તેમજ તેની સિદ્ધિ માટે પ્રમા વગેરે અનિત્ય બાબતોની ગણના રહેવાની છે, એ વાત બરોબર છે !'

ગુરુ જણાવે છે કે, 'ભાઇ, તારી વાત બરાબર નથી, કારણકે વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે પ્રમાતાને વિષયેજ બધાં પ્રમાણો રહેલાં છે. જો પ્રમાતાને અન્ય પ્રમાણની જરૂર છે, એમ માનશો, તો પ્રમાતાને

જાણવાની ઇચ્છા–પ્રમિત્સા કોને થશે, એ પ્રશ્ન ઉભો રહે છે. જેની પ્રમિત્સા છે, તેજ પોતે પ્રમાતા છે, એમ સ્વીકારેલુ છે. બીજું પ્રમાતા વિષેની પ્રમિત્સા પ્રમેયનોજ વિષય બનશે, પ્રમાતાનો વિષય નહિં બને. તેને પ્રમાતાનો વિષય માનશો, તો અનવસ્થા આવશે. અર્થાત્ પ્રમિત્સા એટલે પ્રમાતાને જાણવાની ઇચ્છા. હવે પ્રમાતા અને તેની ઇચ્છા એ બંનેને જોડનાર કોઇ બીજો પ્રમાતા જોઇશે; તેને માટે ત્રીજો પ્રમાતા જોઇએ. એટલે પ્રમાતાથી અલગ રીતે પ્રમિત્સાને રાખશો, તો તેનો અંત નહિં આવે, એટલે પ્રમિત્મા પ્રમાતાથી અલગ નથી તેમજ પ્રમિત્સા તે પ્રમાતાનો વિષય નથી, પણ પ્રમેયનો વિષય છે, એમ માનવામા આવે તો જ પ્રમેયની સિદ્ધિ થશે, નહિંતો પ્રમેયની સિદ્ધિ પણ નહિં થાય.

લોકમાં પણ જોવામાં આવે છે કે, 'જો પ્રમેયની સિદ્ધિ કરવી હોય, તો પ્રમાતાની ઇચ્છા, પ્રમાતાનો પ્રયત્ન તેમજ પ્રમાતાના પ્રમાણથી થાય છે, તે વિના તેની સિદ્ધિ થતી નથી. તેજ રીતે જ્ઞાન પણ પ્રમેયના વિષયનુ જોવામાં આવે છે. પ્રમાતાનો પ્રમાતા આ વ્યવહાર માટે આવવો જોઇએ, એવી કલ્પના કોઈ કરી શકશે નહિં, કારણકે ઇચ્છા વગેરે ધર્મો પ્રમાતાના છે, એટલે પોતાની પોતે શી રીતે ઇચ્છા કરે? એજ રીતે સ્મૃતિ પણ સ્મરણના વિષયનો વિચાર કરે છે, સ્મરણ કરનાર સ્મર્તાનો વિચાર કરતી નથી. તે પ્રમાણે ઇચ્છાનો વિષય પણ જે ઇષ્ટ પદાર્થ હોય, તે જ બને છે, પરંતુ ઇચ્છાને કરનારો ઇચ્છાવાળો પ્રમાતા તેનો વિષય બનતો નથી. જો આ સ્મૃતિ અને ઇચ્છાનો વિષય સ્મર્તા અને ઇચ્છાવાન પ્રમાતા બને, તો તેનો સ્મર્તા અને ઇચ્છાવાન કોણ, એ રીતે પ્રમાતાની જેમ અનવસ્થા દોષ આવે."

અહિં શિષ્ય એમ પૂછે છે કે, 'ભગવન! જે વિષયનું જ્ઞાન લેવું હોય, તે વિષય જાણી શકાય છે, અર્થાત્ જો પ્રમાતા વિષય બને, તો જ

કરણની સાથે સંપર્કમાં નહિં આવે અને તો પછી કોઇ વ્યવહાર પણ નહિં થાય. લોકમાં જોવાને મળે છે કે, 'સુથાર વગેરે કારીગરો વાંસલા વગેરે સાધનોની સાથે અનેક કાર્યો કરે છે, તેમાં વાંસલા વગેરે સાધનો સુથાર વગેરે કારીગરોની સાથે સંપર્કમાં આવે છે, એ રીતે હવે જો આત્મા કાર્યકરણની સાથે સંપર્કમાં નહિ આવે અને છતાં તેને કાર્યકરણ વગેરેનું ઉપાદાન કારણ ગણવામાં આવશે, તો પહેલાં કહ્યા પ્રમાણે અનવસ્થાનો દોષ લાગશે. સુથાર વગેરે કારીગરોનો વાંસલા વગેરે સાધનોની સાથે નિત્ય સંબંધ નથી, પરંતુ આત્મા–પ્રમાતાનો આત્મજ્ઞાન પ્રમાની સાથે નિત્ય સંબંધ છે, તેથી અનવસ્થા દોષ લાગશે."

ગુરુ જણાવે છે કે, ભાઈ, જો આત્માનું કર્તાપણું સ્વીકારીએ, તો અનવસ્થા દોષ આવે; પરંતુ આત્મા તો ક્રિયા, કર્મ, કરણ વગેરેની સાથે જોડાતો નથી. તમારા મતમાં તો અસંહત–ન જોડાવું એવા સ્વભાવને લીધે કરણ વગેરેનો સંગ્રહ નહિં થાય એટલે કર્તાપણું પ્રાપ્ત નહિં થાય, એટલે કરણ વગેરેનો સંગ્રહ કરવો જોઇએ, હવે કરણનાં ગ્રહણ થયાં એટલે તેના ઉપાદાનરૂપે રહેલ આત્મા વિકારી થવાનો, તે આત્માને કર્તાપણું પ્રાપ્ત થાય તે માટે બીજાં કરણ સાધન વગેરેનો સ્વીકાર કરવો પડે અને તેના ઉપાદાનમાં પણ બીજાં કરણની જરૂર પડે એમ પ્રમાતાને સ્વતંત્ર માનશો તો તેના કર્તાપણામાં અનવસ્થા દોષ આવશે.

'હવે તમે જો એમ કહેશો કે, 'આત્મા ક્રિયા કરવામાં સ્વતંત્ર નથી, પરંતુ ક્રિયાજ તેને કર્તાપણું આપશે."

"તે બાબત બરાબર નથી, કારણકે ક્રિયા પોતે જડ છે અને કર્તા વિના પોતાનું સ્વરૂપજ બનતું નથી, તો તે કર્તાપણું શી રીતે આપશે!"

અહિં એમ માનો કે, 'એક બીજા આત્માનો સ્વીકાર કરીને, તે ક્રિયા કરાવશે.'

"તો તે પણ બરાબર નથી, કારણ કે બીજો (સાક્ષી ૩૫) આત્મા તો સ્વતઃસિદ્ધ છે અને તે કોઈ ક્રિયાનો વિષય બનતો નથી."

"હવે જો આત્માને છોડીને બીજો કોઇ પદાર્થ પ્રમાણ તરીકે સ્વીકારાય", તો પણ તે બને એમ નથી.

"કારણ કે, આત્માને છોડીને બીજો જે કોઈ પદાર્થ હશે, તે અચેતન હશે અને તે જડપદાર્થ કોઇનું પ્રમાણ બને, એમ જોવામાં આવ્યું નથી."

"શબ્દ વગેરે વિષયો આત્માની અપેક્ષા વિના પ્રમાણ બને છે," એ બાબત બરાબર નથી, કારણકે જ્યાં સુધી શબ્દ વગેરે વિષયોના જ્ઞાનદ્વારા, તેની પ્રતીતિ ન થાય, ત્યાં સુધી શબ્દ વગેરે વિષયોની સિદ્ધિ થતી નથી. હવે આ વિષયોનું જ્ઞાન છે, તે આત્માનુંજ જ્ઞાન છે. આત્માને છોડીને બીજા પદાર્થને જ્ઞાનનું પ્રમાણ માનશો, તો તે પદાર્થ ચેતનજ હશે અને તે આત્મા બનશે; એટલે ક્રિયા, કરણ વગેરેની સાથે સંબંધમાં નહિ આવનાર આત્મા સ્વાર્થરૂપજ હોય છે; પરાર્થરૂપે નહિ; અર્થાત્ આત્માને પોતાનાં પ્રમાણ માટે બીજા કોઇ પદાર્થની જરૂર રહેતી નથી, એટલે તે પક્ષમાં અનવસ્થા દોષ આવતો નથી. આ પક્ષને અનુસરીને તમે એમ માનો કે, 'દેહ, ઇંદ્રિય અને વિષયો પણ બીજાની અપેક્ષા રાખતા નથી; તે કથન બરાબર નથી, કારણ કે જ્યાં સુધી દેહ વગેરેનુ સારી રીતે જ્ઞાન થતું નથી; ત્યા સુધી તે પદાર્થોની સિદ્ધિ થતી નથી. આત્મા તો સ્વતઃસિદ્ધ છે."

'અહિં શિષ્ય એમ જણાવે છે કે, ભગવન ! પોતાના દેહ તો આપોઆપ જાણી લેવાય છે, તેના જ્ઞાન માટે પ્રત્યક્ષ વગેરે બીજાં જ્ઞાનોની જરૂર રહેતી નથી.'

તેનું જ્ઞાન થાય, પરંતુ આપ તો પ્રમાતાનો વિષય તરીકે સ્વીકાર કરતા નથી, તો પછી તે પ્રમાતા પોતે જાણ્યા વિનાનો–જ્ઞાન રહિત રહી જશે'

તેનો ઉત્તર આપતાં ગુરુ જણાવે છે કે, 'ભાઇ જે પ્રમાતા છે, તે પોતે જ્ઞાતા છે, તેના જ્ઞાનને માટે જે તે જ્ઞાતા જાણવાલાયક પદાર્થ–અવગંતવ્યનો વિષય બને અર્થાત્ જ્ઞાતા પોતે જ જ્ઞાનનો વિષય થાય, એમ તારું કહેવું છે, તે બરાબર નથી, કારણ કે જ્ઞાતાને વિષય બનાવશો, તો ઉપર કહ્યા પ્રમાણે અનવસ્થા દોષ આવીને ઊભો રહે. એટલે તારું કથન બરોબર નથી. આ જ્ઞાન આત્માને વિષે કૂટસ્થ, નિત્ય, આત્મજ્યોતિરૂપે સ્વતઃસિદ્ધ છે અને જેમ અગ્નિને ગરમીની કે સૂર્યને પ્રકાશની જરૂર બીજા તરફથી હોતી નથી; તે જ રીતે જ્ઞાન પણ બીજાની જરૂર રાખ્યા વિના સ્વતઃસિદ્ધ છે, એ બાબત તમને પહેલાં બતાવી છે, હવે જો ચૈતન્ય આત્મજ્યોતિરૂપ જ્ઞાન પોતાના આત્મામાં અનિત્યરૂપે રહે છે, એમ માનો; તો, જેમ કાર્ય અને કારણનો સંઘાત ભેગો થાય છે તેમ આત્મા અને તેનું જ્ઞાન ભેગું થશે અને એથી તો જેમ પરાર્થતા અને દોષવત્તા એ બે બાબતો આવી જશે. કેમકે, ચૈતન્ય અને આત્માની જ્યોતિરૂપ જે જ્ઞાન છે, તે પોતાના આત્મા વિષે પણ અનિત્ય છે, તો પછી જેમ સ્મૃતિ વગેરેનું વ્યવધાન આવે છે અને આત્માની સાથે તેનું અંતર પડે છે, તેમ આત્માના જ્ઞાનમાં પણ અંતર પડે. હવે જેમ દેહને આંખ વગેરે ઇંદ્રિયોનો સમૂહ મળે છે, તેમ આત્માને ચૈતન્યનું જ્યોતિ મળે છે, એમ માનો, તો ઉત્પત્તિના પહેલાં અને નાશની પછી આત્મજ્ઞાન આત્મામાં જોવાને નહિં મળે અને જેમ ચક્ષુ વગેરે ઇંદ્રિયો બીજાની અપેક્ષા રાખે છે, તેમ આત્મજ્ઞાન પણ આત્માની સાથે સંબંધ જાળવવામાં બીજાની અપેક્ષા રાખશે અને તે જ્યારે ઉત્પન્ન થશે ત્યારે જ તે આત્માને જોવાને મળશે અને એ રીતે તે આત્મજ્ઞાન આત્માનું પોતાનું (સ્વાર્થરૂપ) બનીને નહિં રહે. જો આત્મજ્ઞાન આત્માના પોતાના સ્વભાવનું હોય, તો તેને સિદ્ધ કરવા

માટે પરાર્થ–બીજા પદાર્થની અપેક્ષા નહિં રહે, પણ તે સ્વાર્થ–પોતાનું બની રહેશે, પરંતુ જો આત્મજ્ઞાન આત્માનું પોતાનું નિત્ય સ્વરૂપ નથી, એમ માનશો, તો તેને સિદ્ધ કરવા માટે બીજા પદાર્થની અપેક્ષા રહેવાની. અર્થાત્ આત્માનું આ જ્ઞાન નિત્ય ચૈતન્યરૂપ છે, તે બીજા કોઇની અપેક્ષા રાખ્યા સિવાયજ નિત્યસિદ્ધ બની રહે છે."

અહિં શિષ્ય શંકા કરે છે કે, 'તમારા કહ્યા પ્રમાણે તો આત્મજ્ઞાનને આત્મા સિવાયની પ્રમા વગેરે બીજી કોઈ બાબતોની અપેક્ષા નથી, તો પછી આત્મા પ્રમાતા તરીકે ગણાશે નહિ, કારણકે પ્રમા વિના પ્રમતાપણું શી રીતે બને ?

તેનો ઉત્તર આપતાં ગુરુ જણાવે છે કે, 'પ્રમા પોતે નિત્ય હોય કે અનિત્ય હોય, તેથી તેના સ્વરૂપમાં કોઇ વિશેષ તફાવત પડતો નથી. જ્ઞાન પોતે પ્રમા છે, એટલે સ્મૃતિ અને ઇચ્છા અનિત્ય છે, તે રીતે પ્રમા અનિત્ય હોય અથવા આત્માનું સ્વરૂપ હોઇ કૂટસ્થ નિત્ય હોય, તેથી તે પ્રમાના સ્વરૂપમાં ફરક પડતો નથી. જેમકે, સ્થા (तिष्ठ) ધાતુ છે, તેનું ફલ ધાતુના અર્થને અનુસરી ગતિ કરવી થાય છે. હવે 'ઉભા રહેવું' એ ભાવમાં ગતિ કરતાં અટકી જવું, એમ અનિત્ય અર્થ લો, અથવા 'ઉભું છે' એમ અપૂર્વ નિત્ય અર્થ લો, તો તેમાં ધાતુના રૂપમાં અને ભાવમાં વિશેષ તફાવત પડતો નથી, એટલે તેનો વ્યવહાર સરખો જોવામાં આવે છે: જેમકે, तिष्ठन्ति मनुष्याः મનુષ્યો ઉભા રહે છે, तिष्ठन्ति पर्वताः પર્વતો ઉભા છે. અહિં ધાતુના અર્થમાં ફેર પડતો નથી. એ જ રીતે જ્ઞાન નિત્ય સ્વરૂપે પ્રમાતામાં રહેવાથી 'પ્રમાતા' એ પ્રકારનો વ્યવહાર અટકી જતો નથી. કારણ કે જ્ઞાન નિત્ય હોય કે અનિત્ય હોય, તો પણ તેનું ફલ સામાન્ય એકરૂપ છે."

અહિં શિષ્ય એમ જણાવે છે કે, 'જો આત્મા નિત્ય જ્ઞાનસ્વરૂપ છે, તેમાં કોઈ જાતનો વિકાર થતો નથી એટલે તે પ્રમાતા બનીને કાર્ય,

કરણની સાથે સંપર્કમાં નહિં આવે અને તો પછી કોઇ વ્યવહાર પણ નહિં થાય. લોકમાં જોવાને મળે છે કે, 'સુથાર વગેરે કારીગરો વાંસલા વગેરે સાધનોની સાથે અનેક કાર્યો કરે છે, તેમાં વાંસલા વગેરે સાધનો સુથાર વગેરે કારીગરોની સાથે સંપર્કમાં આવે છે, એ રીતે હવે જો આત્મા કાર્યકરણની સાથે સંપર્કમાં નહિ આવે અને છતાં તેને કાર્યકરણ વગેરેનું ઉપાદાન કારણ ગણવામાં આવશે, તો પહેલાં કહ્યા પ્રમાણે અનવસ્થાનો દોષ લાગશે. સુથાર વગેરે કારીગરોનો વાંસલા વગેરે સાધનોની સાથે નિત્ય સંબંધ નથી, પરંતુ આત્મા–પ્રમાતાનો આત્મજ્ઞાન પ્રમાની સાથે નિત્ય સંબંધ છે, તેથી અનવસ્થા દોષ લાગશે."

ગુરુ જણાવે છે કે, ભાઈ, જો આત્માનું કર્તાપણું સ્વીકારીએ, તો અનવસ્થા દોષ આવે; પરંતુ આત્મા તો ક્રિયા, કર્મ, કરણ વગેરેની સાથે જોડાતો નથી. તમારા મતમાં તો અસંહત–ન જોડાવું એવા સ્વભાવને લીધે કરણ વગેરેનો સંગ્રહ નહિં થાય એટલે કર્તાપણું પ્રાપ્ત નહિં થાય, એટલે કરણ વગેરેનો સંગ્રહ કરવો જોઇએ, હવે કરણનાં ગ્રહણ થવાં એટલે તેના ઉપાદાનરૂપે રહેલ આત્મા વિકારી થવાનો, તે આત્માને કર્તાપણું પ્રાપ્ત થાય તે માટે બીજાં કરણ સાધન વગેરેનો સ્વીકાર કરવો પડે અને તેના ઉપાદાનમાં પણ બીજાં કરણની જરૂર પડે એમ પ્રમાતાને સ્વતંત્ર માનશો તો તેના કર્તાપણામાં અનવસ્થા દોષ આવશે.

"હવે તમે જો એમ કહેશો કે. 'આત્મા ક્રિયા કરવામાં સ્વતંત્ર નથી, પરંતુ ક્રિયાજ તેને કર્તાપણું આપશે."

"તે બાબત બરાબર નથી, કારણકે ક્રિયા પોતે જડ છે અને કર્તા વિના પોતાનું સ્વરૂપજ બનતું નથી. તો તે કર્તાપણું શી રીતે આપશે?"

અહિં એમ માનો કે, 'એક બીજા આત્માનો સ્વીકાર કરીને, તે ક્રિયા કરાવશે.'

"તો તે પણ બરોબર નથી, કારણ કે બીજો (સાક્ષી રૂપ) આત્મા તો સ્વતઃસિદ્ધ છે અને તે કોઈ ક્રિ ાનો વિષય બનતો નથી."

"હવે જો આત્માને છોડીને બીજો કોઇ પદાર્થ પ્રમાણ તરીકે સ્વીકારાય", તો પણ તે બને એમ નથી.

"કારણ કે, આત્માને છોડીને બીજો જે કોઈ પદાર્થ હશે, તે અચેતન હશે અને તે જડપદાર્થ કોઇનું પ્રમાણ બને, એમ જોવામાં આવ્યું નથી."

"શબ્દ વગેરે વિષયો આત્માની અપેક્ષા વિના પ્રમાણ બને છે," એ બાબત બરાબર નથી, કારણકે જ્યાં સુધી શબ્દ વગેરે વિષયોના જ્ઞાનદ્વારા, તેની પ્રતીતિ ન થાય, ત્યાં સુધી શબ્દ વગેરે વિષયોની સિદ્ધિ થતી નથી. હવે આ વિષયોનું જ્ઞાન છે, તે આત્માનુંજ જ્ઞાન છે. આત્માને છોડીને બીજા પદાર્થને જ્ઞાનનું પ્રમાણ માનશો, તો તે પદાર્થ ચેતનજ હશે અને તે આત્મા બનશે; એટલે ક્રિયા, કરણ વગેરેની સાથે સંબંધમાં નહિ આવનાર આત્મા સ્વાર્થરૂપજ હોય છે; પરાર્થરૂપે નહિ; અર્થાત્ આત્માને પોતાનાં પ્રમાણ માટે બીજા કોઇ પદાર્થની જરૂર રહેતી નથી, એટલે તે પક્ષમાં અનવસ્થા દોષ આવતો નથી. આ પક્ષને અનુસરીને તમે એમ માનો કે, 'દેહ, ઇંદ્રિય અને વિષયો પણ બીજાની અપેક્ષા રાખતા નથી; તે કથન બરોબર નથી, કારણ કે જ્યાં સુધી દેહ વગેરેનું સારી રીતે જ્ઞાન થતું નથી; ત્યા સુધી તે પદાર્થોની સિદ્ધિ થતી નથી. આત્મા તો સ્વતઃસિદ્ધ છે.'

'અહિં શિષ્ય એમ જણાવે છે કે, ભગવન્! પોતાના દેહ તો આપોઆપ જાણી લેવાય છે, તેના જ્ઞાન માટે પ્રત્યક્ષ વગેરે બીજાં જ્ઞાનોની જરૂર રહેતી નથી.'

ગુરુ તેનો ઉત્તર આપે છે કે, 'તારી વાત તો બરાબર લાગે છે પરન્તુ જ્યાં સુધી જાગૃત દશા હોય, ત્યાં સુધી તો દેહનુ જ્ઞાન રહે છે: મરણ થયા પછી કે ગાઢનિદ્રામાં ગયા પછી, તો દેહનું જ્ઞાન રહેતું નથી. તે દશામાં દેહના જ્ઞાન માટે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોની જરૂર રહે છે, એજ રીતે ઇંદ્રિયોને પણ જાગૃત દશામાં પોતાના જ્ઞાન માટે બીજાં પ્રત્યક્ષ વગેરે પ્રમાણોની જરૂર રહેતી નથી; પરંતુ ઇંદ્રિયોના જ્ઞાન માટે બહાર રહેલા શબ્દ, રસ, રૂપ વગેરે વિષયોની જરૂર રહે છે, એજરીતે વિષયો પણ પ્રમાણની અપેક્ષા રાખે છે: અર્થાત્ દેહ, ઇંદ્રિય, વિષયો વગેરે સ્વયં પ્રકાશતાં નથી; એટલે તેના જ્ઞાન માટે પ્રમાણફલની જરૂર રહે છે. અહિં જે જ્ઞાન કહેવામાં આવે છે, તે જ્ઞાન પોતે તો કૂટસ્થ છે, સ્વયંસિદ્ધ છે અને આત્મજ્યોતિરૂપ છે, એ વેદાન્તનો સિદ્ધાન્ત છે.'

અહિં શિષ્ય પૂછે છે કે 'ભગવન્! પ્રત્યક્ષ વગેરે પ્રમાણોનું ફળ જ્ઞાન (અવગતિ) છે, એમ આપ જણાવો છો અને તે અવગતિ કૂટસ્થ, નિત્ય અને આત્મજ્યોતિ રૂપે છે, એ બે બાબત તો પ્રતિષિદ્ધ છે;' આપ જણાવો કે 'નિષિદ્ધ નથી' પણ તેમ લાગે છે, તેનું શું?'

તેનો ઉત્તર ગુરુ આપે છે કે, 'ભાઈ, આ પરમાર્થજ્ઞાન છે, તે કૂટસ્થ અને નિત્ય છે; તે છતાં પ્રત્યક્ષ વગેરે જ્ઞાનોના પરિણામરૂપે તેનો ગૌણ પ્રયોગ થાય છે, કારણ કે જ્ઞાન જ્ઞાનરૂપે એકજ છે, છતાં પણ પ્રત્યક્ષ વગેરે જ્ઞાન અનિત્ય લાગતાં, આ પરમાર્થ જ્ઞાનપણ અનિત્ય લાગે છે અને તે રીતે સર્વ પ્રમાણોનાં ફલ તરીકે તેનો ઔપચારિક પ્રયોગ થાય છે.'

શિષ્ય શંકા-સમાધાન દ્વારા ગુરુએ આપેલ પરમજ્ઞાન વાસ્તવિક છે અને પ્રમાતા વગેરેથી આરંભી સર્વલૌકિક વ્યવહાર અસત્ય છે, એનો સ્વીકાર કરતાં જણાવે છે કે, 'ભગવન! જે કૂટસ્થ અને નિત્ય અવ-

ગતિ છે, તે આત્મ જ્યોતિરૂપે છે, તેથી તેની સ્વયંસિદ્ધિ થઈ જાય છે. આત્મામાં તે સ્વરૂપે રહે છે એટલે બીજાં પ્રમાણની અપેક્ષા રહેતી નથી. તેને છોડીને બીજું જે અચેતન છે, તે સંઘાતરૂપે રહે છે, તેથી તેને બીજાના પ્રમાણની જરૂર રહે છે;-એટલે જે અનાત્મ-જડપદાર્થ છે, તેનું જ્ઞાન સુખરૂપે, દુઃખરૂપે કે મોહરૂપે બીજાભાવે થાય છે; એટલે તે અન્યભાવેજ તેની સત્તા બની રહેશે; પોતાની રીતે તે અનાત્મ-પદાર્થની સત્તા રહેશે નહિ; અર્થાત્ પરમાર્થની દૃષ્ટિએ આ પ્રમાણ-વ્યવહાર સાચો નથી એમ સિધ્ધ થાય છે.

"હવે જેમ લોકમાં દોરડું અને સર્પ અથવા ઝાંઝવાંનાં જલ એ બાબતોમાં તેનાં જ્ઞાન તો થાય છે, પરંતુ તે પદાર્થ હોતા નથી; એજ રીતે સ્વપ્નમાં પણ પદાર્થો વિના તેનાં જ્ઞાન થાય છે અને તેને જ અનુસરીને જાગૃત દશામાં પણ દ્વૈત પદાર્થનાં જ્ઞાન થવાનાં; તેમાં જ્ઞાન સિવાય પદાર્થોનો અભાવ જોવામાં આવે છે.

"એટલે ભગવન ! પરમાર્થ રીતે દ્વૈત પદાર્થનો અભાવ જોવાને મળે છે. અવગતિ (જ્ઞાન) તો આત્માની જ્યોતિની રીતે નિરંતર આત્મામાં રહે છે એટલે તેની કૂટસ્થ-નિત્યતા સિદ્ધ થાય છે; તેમજ બધા પદાર્થોનાં જ્ઞાનોમાં ભેદો રહેલા છે; તો પણ જ્ઞાનમાં દોષ આવતો નથી. જે દોષ આવે છે, તે તો જુદાં જુદાં જ્ઞાનો છે, તેને લીધે મુખ્ય જ્ઞાનમાં ભેદજ્ઞાન થાય છે, તે છે. જેમ કે સ્વપ્નમાં પદાર્થો નહિં હોવા છતાં, નીલ, પીત વગેરે પદાર્થોના આકારોના ભેદો અને રૂપો જોવાને મળે છે, અને તેથી સ્વપ્ન જ્ઞાનમાં પરમાર્થ ભાવે સ્વપ્નના પદાર્થો નથી, એમ સિદ્ધ થાય છે. એજ રીતે જાગૃત દશામાં પણ નીલ, પીત વગેરે પદાર્થોનાં જ્ઞાનોના જુદા જુદા ભેદો છે, તે મુખ્ય જ્ઞાનમાં દોષ લાવે છે અને એ રીતે દોષ આવતાં, જાગૃત દશાના પદાર્થો અસત્ય રૂપે હોવા જોઈએ, એ બાબત સિદ્ધ થાય છે. આ પરમાર્થે સિધ્ધ

થતી અવગતિ (જ્ઞાન)નો અવગંતા (જ્ઞાતા) આત્મા સિવાય બીજો કોઈ પદાર્થ નથી, અર્થાત જ્ઞાન આત્મરૂપ છે એટલે પોતે પોતાના સ્વરૂપનુ જ્ઞાન શી રીતે ગ્રહણ કરે અને "સ્વરૂપનો ત્યાગ પણ શી રીતે કરે; કારણ કે અન્ય (બીજા) પદાર્થનો અભાવ છે,"

શિષ્યનો મત પુષ્ટ કરતાં, ગુરુ જણાવે છે કે, 'તે વાત બરોબર છે. આનું જ નામ અવિદ્યા છે, જેને નિમિત્તે આ જાગ્રત અને સ્વપ્નના લક્ષણવાળો સંસાર છે, તે અવિદ્યાની નિવૃત્તિ કરનારી વિદ્યા છે. આ બાબતને જાણવાથી હે શિષ્ય ! તું અભયને પ્રાપ્ત થયો છે. હવે પછી તને જાગ્રત કે સ્વપ્નનાં દુઃખનો અનુભવ નહિ થાય અને તું સંસારનાં દુઃખોથી મુક્ત થયો છું."

ગુરુના વચનનો સ્વીકાર કરતાં, શિષ્ય મૌનની ભાષામાં બોલે છે. ઓમ્ શાન્તિ :



# પ્રકરણ ત્રીજું



## પરિસંખ્યાન-વિવેક જ્ઞાન

જેને મોક્ષની ઇચ્છા જાગી છે, એવા સાધકજનો પહેલાં તો જે કાંઇ પુણ્ય કે પાપ મળી આવ્યાં છે, તેનો વિનાશ કરવામાં તત્પર રહેવાના અને ત્યારબાદ પહેલાંનાં કર્મોનો વિચ્છેદ અને પછીનાં કર્મોનો લાભ ન થાય; એવો પ્રયત્ન કરવાના; એવા સાધકજનોને વિચાર કરવા માટે આ પરિસંખ્યાન-વિવેકજ્ઞાન નામનું પ્રકરણ રચવામાં આવે છે.

આ પરિસંખ્યાનમાં વિચાર એ કરવાનો છે કે, વાણી, મન અને કાયાની પ્રવૃત્તિમાં રાગદ્વેષ વગેરે હેતુઓ રહેલા છે. એ હેતુઓનુ મૂળ અવિદ્યા છે, અવિદ્યાને લીધે જે. પ્રવૃત્તિ થાય છે, તેથી ઇષ્ટ (મનગમતા), અનિષ્ટ (અણગમતાં) અને મિશ્ર (ભેગાં) ફળ આપનારાં કર્મોની વૃદ્ધિ થવાની; તેથી તે અવિદ્યાને દૂર કરવી જોઇએ; અર્થાત અવિદ્યાનો મોક્ષ થાય; એ પ્રકારનો સાધક વિચાર કરવો.

અહિં જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો છે; તેનુ ગ્રહણ, કાન, ચામડી, આંખ, જીભ અને નાક એ પાંચ

જ્ઞાનેંદ્રિયો કરે છે; તેમાં શબ્દ વગેરે વિષયો પોતે જડ છે તેમજ તે વિષયોનાં સ્થાન ઘટ વગેરે પણ જડ છે એટલે તે બંનેમાં વિજ્ઞાન (ચૈતન્ય)નો અભાવ છે; જેમકે વિષયોના સ્થૂલરૂપે રહેલ માટીનાં ઢેફાં વગેરે પદાર્થો આપોઆપ જણાતા નથી, પરંતુ આંખ, કાન વગેરે ઇન્દ્રિયોથી જણાય છે, એટલે જેનાથી આ વિષયો જણાય છે, તે પોતે જાણકાર તરીકે તે વિષયોથી અલગ પડવાને કારણે, તે વિષયોની જાતિનો તે જ્ઞાતા બનશે નહિ, પરંતુ અતત્ (તેથી જુદી) જાતિનો બનશે. અહિં જે વિષયો કહેલા છે, તેના ધર્મો એક બીજાના સંસર્ગમાં આવવાને કારણે અનેક પ્રકારના બની રહે છે જેમકે જન્મ અને વૃદ્ધિ, વિપરિણામ અને અપક્ષય તેમજ નાશ તે શરીરના વિકારો છે, સંયોગ અને વિયોગ પત્નીપુત્ર વગેરેના સંબંધો છે, આવિર્ભાવ અને તિરોભાવ આગંતુક છે. વિકાર અને વિકારી રોગજન્ય છે તેમજ ક્ષેત્ર અને બીજ સ્ત્રીપુરુષના પરિણામે છે. આ બધા વિકારો સુખ, દુઃખ વગેરે આપનારાં કર્મોનાં પરિણામ રૂપે રહેલા છે, પરંતુ તે બધાનાં જ્ઞાન ધરાવનારો જે વિજ્ઞાતા આત્મા છે, તે જ્ઞાનરૂપે બધાથી જુદો તરી આવે છે અને તે શબ્દ વગેરે બધા વિષયોના ધર્મો કરતાં વિલક્ષણ છે, એ બાબત આથી સિદ્ધ થાય છે.

હવે શબ્દ વગેરે વિષયોના વિકારી ધર્મો પ્રાપ્ત થતા હોવાને લીધે જે જીવાત્માને પીડાનો અનુભવ થતો હોય, તેણે વિવેકજ્ઞાન મેળવીને પછી પોતાની જાતે નીચે પ્રમાણે વિવેક વિચાર કરવો જોઇએ :—

આ વિષયને બતાવનાર શબ્દ છે, તેનો સામાન્યધર્મ તો ધ્વનિ છે. તેના વિશેષધર્મો બે પ્રકારના છે પ્રિય અથવા ઇષ્ટ તેમજ અપ્રિય અથવા અનિષ્ટ. તેમાં ષડ્જ સ્વરોથી પ્રગટ થતો ધ્વનિ પ્રિય લાગે છે તેમજ સ્તુતિ કરનારાં વાક્યો ઇષ્ટ લાગે છે, તેમજ અસત્ય, ગાળીગલોચ,

તિરસ્કાર, બૂમબરાડા વગેરે શબ્દો અનિષ્ટ અથવા અપ્રિય લાગે છે, તે બાબત બરાબર નથી, કારણકે તેની સાથે મારા પોતાના આત્માનો કોઇ સંસર્ગ થતો નથી. આ મારો પોતાનો આત્મા તો દૃક્ (દૃષ્ટિ) સ્વભાવનો છે, અસંસર્ગી છે, અવિકારી છે, અચલ છે, નાશ (નિધન) રહિત છે, અભય છે, અત્યંત સૂક્ષ્મ છે, તેમજ વિષયથી પર છે, એટલે તેના વાસ્તવિક સ્વરૂપનું દર્શન કરતાં, તેને પ્રિય કે અપ્રિય શબ્દનો સ્પર્શ થતો નથી. તેમજ શબ્દને નિમિત્તે જે હાનિ કે લાભ થવો જોઇએ, તે પણ મને શું કરી શકશે? શબ્દના મૂળમાં તો સ્તુતિ કે નિંદા અથવા તો પ્રિય કે અપ્રિય રહેલાં છે. હવે જે પોતે અવિવેકી હોય; તેને પોતાને સારાસારનો વિવેક ન હોય; તેને કારણે તેને પોતાને અનુકૂળ એવો શબ્દ પ્રિય લાગે અને પ્રતિકૂળ શબ્દ અપ્રિય લાગે અને તે રીતે તે પોતાની વૃદ્ધિ કે હાનિનો વિચાર કરે; પરંતુ મને તો વિવેક જ્ઞાન જાગેલું છે એટલે તે શબ્દ મને જરાપણ પ્રેરક બની શકશે નહિં. એજ રીતે સ્પર્શ તે સામાન્ય ગુણ છે અને તેના વિશેષ ધર્મો શીત અને ઉષ્ણ, મૃદુ અને કર્કશ વગેરે પ્રિય અને અપ્રિય લાગે છે તેમજ જ્વર, ઉદરશૂલ (ચૂંક) વગેરે ધર્મો તો શરીરની સાથે જોડાએલા છે તેમજ બહારના સંબંધો સાથે રહેલા અને આગંતુક છે; તેને લીધે મને કોઇ પણ જાતના લાભ કે હાનિને પ્રગટ કરનારા વિકારો અડવાના નથી. જેમ કે કોઇ આકાશને મુઠી ઉગામીને પ્રહાર કરે; તે મુઠી કાંઇ આકાશને અડી શકતી નથી તેમજ આ સ્પર્શના વિષયો મને અડી શકવાના નથી. તેજ રીતે રૂપ તે સામાન્ય ગુણ છે અને તેના વિશેષ ધર્મોઃ સ્ત્રીનું દર્શન, પંખીનું દર્શન વગેરે પ્રિય કે અપ્રિય રૂપો મારામાં લાભ કે હાનિ જેવા કોઇ વિકારો પેદા કરે તેમ નથી; કારણ કે હું પોતે અરૂપ હોવાથી તે રૂપના વિષયથી પર રહેલો છું, એજ રીતે રસ તે સામાન્ય ધર્મ છે અને તેના વિશેષ ધર્મોઃ મધુર, ખાટા, ખારા, તીખા કડવા, તૂરા વગેરે મૂઢ

બુદ્ધિવાળા માણસોને પ્રિય અથવા અપ્રિય લાગતા હોય છે; પરંતુ હું પોતે 'અરસરૂપ' છું એટલે તે મારામાં કાંઈ લાભ કે હાનિ કરી શકે એમ નથી. તેજ રીતે ગંધ તે સામાના ધર્મ છે અને તેના વિશેષ ધર્મો: ફૂલોની સુગંધિ, ચંદનના લેપ વગેરે પ્રિય અને અપ્રિય લાગતા હોય છે; પરંતુ હું પોતે 'અગંધ' રૂપે રહેલો - છું. એટલે તે ગંધ મને કાંઈ લાભ કે હાનિ કરી શકે એમ નથી. આ કારણે જ શ્રુતિમાં જણાવ્યું છે કે, [1] "તે પોતે શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, અવ્યય તેમજ રસરહિત, નિત્ય અને ગંધરહિત તે છે."

આ ઉપરાંત ઉપર જણાવેલા જે શબ્દ વગેરે વિષયો છે, તે તો બહાર રહેલા છે, તો પણ શરીરની અંદર સંસર્ગમાં આવવાથી શરીરના આકારે રહેલા લાગે છે, તેનું કારણ એ છે કે, તે વિષયોને ગ્રહણ કરનારી શ્રોત્ર વગેરે પાંચ જ્ઞાનેંદ્રિયો છે; તેના દ્વારા આ પાંચ વિષયો અંતઃકરણ સુધી પહોંચી જાય છે અને પછી અંતઃકરણની સાથે સુખરૂપે કે દુઃખરૂપે પરિણામ પામે છે *અર્થાત્ જે વિષયો* બહારના હતા; તેજ અંતઃકરણની સાથે સંપર્કમાં આવવાથી; સર્વ પ્રકારની ક્રિયાઓમાં તેની સાથે જોડાઈને રહે છે અને અંતઃકરણરૂપ બની જાય છે. હવે આ બહારના વિષયો જ અંતઃકરણરૂપે પરિણામ પામ્યા છે, તે પ્રકારનું વિવેકજ્ઞાન મારામાં પ્રગટ થયું છે; તેથી મારા પોતાના આત્માને તો કોઈ શત્રુ નથી, કોઈ મિત્ર નથી તેમજ કોઈ ઉદાસીન નથી. પરંતુ જો કોઈ મિથ્યા જ્ઞાનના અભિમાનને આધારે પ્રિય કે અપ્રિયનો અનુભવ કરે અને તે રીતે વિષયોની ક્રિયાઓનાં ફલ ભોગવે; તો તે મિથ્યા છે, એમ જાણવું જોઈએ, કારણ કે મને પોતાને તો કોઈ પણ પ્રકારના વિષયનો સ્પર્શ થવાનો નથી માટે જ

---

[1] अशब्दमस्पर्शमरूपमव्ययं
तथारसं नित्यमगंधवच्च यत् ॥

સ્મૃતિએ જણાવ્યું છે કે, 'તે અવ્યક્ત અને [1]અચિન્ત્ય છે. તેજ રીતે સ્મૃતિ ફરીથી જણાવે છે કે, તે [2]અચ્છેદ્ય અને અદાહ્ય છે' અર્થાત્ પાંચેયભૂતોના જે સ્વધર્મો છે, તેથી તેને કોઇ જાતનો વિકાર થતો નથી. અહિં જો હું આત્મભાવે વિચાર કરું તો તો મને એમજ લાગે કે જે કોઇ ધર્મો મને ભોગવવામાં અનુકૂળ થાય છે અથવા તો મારા ભોગમાં પ્રતિકૂળ થઇ પડે છે, તે બધા ધર્મો મૂળે તો શરીર અને ઇન્દ્રિયોની સાથે રહેલા હોય છે અને જે કાંઈ ક્રિયા કે ક્રિયાના અભાવની પ્રવૃત્તિ અને તેથી જે કાંઈ ધર્મ કે અધર્મની પ્રાપ્તિ થાય છે; તે બધી લાભ હાનિ શરીરની સાથે સંકળાએલી છે. મારી સાથે તેનો કોઇ જાતનો સંબંધ નથી, કારણ કે હું પોતે 'અજર, અમર અને અભવ' છું. તેમજ શ્રુતિ અને સ્મૃતિનાં અનેક વાકયો જણાવે છે કે, [3]'તેને કૃત અથવા અકૃત તપાવતાં નથી' 'તે કર્મથી વધતો નથી કે ઘટતો નથી' તે બહાર અને અંદર અજરૂપે છે.

[4]'તે પોતે બહાર રહેલો હોવા છતાં લોકોના દુઃખે કરીને લેપાતો નથી.'

આ પ્રકારે શ્રુતિ અને સ્મૃતિમાં અનાત્મ પદાર્થની સત્તાનો નિષેધ જોવામાં આવે છે. અને તે શ્રુતિ અને સ્મૃતિનાં વાકયોમાં આજ પરમ હેતુ બતાવવામાં આવેલ છે,

---

[1]अव्यक्तोऽयमचिन्त्योऽयम् । ગીતા–

[2]अच्छेद्योऽयमदाह्योयम् ।

[3]नैनं कृताकृते तपतः । न कर्मणा वर्धते नो कनीयान् ।

[4]स बाह्याभ्यन्तरो ह्यजः न लिप्यते लोकदुःखेन बाह्यः ॥

હવે અહિં જાણવાનું એટલું જ રહે છે કે, જે ઉપનિષદના વાક્યો આત્માના અદ્વૈતભાવનું પ્રતિપાદન કરતાં હોય તેમજ આત્માથી જુદો બીજો પદાર્થ નથી; એ પ્રકારે જણાવતાં હોય, તે પ્રકારનાં ઉપનિષદનાં વાક્યો સાધકજને વિસ્તારપૂર્વક વિચારવાં જોઇએ, વિચારવાં જોઇએ.

આમ શ્રી. શંકરાચાર્ય ભગવત્પાદે રચેલ ઉપદેશસાહસ્રીમાં ગદ્યપ્રબંધ સમાપ્ત થયો.



# વિભાગ ત્રીજો : સંપ્રદાય

## પ્રકરણ ૧ લું

### સનાતન ધર્મની વિશેષતા

स्नातं तेन समस्ततीर्थसलिलैर्दत्ता च सर्वावनिर्
यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च सम्पूजिताः ।
संसारात् च समुद्धृताः स्वपितरः त्रैलोक्यपूज्योऽप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥

જીવનનું મુખ્ય લક્ષ્ય છે: બ્રહ્મની વિચારણા. વેદવ્યાસે મંગળાચરણ કરતાં વેદાન્ત સૂત્રોમાં પહેલું સૂત્ર લખ્યું–**અથાતો બ્રહ્મજિજ્ઞાસા.** હવે પછી બ્રહ્મ વિચારણા થવી જોઈએ. એ પ્રકારની બ્રહ્મવિચારણામાં જો ક્ષણ પણ મન લાગી ગયું અને મન ત્યાં સ્થિર બની ગયું, પછી કાંઈ કરવાનું રહ્યું જ નહિં; તે બ્રહ્મજ્ઞાનીએ બધુંજ કરી લીધું, બધુંજ મેળવી લીધું, બધુંજ જાણી લીધું: એવો બ્રહ્મ વિચારણાનો મહામહિમા છે.

એ બ્રહ્મજ્ઞાનીએ જગતભરનાં તીર્થોમાં સ્નાન કરી લીધું છે; તેણે બધી જ પૃથ્વી દાનમાં આપી દીધી છે; તેણે હજારો યજ્ઞો કરી લીધા છે; તેણે બધાજ દેવોનાં પૂજન સારી રીતે કરી લીધા છે; તેણે પોતાના કુલગોત્રથી લઈ સમસ્ત સંસારના પિતૃઓનો ઉદ્ધાર કર્યો છે અને એ રીતે

માટે સામાન્ય ધર્મનો આદેશ આપ્યો. તેમાં અધિકાર જોયો નથી, યોગ્યતા વિચારી નથી અને મોટા વિધિ-નિષેધો જણાવ્યા નથી. સમાન રીતે બધા આચરે, તે સામાન્ય ધર્મ !

'અગ્નિ દઝાડે છે' તે તેનો સામાન્ય ધર્મ; તે સાથે 'અગ્નિને પ્રદીપ્ત રાખવા, અગ્નિને સમિદ્ધ કરવા સમિધાઓ આપવી;' તે તેનો વિશેષ ધર્મ ! તરત લાગી જાય તેવા ઘણા પદાર્થો હોય છે. આગમાં લાગતાં જ ભડકો થાય; બીજી ઘડીએ ભડકો ઓલવાઇ જાય. દુનિયા પર ઘણી ઘણી જાતિઓ આવી. તેમણે અનેક સંઘર્ષ સાધ્યા, વિજયો મેળવ્યા; પણ પાછી પૃથ્વીના પાતાળમાં ક્યાં વિલીન થઇ ગઇ; તેની તો આજે ખબર પણ પડતી નથી. ભડકો શાંત થઇ જાય, તેવી તેમની દશા થઈ છે.

ભારતનાં પ્રજાજનોને પહેલેથી ધર્મનું રક્ષણ મળ્યું છે. સત્ય, દયા, ધીરજથી તેમણે પોતાની ભૂમિકા સાચવી રાખી છે; પરંતુ તેની પરંપરાનાં રક્ષણ તો વર્ણાશ્રમ ધર્મના વિશેષના પર અવલંબે છે. તેના વિના પરંપરા લોપાઇ ગઈ હોત અને હજારો વર્ષોની કુલ, ગોત્રની કડીઓ અંકબદ્ધ મળી આવે છે, તે ન મળી આવત, તેની ઇતિહાસ સાક્ષી પૂરે છે.

આજના કેટલાક સુધારકો અને વિચારકો વર્ણાશ્રમ ધર્મના મર્મને સમજી શક્યા નથી; પરંતુ તેના દોષ જોવા બેસી ગયા છે. સમાજમાં અનેક પ્રકારના જે ભેદ, વાડા, વર્ગ, જ્ઞાત વગેરે દેખાય છે, તેને આ સુધારકો સમાજનાં અનિષ્ટ ગણે છે અને તે બધા જ ભેદ-ભાવ મીટાવી દેવા અને સમાજને એક સમાન તકતા પર લાવવાનો તેમનો ભગીરથ પ્રયાસ છે.

ચારે બાજુએ આવેલ સૂકા પ્રદેશમાં એક લીલી વાડી હોય, હરિયાળી ભૂમિ હોય, તેને રક્ષણ આપવા માટે વાડ જોઇએ. તેને સાચ-.

વવા માટે રખેવાળ જોઇશે. પશુપક્ષીને હાંકવા, ઉડાડવા સાધન જોઇશે: જો તેમાંનું કાંઇ જ નહિ હોય, તો વાડી ભેલાઇ જશે અને સૂકા પ્રદેશમાં મુકી બની જશે. સૂકો અને લીલો પ્રદેશ સમાન બની જાય, તેવી સમાનતા કોણ ચાહશે ?

વર્ણાશ્રમ ધર્મની વિશેષતા કહો કે આજે આ ભારત પૃથ્વીપરના અનેક ઝંઝાવાતોમાં ટકી રહ્યું છે. એ વર્ણધર્મની વિશેષતાથી વિદ્યાનાં રક્ષણ થયાં છે; તેજ રીતે આશ્રમ ધર્મની વિશેષતામાં દીક્ષાનો મહિમા સચવાયો છે.

પાંચ કે સાત વર્ષના બાળકને ઉપવીત આપો અને ગુરુકુળમાં મોકલો; એટલે તે વિદ્યાનો અધિકારી બને. પચીશ વર્ષ પૂરાં થાય, તે ગુરુકુળથી પાછો ફરે, અગ્નિનું રક્ષણ કરવા અગ્નિહોત્ર લે; લગ્નજીવનને દીપાવે અને ગૃહસ્થ બને. પચાશ વર્ષ પૂરાં થતાં જ માથા પરથી જવાબદારીઓ ઉતારી દે અને વનમાં પ્રવેશ કરે ! સ્વાર્થ છોડી, પરમાર્થ સાધે ! એકલી વૃત્તિ છોડી, સેવાનો રાહ લે અને એ રીતે તેના જીવનની પ્રગતિ સધાય. જીવનનો ક્રમ ગોઠવાતો જાય, વિકાસ સધાતો જાય, પોષણ પામતો જાય અને તેના પરિણામે માનવ-જીવનનું કલ્યાણ સધાય. જીવનની પરાકાષ્ઠાએ પહોંચે અને તે વની દીક્ષા લઇ, સંન્યાસી બને. આશ્રમનો એ આદર્શ ભારતમાં સચવાયો છે. કવિકાલિદાસે તેનું ગૌરવ ગાયું છે :–

> "शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।
> वार्धक्ये मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥
> —રઘુવંશ.

બાલપણમાં જેઓ વિદ્યાભ્યાસ કરતા હતા; યૌવન આવતાં, જેઓ વિષયોને સેવતા હતા, વૃદ્ધદશા આવતાંજ મુનિની વૃત્તિ સેવતા

જીવનની સર્વ સફળતાઓ મેળવી લીધા પછી, તે બ્રહ્મજ્ઞાની ત્રણેય લોકમાં પરમ પૂજ્ય બની રહે છે.

कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन।
अपारसंवित्सुखसागरेऽस्मिन् लीनं परेब्रह्मणि यस्य चेतः॥

જે બ્રહ્મજ્ઞાનીનું ચિત્ત પરબ્રહ્મની અંદર લાગી ગયું, કે તેની સાથે જ અપાર જ્ઞાનરૂપી સુખના સાગરમાં તે પોતે વિલીન થઇ જવાનો; પછી તેને પાછા ફરવાનું રહેતું નથી. તે બ્રહ્મજ્ઞાનીનું કુલ પવિત્ર બની ગયું. તેની માતા કૃતકૃત્ય થઇ ગઇ; તે સાથે તેની જન્મભૂમિ અને સમસ્ત પૃથ્વી પણ પુણ્યશાળી બની છે.

× × × ×

૮ - સનાતન ધર્મની એ વિશેષતા છે. વિશ્વના સર્વ માનવને ઉપયોગી સામાન્ય ધર્મમાં સત્ય, દયા, ધીરજ વગેરેનાં લક્ષણ બતાવ્યાં અને તે પછી વિશેષ ધર્મનાં લક્ષણ આપ્યાં. ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા બતાવનો એ વર્ણાશ્રમ ધર્મ અધિકારની વિચારણા કરે છે.

વર્ણના ધર્મોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોની વ્યવસ્થા કરી છે, તે સાથે આશ્રમના ધર્મોમાં બ્રહ્મચારી, ગૃહસ્થ, વની અને સંન્યાસીના વિભાગ ગોઠવ્યા છે.

વર્ણમાં બ્રાહ્મણ અને આશ્રમમાં સંન્યાસીને ઉત્તમ ગણી, બંનેને શમપ્રધાન બનવાનુ શીલ જણાવ્યુ છે. વર્ણમાં ક્ષત્રિય અને આશ્રમમાં વનીને સમાજનો રક્ષક બનાવી, બંનેને કર્મપ્રધાન જીવનનો આદેશ આપ્યો છે; તેજ રીતે વૈશ્ય અને ગૃહસ્થને વર્ણ અને આશ્રમના સૂત્રધાર બનાવી, દાન આપીને જીવવાની આજ્ઞા આપી છે અને શૂદ્ર તેમજ બ્રહ્મચારીએ સમાજના સેવક બની, દયામય જીવન જીવી પોતાના વર્ણ અને આશ્રમને શોભાવવાની અનુજ્ઞા આપી છે.

સનાતન ધર્મની આ વર્ણાશ્રમ વ્યવસ્થાએ ભારતની પરંપરા, સભ્યતા અને સંસ્કૃતિના રક્ષણ કર્યાં છે જગતભરની જાતિઓ પોતાની પ્રાચીનતા અને પરંપરાને વીસરી ગઇ છે. બે હજાર વર્ષ પહેલાની પ્રાચીન જાતિની પરંપરાના અનુસંધાનમાં આજે કોઇ જાતિ જીવતી નથી. એકમા બીજી જાતિ ભળી ગઇ છે, તેમા સંકરતા આવી ગઇ છે. પ્રાચીનતાનો લોપ થઇ ગયો છે. કુલ, ગોત્ર જાતિ, વર્ણ વગેરેનો લોપ થયો છે.

પ્રાચીન પરંપરાના સંરક્ષણમા ભારતનું સ્થાન આજે પણ ગૌરવવંતુ છે. સનાતન ધર્મની એ વિશેષતા છે તેણે વિશ્વના સર્વમાનવીને

હતા અને પછી યોગની સાધના કરી દેહનો ત્યાગ કરતા હતા, તેવા તે રઘુકુળના 'આદર્શ' રાજાઓ હતા.

શ્રુતિ, સ્મૃતિ અને પુરાણમાં ઉપરના ક્રમનો સારી રીતે વિચાર કર્યો છે, મનુસ્મૃતિમાં જણાવ્યું છે કે,

> अधीत्य विधिवद् वेदान् पुत्रान् च उत्पाद्य धर्मतः ।
> इष्ट्वा च शक्तितो यज्ञैः मनो मोक्षे निवेशयेत् ॥

વિદ્યાકાળમાં વિધિસર વેદવિદ્યાનું અધ્યયન કરવું, ત્યારબાદ ગૃહસ્થ ધર્મનો સ્વીકાર કરી, પુત્ર સંતતિની પ્રાપ્તિ કરવી; ત્યારબાદ પોતપોતાની શકિત અનુસાર વિવિધ યજ્ઞો કરવા અને તેના પરિણામે યોગ્યતા આવતાં મનને મોક્ષની વિદ્યામાં જોડી દેવું.

શ્રુતિ, સ્મૃતિ અને પુરાણમાં આ પ્રમાણે જે એક સામાન્ય ક્રમ આપવામાં આવ્યો છે, તેમાં મુખ્ય ઉદ્દેશ ક્રમનો નથી; પરંતુ મનના અભ્યાસને માટે આ પ્રકારનો ક્રમ આપવામાં આવ્યો છે. મનને આ સંસારની વાસનાઓ એવી તો વળગી રહી છે કે તેથી છૂટવું અઘરું છે. સંસારના રાગરંગ ભોગ તરંગમાં માનવ એવો તો અટવાઇ જાય છે કે તે ઉંચો આવી શકે જ નહિં. તેના ઉગરવાનો ક્રમ તેને જડે જ નહિં. આજે આ કામ કરવુ અને કાલે બીજું કરી નાખું, આમ સંસારનાં ચક્રમા ફસાઇ રહેવાનો ! એ રાગ અને વાસનાથી છૂટવા માટે આ આશ્રમના ક્રમની વ્યવસ્થા કરવામા આવી છે. બાલપણ વિદ્યાના અભ્યાસમાં જાય, તેથી માનવની ચિત્તવૃત્તિમા સંયમ આવે, ગૃહસ્થ બનતા સામાન્ય રાગ અને ભોગના વિષયોમા તેનુ મન લાગે, ત્યાં તો વયની મર્યાદા આવીને ઉભી રહે અને ત્યાં શાસ્ત્રની આજ્ઞા થતા જ સ્વાર્થના–વિષય સેવનની વૃત્તિ છોડી વની બનવું જ પડે અને ત્યાં યમ અને નિયમના સંયમો કેળવવા પડે. આમ રાગમાંથી વિરાગ

તરફ જવાનો આ કાર્યક્રમ છે. વાસનાથી નિર્મુક્ત થવાની એ રચના છે. રાગ છૂટતો નથી, તો ગૃહસ્થ બનીને રહો, પણ રાગ જીવનનું લક્ષ્ય ન બને। માનવ થયો કે તેણે પશુ જીવન છોડી દેવાનું છે. તૃષ્ણા અને વાસનાથી મનને પર રાખવાનું છે. સ્મૃતિ જણાવે છે કે,

> यदा मनसि संजातं वैतृष्ण्यं सर्ववस्तुषु ।
> तदा संन्यासमिच्छेत पतितः स्याद् विपर्यये ॥

સંસારના બધા વિષયો અને વસ્તુઓની અંદરની તૃષ્ણા મનમાંથી બિલકુલ ચાલી જાય અને મન તૃષ્ણા વિનાનું બની જાય, ત્યારે માનવીએ સંન્યાસ લેવાની ઇચ્છા કરવી, જો તૃષ્ણા જાય નહિં, તો માનવનું આ જીવનમાં પતન થવાનું છે.

આ રીતે ધર્મશાસ્ત્રમાં બ્રહ્મચારી, ગૃહસ્થ, વની અને સંન્યાસી એ ચાર ક્રમનો નિર્દેશ છે અને સામાન્ય માનવીના જીવનને તાલીમ આપવા માટે જ આ ક્રમ ઈષ્ટ અને યોગ્ય લેખાયો છે; પરંતુ તે ક્રમનું બંધન શ્રુતિ, સ્મૃતિ અને પુરાણમાં આવશ્યક ગણાયું નથી. આખરે તો માનવ જીવનનું લક્ષ્ય એક આત્મજ્ઞાન ગણાયું છે. શ્રુતિએ જણાવ્યું છે કે,

> इह चेद् अवेदीत् अथ सत्यमस्ति ।
> नो चेद् अवेदीत् महती विनष्टिः ॥ (કેન)

આ માનવ જીવન મળ્યું, તેમાં તેં જો આત્મજ્ઞાનને મેળવી લીધું. તો તો સારી વાત છે, પરંતુ તેં જો આ જીવનકાળ દરમિયાન આત્મજ્ઞાન મેળવી લીધું નથી, તો યાદ રાખજે કે તારા જીવનની મોટી પાયમાલી છે. એ મહાવિનાશમાંથી અટકી જવા માટે તારે પોતે કટિબદ્ધ થવું પડશે, સ્મૃતિ તેને પોષણ આપે છે કે,

उत्पन्नज्ञानविज्ञानो वैराग्यं परमं गतः।
प्रव्रजेद् ब्रह्मचर्यात् तुं यदिच्छेत परमां गतिम् ॥

જ્ઞાન અને વિજ્ઞાન જેના હૈયે જાગ્યાં અને તે બંનેની મદદથી માનવીને જો પરમ વૈરાગ્ય થઇ જાય; તો તેણે બ્રહ્મચર્ય આશ્રમમાંથી સીધાજ પ્રવ્રજ્યા સંન્યાસની દીક્ષા લઇ લેવી; કારણ કે માનવ જીવનની એજ પરમ ગતિ ગણાય છે.

આમ માનવ જીવનનું પરમ લક્ષ્ય તો બ્રહ્મનિષ્ઠા છે, અને તેને માટે તેણે બેસી રહેવાનું નથી, માનવ જીવન મળ્યું કે તેણે બધું જ છોડીને દોડવાનું છે. માર્ગમાં પરબ આવે ત્યાં પાણી પી લેવાનું, ધર્મશાળા આવે ત્યાં રાતવાસો ગાળવાનો, ગૃહસ્થ મળે ત્યાં ભિક્ષા લેવાની અને એમ પાછું જોયા વિના પરમગતિ સાધી લેવાની।

આ ક્રમની છૂટમાં અને જ્ઞાન વૈરાગ્યની પ્રાપ્તિમાં જન્મ અને પુનર્જન્મનો સિદ્ધાન્ત વણી લેવામાં આવ્યો છે. સામાન્ય સંસારીજનને માટે તો અનેક જન્મ મળ્યા પછી સિદ્ધિનો માર્ગ ખૂલો થાય છે તેને માટે ગીતાએ જણાવ્યું છે કે,

बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते।
अनेकजन्मसंसिद्धः ततो याति परां गतिम् ॥

અનેક જન્મો મળ્યા બાદ જ્ઞાનીજન મને પ્રાપ્ત કરે છે. અનેક જન્મ મળ્યા પછી, તાલીમ મળતાં મળતા માનવને જીવનની પરમ સિદ્ધિ મળે છે અને તે સિદ્ધિ મળતાં માનવ પોતે સંસિદ્ધ થાય છે અને જીવનની પરમ ગતિ મોક્ષનો લાભ તેને મળે છે.

આ સિદ્ધાન્તની દૃષ્ટિએ શ્રુતિમૂલક એક સ્પષ્ટ આગ્રહ જોવાને મળે છે:—

यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्।

જે દિવસે વૈરાગ્ય જાગ્યો કે તરતજ, તે જ દિવસે સર્વ છોડીને પ્રવ્રજ્યા સંન્યાસ દીક્ષા લઈ લેવી; અર્થાત્ બ્રહ્મચારી હોય, કે ગૃહસ્થી હોય કે પછી વની હોય; તેમાના કોઇને ક્રમ જોવાનો રહેતો નથી.

આમ ક્રમની બાબતમાં જે ઉદારતા જોવાને મળે છે; તેમા આત્મજ્ઞાનની તત્પરતા અને પરમગતિની ઉત્સુકતાનાં દર્શન છે તે સાથે સંન્યાસની દીક્ષા માટે અધિકારનો ઝીણામા ઝીણો સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચાર કરવામાં આવ્યો છે.

કઠોપનિષદમાં આત્મજ્ઞાનના અધિકારની ચર્ચાનાં દૃષ્ટાંત રૂપે યમ અને નચિકેતાનો સંવાદ મૂકયો છે. નચિકેતા આત્મજ્ઞાનની ઇચ્છા જણાવે છે, તેને લોભ લાલચ બતાવી, સ્વર્ગના સુખોની લાલસા બતાવી યમરાજ રોકવા મથે છે; પરંતુ નચિકેતાને હૈયે જે અભિલાષા જાગી છે, આત્મજ્ઞાન માટેની જે તાલાવેલી તેના ઉરમાં પ્રગટી છે, તેમાં જરા-પણ શિથિલતા અને મંદતા નથી આવતી. છેવટે યમરાજ તેને આત્મ-જ્ઞાનનો ઉપદેશ આપે છે તેની સાથે નચિકેતાના અધિકારની અને યોગ્યતાની પ્રશંસા કરે છે. સંવાદને સંકેલતાં, યમરાજે અધિકારીજનની યોગ્તા જણાવી છે કે,

> नाविरतो दुश्चरितात् नाशान्तो ना समाहितः ।
> नाशातमानसं वापि विज्ञानेनैनमाप्नुयात् ॥

જે સંસારનાં ખરાબ દુષ્ટ ચરિતમાંથી પોતાની જાતને વિરત બનાવી શકયો નથી, જે પોતે શાંત નથી અને જેના મનનું સમાધાન થયું નથી, તે ઉપરાંત જેના મન પર આત્મજ્ઞાનની લગન જાગી નથી; તે માનવ આત્મજ્ઞાનનો અધિકારી નથી. જેણે સારી રીતે જ્ઞાન-વિજ્ઞાનની વિચારણા કરી છે, તેજ માનવ આત્મજ્ઞાનના માર્ગે પ્રગતિ સાધે છે.

આ શ્રુતિની રાહે ચાલીને સ્મૃતિ અને પુરાણોએ આચાર અને વિચારની યોગ્યતા ઉપર ખૂબજ ભાર મૂક્યો છે. આચારને જ પ્રથમ ધર્મ કહ્યો છે. નીતિ નિયમને અનુસરીને જ જ્ઞાનની ભૂમિકામાં વિકાસ સાધવાનો છે. અનાચારી, દુષ્ટ અને અસંયમીને તો આત્મજ્ઞાનની કોઈ પણ કક્ષામા અધિકાર નથી સ્મૃતિ જણાવે છે કે,

> कामी क्रोधी मत्सरी दंभयुक्तो
> लोभी मोही मायया चैव युक्तः।
> संगी भोगी रागवान् नित्यरोगी
> सन्यासे वै नाधिकारी कदाचित् ॥

જે કામી અને ક્રોધી હોય, જે અભિમાની અને દંભી હોય, જે લોભી અને મોહી હોય, જેની સાથે જ માયા જોડાઈને રહેલી હોય, જે સંગી, ભોગી અથવા તો રાગી કે નિત્યરોગી હોય; આવા જનોને કોઈ કાળે પણ સંન્યાસમાં અધિકાર નથી.

શ્રુતિ અને સ્મૃતિમાં આ બાબત આટલી સ્પષ્ટ હોવા છતાં, કેટલાક પાશ્ચાત્ય વિચારકોએ સમાલોચના કરતાં જણાવ્યું છે કે, 'જયાં સુધી ફિલસૂફીને લાગે વળગે છે, ત્યાંસુધી તેને રાષ્ટ્ર કે સમાજનાં સાથે સંબંધ નથી, તેને નીતિની અને આચારની સાથે સંબંધ નથી, તેને સત્ય કે દયા સાથે સંબંધ નથી. ફિલસૂફો કેવળ પોતાના મનના તરંગોપર રાચતા હોય છે અને તેથી તે રાષ્ટ્ર કે સમાજને માટે કોઈ રીતે ઉપયોગી રહેતા નથી.'

ઉપરની સમાલોચના પશ્ચિમની ફિલસૂફીને લગતી છે અને આપણી ભારતીય આદર્શવેદાન્તની પદ્ધતિને તે જરા પણ સ્પર્શી શકતી નથી, તો પણ પશ્ચિમની ફિલસૂફીને સરખામણી કરીને આપણાં વેદાન્ત શાસ્ત્રની ફિલસૂફીને ગણીને, આ પશ્ચિમના સમાલોચકોનું આખીયે

અનુકરણ કરનારા કેટલાક ભારતીય આધુનિક સમાલોચકો આચાર વિચારની બાબતમાં વેદાન્ત સંપ્રદાય પર રીપો. આક્ષેપ કરતા હોય છે.

તે સાથે આજની અવ્યવસ્થા અને કેટલાક વ્યક્તિગત માનવોની છૂટને મૂળગત ગણીને વેદાન્ત સંપ્રદાય પર આ આક્ષેપ કરીને; તેના પોષણમા જીવન્મુક્ત બનેલ અને સર્વભૂતો પર સમભાવના ધારણ કરનારનાં દૃષ્ટાંત ટાંકીને को विधिः को निषेधः ? એવાં વાક્યો જોવાને મળે, તેને પ્રમાણભૂત પણ ગણતા હોય છે.

આપણા ભારતીય સમાજમાં જેમ ત્યાગપ્રધાન સંન્યાસનું સ્થાન ઉંચુ છે, તેમ જગતના અન્ય સમાજમાં પણ ત્યાગપ્રધાન પાદરીઓ, ભિક્ષુઓ, ફકીરો, સાધુઓ વગેરેનાં સ્થાન ઉંચાંજ જોવાને મળે છે તે તે સમાજમાં પોતાનુ સ્થાન ઉંચુ લાવવા અને સમાજમાં માન, પાન, પ્રતિષ્ઠા, કીર્તિ વગેરે મેળવવા માટે તે તે ધર્મના મૂળગત સિદ્ધાન્તમાં ત્યાગની પ્રતિષ્ઠા ઘણી જ ઉંચી છે. પોતાના સર્વ સાંસારિક સ્નેહ-સંબધોને છોડવાના હોય છે નામ અને કામ પણ બદલવાનાં હોય છે; પરંતુ ત્યાગના મૂળમાં જે ઉંચી કોટિનાં વૈરાગ્ય અને જ્ઞાન હોવાં જોઇએ, તે બધા સમાજોમાં એકસરખાં ક્યાથી હોય ? પાદરીઓ અને સાધુ ભિક્ષુઓ જગતના સર્વ પ્રદેશોમાં ભ્રમણ કરતા હોય છે; પરંતુ જે આતરિક આત્મજ્ઞાનની તાલાવેલીનાં દર્શન થવાં જોઇએ, તે પૂરતાં પ્રમાણમાં હોતાં નથી. આવા પ્રકારના બાહ્ય દેખાવના ભિક્ષુઓને જોઇને ભગવાન શંકરાચાર્યે સ્પષ્ટ ઉપદેશ આપ્યો છે કે,

जटिलो मुंडी लुंचितकेशः काषायाम्बरबहुकृतवेषः ॥

તેમના સમયમાં અને તે પહેલાં પણ સમાજમાં જે વિવિધ પ્રકારના દંભ અને પાખંડ ચાલતા હતાં; તે પર કટાક્ષ કરતાં,

જટાધારી, મુંડીઆ, ઢુંઢીયા, ભગવા વગેરે ભિક્ષુઓના હૈયે પણ વૈરાગ્ય જાગ્યા નથી એમ તેમણે જણાવ્યું છે. સ્મૃતિમાં પણ જણાવ્યું છે કે,

सत्कारमानपूजार्थं दण्डकाषायधारणः ।
स संन्यासो न वक्तव्यः संन्यासी ज्ञानतत्परः ॥

જે વ્યક્તિએ સમાજમાં સત્કાર થાય અને સારાં માન પૂજન વધે એ હેતુથી દંડ અને ભગવાં વસ્ત્રને ધારણ કર્યાં હોય; તેટલા કારણે તેને સંન્યાસી ગણવામાં આવતો નથી. સંન્યાસી આત્મજ્ઞાની તો સદા જ્ઞાનમાં તત્પર હોય છે.

ભગવાન શ્રી શંકરાચાર્યે સંન્યાસ પરંપરાની પદ્ધતિમાં જાગી ગએલા દોષોનાં નિવારણ કર્યાં છે અને મહામ્નાય દ્વારા ધર્માનુશાસનની સ્થાપના કરીને સંન્યાસદીક્ષાના દોષોને નિર્મૂળ કરેલા છે.

આજે પણ તેમની પદ્ધતિની પરંપરામાં આચાર અને વિચાર રીતિ, નિયમો અને વર્તન, વ્યવહાર વિષે ખૂબજ સાવધાની સેવવામ આવે છે અને તે સંન્યાસની આચારનિષ્ઠાનો લોપ થયો નથી.

પશ્ચિમ દેશના મધ્યયુગમાં ત્યાંના ધર્મ અને સંપ્રદાયમાં જબરજસ્ત ક્રાંતિ થઈ છે એટલુંજ નહિ, રોમન કેથોલિક વગેરેના અનુયાયોમાં અંધકાર જેવી દશા પ્રવર્તતી હતી; તેની સમાજ પર ઘણીજ ઉંડી અસર પહોંચી છે. ત્યાંની પોપલીલાઓનાં વર્ણન વાંચીને જ વિચારકો અને સુધારકોનાં મન પર જે અસર થઇ, તેને કારણે ત્યાંના ધર્મ અને અનુયાય વિરુદ્ધનાં જબ્બર આંદોલનો તેમજ ક્રાંતિયો શરૂ થઇ. પરિણામે ધર્મ અને સમાજ અલગ અલગ ભૂમિકા પર જઇને બેસી ગયાં. ધર્મનું સમાજમાં સ્થાન રહ્યું નહિ અને સંકુચિત

બનેલા અનુયાયે સંકોચ અને પાખંડને સ્વીકારીને પોતાની પ્રતિષ્ઠા ગુમાવી છે.

પશ્ચિમમાં આ રીતે વિરોધ અને ક્રાંતિના પરિણામે ધર્મ વ્યક્તિગત સાધન અને રૂઢી-સંપ્રદાય ગણાવા લાગ્યો. તે પછી ત્યાંની ફિલસુફીનો વિકાસ થયો, તેમાં ધર્મને સ્થાન મળ્યું નહિ. સાહિત્ય અને કળા માનવને રાજી કરવા પૂરતાંજ અને સમાજની ક્રાંતિ લાવવા પુરતાં જ સાધન ગણવા લાગ્યાં. તેજ રીતે નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર તેમજ વિજ્ઞાનશાસ્ત્ર પોતપોતાની સ્વતંત્ર ભૂમિકા પર વિકાસ સાધતા રહ્યાં છે.

આમ વિવેકથી જોવામાં આવે તો પશ્ચિમના મધ્યયુગમાં ધર્મના દંભ અને પાખંડને ઉઘાડા પાડી દીધા પછી; ત્યાંના સંપ્રદાયો અને મતો વધુ જટિલ થતા ગયા અને જનહિતનાં તેમજ સમાજ-કલ્યાણનાં કાર્યોમાંથી પણ પોતાનું અલગ સ્થાન કરતા ગયા.

પશ્ચિમના આ ક્રાંતિકારી વિચારોનાં અધ્યયન ભારતીય પ્રજાજનોએ તેમની રીતે અને તેમની સ્વીકારેલી પદ્ધતિ પ્રમાણે કર્યાં છે, તેમને ત્યાં ધર્મ અને સમાજમાં જે વિરોધી ભાવના મધ્યયુગમાં જાગી અને તેમાં સમાધાન ન થતાં, બંને બાબતો અલગ પડી ગઈ, તેવું એક પણ માઠું પરિણામ આપણે ત્યાં આજ સુધી આવ્યું નથી.

સનાતન ધર્મની વિશેષતાનાં એક વાર ફરીથી અહીં દર્શન થાય છે. ભારતના ઇતિહાસમાં એવો કોઇ દાખલો જોવાને નથી મળતો કે જ્યાં ધર્મના આગ્રહથી અનીતિ અને અનાચાર સેવાતા હોય ! સનાતનધર્મ કોઇની પર કદી લાદવામાં આવ્યો નથી. તેણે અત્યાચાર તો કર્યોજ નથી.

સનાતનધર્મ કોઇ એક સંપ્રદાય, અનુયાય કે મતનો અનુયાયી બન્યો નથી. સનાતનધર્મનો વણાટ માનવના જીવનના સર્વવ્યાપી ઉત્કર્ષમાં થયો છે સનાતનધર્મની વિશેષતા તરફ પાશ્ચાત્ય વિચારકો અને થોડા આજના ભારતીય સમાલોચકોનું હમણાં હમણાં ધ્યાન ગયું છે; પરંતુ છેલ્લી બે સદીઓથી જે કોઇ ફિલસુફી, પોલિટિક્સ, થીયરીક્સ, ઇકોનોમી, સોશિયોલોજી, એલોપથી, ફીઝીક્સ-કેમેસ્ટ્રી વગેરે વગેરે શાસ્ત્રોમા વિચાર વિનિમયો અને ક્રાંતિ ઉત્ક્રાંતિનાં મોજાંની અથડામણો થઇ છે, તે બધાં શાસ્ત્રોના મૂલ વિચારકો અને સમાલોચકોએ પશ્ચિમમાં જામી પડેલા ધર્મ પ્રતિ જેહાદ ઉઠાવી છે; તેમનો ધર્મ વિષેનો અણગમો અને ફિલસુફી માટેની છીછરી વૃત્તિનાં દર્શન તેમના વિચારોમાં જણાયા વિના રહેતાં નથી.

આપણા ભારતમાં જે જે શાસ્ત્રો, દર્શનો અને સાહિત્ય કળાઓનો વિકાસ થયો છે, તેમાં દરેકના મૂળમાં ધર્મનો વણાટ જોવાને મળશે. તે ત્યાં સુધી કે વાત્સ્યાયનનાં કામસૂત્રોનાં અધ્યયનનુ પરિણામ ગણો કે કૌટિલ્યનાં અર્થસૂત્રોનાં અધ્યયનનું પરિણામ ગણો તો મોક્ષ પ્રાપ્ત કરવાનું પ્રયોજન તેમાં બતાવવામાં આવ્યું છે. એમ કોઇ પણ સમાજ અને રાષ્ટ્રના હિતની પ્રવૃત્તિમાં ધર્મ અને જ્ઞાન પ્રધાનપદે રહ્યાં છે; તેની સાથે ધર્મ અને જ્ઞાનનો પણ પરસ્પર સુમેળ અને સમન્વય જ રહેલો છે.

ભારતીય વિચારણાની આ મૌલિક પદ્ધતિ તરફ આજના સુધારકો અને વિવેચકોનું લક્ષ્ય ગયું નથી: તેનું કારણ એ છે કે, આ અર્વાચીન વિચારકોને સંસ્કૃતસાહિત્યના મૂળગ્રંથોનો અભ્યાસ કરવામાં ધીરજ નથી અને તેમને અવકાશ પણ નથી, એટલુંજ નહિં; ભારતીય પ્રાચીન સાહિત્ય પર પાશ્ચાત્ય વિદ્વાનોએ જે કંઇ લખ્યું છે, તેનેજ પ્રમાણ ગણીને તેમજ તેમનાજ વિચારોનો આધાર લઇને

અર્વાચીન ભારતીય સમાલોચકોએ પોતાની માન્યતા અને વિચાર-સરણિની બાંધણી કરી છે.

ભારતીય સાહિત્યનો અભ્યાસ કરવામાં પાશ્ચાત્ય વિદ્વાનોએ ખૂબ જ પરિશ્રમ અને સંશોધન કર્યાં છે; પરંતુ તેમના માનસ પટલ પર તેમના પોતાના ધર્મવિરુદ્ધ સાહિત્યના વિકાસની અસર લદાએલી હોય; તેજ પદ્ધતિ પ્રમાણે તેમણે આપણા ભારતીય સાહિત્યનું અધ્યયન કર્યું છે અને તેથી તેમણે કુદરતી રીતે જ ધર્મ વિરુદ્ધ અને ધર્મથી સ્વતંત્ર વિચારસરણિને અપનાવી, તેના વિષે વધારે ઝોક આપ્યો છે અને ધર્મમૂલક તેમજ ધર્મ પર નિર્ભર ભારતીયવિચારપદ્ધતિને મહત્વ નહિં આપતાં, તેની તેમણે ઘણે ભાગે ઉપેક્ષા કરી છે.

હવે **गतानुगतिको लोकः** ના ન્યાયે પાશ્ચાત્ય વિચારકોએ રજૂ કરેલાં મંતવ્યોનો અભ્યાસ કરીને તેમજ તેમનાજ અનુવાદો દ્વારા સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કરીને કુશળ અને નિષ્ણાત થએલા આપણા ભારતીય અર્વાચીન વિદ્વાનોએ પણ સંસ્કૃત સાહિત્યમાંથી ધર્મને અલગ રાખીને વિચારણા અને સંશોધન કરવાનો પ્રયત્ન સેવ્યો છે. પાશ્ચાત્ય વિચારકો અર્થશાસ્ત્રની વિચારણા કરે તો કૌટિલ્યઅર્થશાસ્ત્રને પણ ધર્મથી વિમુખ દેખવામાં આવે! ફ્રોઇડ જેવો જાતીય આકર્ષણને કુદરતી ગણે તો વાત્સ્યાયનના કામશાસ્ત્રને પણ ધર્મવિરુદ્ધ કુદરતી ગણે અને તેજ વિચારસરણિના પટલ પર બેસીને પાશ્ચાત્ય ફિલસુફી જો ધર્મવિરુદ્ધ અને સમાજના કલ્યાણથી વિમુખ છે તો ભારતીય વેદાન્ત સિદ્ધાન્તને પણ ફિલસુફી ગણવામા આવે અને પછી તેને ધર્મવિરુદ્ધ અને નીતિવિમુખ ગણીને તેના પ્રમાણો દાખલાદલીલો ટાંકવામા આવે !

આમ આજે તો પાશ્ચાત્ય વિચારસરણિનો એવો ગોટાળો ઉભો

થયો છે અને તેના પોષક પરિબળો તેમજ દાખલા દલીલો પણ એવા જટિલ જોવાને મળે છે કે, જ્યાં સુધી સંસ્કૃત સાહિત્યનું મૌલિક અધ્યયન નહિં થાય તેમજ પાશ્ચાત્ય વિચાર સરણિની અસર ઓછી નહિ થાય, ત્યાં સુધી ભારતીય સાહિત્યનુ સાચુ દર્શન તેમજ ભારતીય સનાતન ધર્મના વાસ્તવિક સ્વરૂપનું દર્શન થશે નહિં, અને તે રીતે તેનાં મૂળ રહસ્યનો ખ્યાલ આવશે નહિ

ભગવાન શ્રીશંકરાચાર્યે જે સંપ્રદાયનો ઉદ્ધાર કર્યો છે અને સનાતન ધર્મની મૂલભાવનાનો જે ઉત્કર્ષ સાધ્યો છે, તેમજ તે મધ્યયુગમા ધર્માનુશાસન આપીને તેમણે જે ભારતીય ભાવનાનું ફરીથી દર્શન કરાવ્યું છે, તે ભૂમિકા પર તેમણે સ્થાપેલ મઠામ્નાય પર વિચાર કરીને 'સંપ્રદાય દીક્ષા' ની મૌલિક ભાવના કેટલી ઉપયોગી અને સમાજના કલ્યાણમાં આવશ્યક છે, તેનો વિચાર હવે પછીનાં પ્રકરણોમાં કરવામા આવશે



# પ્રકરણ ૨ જું

## — શ્રી શંકરાચાર્યની પરંપરા —

शंकरः सविनयैरुपचारैरभ्यतोषयदसौ गुरुमेनम् ।
ब्रह्म तद् विदितमप्युपलिप्सुः संप्रदायपरिपालनबुद्ध्या ॥

ભગવાન શ્રીશંકરાચાર્યે 'आचार्यवान् पुरुषो वेद આચાર્ય પાસે જનાર શિષ્ય આત્મજ્ઞાન જાણે स गुरुमेवाभिगच्छेत् તે શિષ્ય ગુરુ પાસે જ જાય,' એ પ્રમાણે શ્રુતિ વચનોને અનુસરીને, વિનય ભરેલા ઉપચારોથી શ્રી ગુરુગોવિન્દ તીર્થપાદને રાજી કર્યા; કારણ કે તેમાં જ સંપ્રદાયના પરિપાલનની બુદ્ધિ છે અને તે રીતે તેમની પાસે બ્રહ્મજ્ઞાન જાણવાની લાલસા હતી.

भक्तिपूर्वकृततत्परिचर्यातोषितोऽधिकतरं यतिवर्यः ।
ब्रह्मतामुपदिदेश चतुर्भिर्वेदशेखरवचोभिरमुष्मै ॥

ભગવાન શ્રી શંકરાચાર્યે ભક્તિપૂર્વક સેવા કરી, તેથી યતિવર શ્રી ગુરુગોવિન્દ તીર્થપાદ વિશેષ સંતોષ પામ્યા; ત્યારબાદ તેમણે ભગવાન શ્રી શંકરાચાર્યને વેદનાં ચાર મહાવાક્યો દ્વારા બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો.

व्यासः पराशरसुतः किल सत्यवत्यां
तस्यात्मजः शुकमुनिः प्रथितानुभावः।
तत् शिष्यतामुपगतः किल गौडपादो
गोविन्दनाथमुनिरस्य च शिष्यभूतः॥

—શાંકરદિગ્વિજય

અધ્યાય પાંચમો, ૧૦૨, ૧૦૩, ૧૦૪.

પરાશરના પુત્ર વેદવ્યાસ સત્યવતીમાં પ્રગટ થયા. તેમના પુત્ર પરમહંસ શુકદેવ અત્યંત પ્રસિદ્ધ છે, તેમના શિષ્ય ગુરુ ગૌડપાદ થઈ ગયા અને તેમના શિષ્ય ગુરુ ગોવિન્દપાદ થયા, તેમણે ભગવાન શ્રી શંકરાચાર્યને સંન્યાસ દીક્ષા આપી.

× × ×

આજે ભારત અને જગતના બીજા પ્રદેશોના વિચારકો અને તત્ત્વજ્ઞાનીઓ ભારતના વેદાન્ત–તત્ત્વજ્ઞાનના મુખ્ય પુરસ્કર્તા તરીકે શ્રી શંકરાચાર્યને ગણે છે; તેમનાથી અદ્વૈત વેદાન્ત–સંપ્રદાયની પ્રતિષ્ઠા થઇ છે. તે સાથે પ્રાચીન પરંપરા પ્રમાણે અદ્વૈત વેદાન્ત સંપ્રદાયના આદ્ય પ્રવર્તક નારાયણ છે. નારાયણે પ્રથમ ઉપદેશ બ્રહ્માજીને આપ્યો હતો. બ્રહ્માજીએ તે ઉપદેશ વસિષ્ઠ મુનિને આપ્યો. વસિષ્ઠ મુનિએ પોતાના પૌત્ર શક્તિઋષિને આપ્યો. તેમણે પોતાના પુત્ર પરાશરને, પરાશરે પોતાના પુત્ર વેદવ્યાસને અને વેદવ્યાસે પોતાના પુત્ર શુકમુનિને ઉપદેશ આપ્યો.

પરમહંસ શ્રી શુકમુનિના શિષ્ય તરીકે ગુરુ ગૌડપાદ ગણાય છે. તેમના શિષ્ય યતિવર શ્રી ગોવિન્દ તીર્થપાદે શ્રી શંકરાચાર્ય ભગવાનને સંન્યાસ દીક્ષા આપી છે. ભગવાન શ્રી શંકરાચાર્યે આ પ્રાચીન પરંપરાની પ્રતિષ્ઠા મઠામ્નાય દ્વારા કરી છે. મઠામ્નાય તેમણે પોતે રચેલ ધર્માનુશાસન છે આ ધર્માનુશાસન પ્રમાણે ભારતની ચાર દિશાઓમાં ચાર મઠોની સ્થાપના થઇ છે. આચાર્યશ્રીએ પોતેજ પોતાના ચાર પટ્ટશિષ્યોને તે ચાર મઠના અધિષ્ઠાતા–અધિકારી તરીકે નીમ્યા; એટલું જ નહિં તે ચારેય આચાર્યોને પોતાના નામ પરથી 'શ્રીશંકરાચાર્ય'ની પદવી આપી છે અને તે પીઠ પર જે જે આચાર્યો આવે, તે બધા જ 'શંકરાચાર્ય' નામ ધારણ કરે, એ પ્રકારનું શાસન તેઓશ્રી રચતા ગયા છે.

એ ક્રમ પ્રમાણે શ્રૃંગેરીમાં હસ્તામલકાચાર્ય, જગન્નાથમાં પદ્મપાદાચાર્ય, દ્વારિકામા સુરેશ્વરાચાર્ય અને બદ્રિકાશ્રમમાં તોટકાચાર્ય શંકરાચાર્યની પદવી પ્રાપ્ત કરે છે તે સાથે તેમના શિષ્યોનો 'દશનામી' વિભાગ પાડીને, તેમને પણ ચાર પીઠાના શંકરાચાર્યો સાથે જોડી દીધા છે. જેમકે; શ્રૃંગેરી મઠને સરસ્વતી, ભારતી અને પુરી; જગન્નાથ-

જીના મઠને વન અને અરણ્ય, દ્વારકાના મઠને તીર્થ અને આશ્રમ તેમજ બૃદ્રિકાશ્રમ મઠને ગિરિ, પર્વત અને સાગરના ઉપનામોથી શિષ્યપરંપરા જોડી આપી છે.

દ્વારિકાના શારદા મઠની અને શૃંગેરી મઠની પરંપરા આદિકાળથી વર્તમાનકાળના પીઠાધિપતિ શંકરાચાર્ય સુધીની અવિચ્છિન્ન રીતે ચાલી આવી છે અને તેથી શ્રી શંકરાચાર્યની પરંપરા અને સમયગણના કરવામાં ઘણીજ સરળતા પડે છે. દરેક પીઠ સાથે સંન્યાસીઓના સંબંધ જોડતા શ્લોકો આ પ્રમાણે છે :–

प्रथम पश्चिमाम्नायः शारदामठ उच्यते ।
कीटवारः संप्रदायः तस्य तीर्थाश्रमौ शुभौ ॥ १ ॥

પહેલો પશ્ચિમાન્નાય શારદામઠ તરીકે પ્રસિદ્ધ છે. તેનો સંપ્રદાય કીટવાર ગણાય છે અને સંન્યાસીઓ તીર્થ અને આશ્રમ પદ પોતાનાં નામને અંતે રાખે છે.

पूर्वाम्नायो द्वितीयः स्यात् गोवर्धनमठः स्मृतः ।
भोगवारः संप्रदायो वनारण्ये पदे स्मृते ॥ २ ॥

બીજો પૂર્વાન્નાય ગોવર્ધનમઠ તરીકે પ્રસિદ્ધ છે. તેનો સંપ્રદાય ભોગવાર છે અને તેના સંન્યાસીઓનાં પદ વન અને અરણ્ય છે.

तृतीयस्तूत्तराम्नायो ज्योतिर्नाम मठो भवेत् ।
पदानि तस्य ख्यातानि गिरिपर्वतसागराः ॥ ३ ॥

ત્રીજો ઉત્તરાન્નાય જ્યોતિર્મઠ તરીકે પ્રસિદ્ધ છે અને ત્યાંના સંન્યાસીઓનાં ત્રણ પદ ગિરિ, પર્વત અને સાગર છે.

चतुर्थो दक्षिणाम्नायः श्रृंगेरी तु मठो भवेत् ।
पदानि त्रीणि ख्यातानि सरस्वती भारती पुरी ॥४॥

ચોથો દક્ષિણામ્નાય શ્રૃંગરીમઠ તરીકે પ્રસિદ્ધ છે અને ત્યાંના સંન્યાસીઓનાં ત્રણ પદ સરસ્વતી, ભારતી અને પુરી છે.

આ સંન્યાસીઓનાં દશનામ સાર્થક છે અને તે તે સંન્યાસીઓનાં લક્ષણો તેમાં રહેલાં છે. જેમકેઃ—

त्रिवेणी संगमे तीर्थे तत्त्वमस्यादि लक्षणे ।
स्नायात् तत्त्वार्थभावेन तीर्थनाम्ना स उच्यते ॥५॥

'तत् त्वम् असि' એ ત્રણ પદોનો સંગમ તત્ત્વાર્થભાવે થાય છે, માટે તેને ત્રિવેણી સંગમનું તીર્થ કહેલ છે. આ ત્રિવેણી સંગમ તીર્થમાં જે સ્નાન કરે, તે 'તીર્થ' સંન્યાસી ગણાય છે.

आश्रमग्रहणे प्रौढ आशापाशविवर्जितः ।
यातायातविनिर्मुक्त एष आश्रम उच्यते ॥६॥

જેણે આશાના પાશ છોડી નાખ્યા છે અને જે સંન્યાસ આશ્રમ ગ્રહણ કરવામાં અત્યંત પ્રૌઢ હોય છે; તે સાથે જે આવાગમનથી મુક્ત થએલ હોય છે, તેને 'આશ્રમ' કહેવામાં આવે છે.

सुरम्ये निर्जने स्थाने वने वासं करोति यः ।
आशाबन्धविनिर्मुक्तो वन-नामा स उच्यते ॥७॥

જે આશાનાં બંધનોથી મુક્ત થઇ ગયો હોય અને જે અત્યંત રમ્ય છતાં નિર્જન વનના સ્થાનમાં નિવાસ કરતો હોય, તે સંન્યાસી 'વન' પદ ધારણ કરે છે.

अरण्ये संस्थितो नित्यं आनन्दे नन्दने वने ।
त्यक्त्वा सर्वमिदं विश्वमारण्यः परिकीर्त्यते ॥८॥

પોતાના આનંદ સ્વરૂપે જે નંદનવન છે, તે અરણ્ય દુઃખરહિત ગણાય છે, માટે સર્વ વિશ્વનો ત્યાગ કરીને, જે એ પ્રકારનાં અરણ્યમાં વાસ કરે છે તેને 'આરણ્ય' કહે છે.

वासो गिरिवने नित्यं गीताध्ययनतत्परः ।
गंभीराचलबुद्धिश्च गिरिनामा स उच्यते ॥९॥

જે સદા ગિરિ અને વનમાં નિવાસ કરે છે, જે ગીતાનાં અધ્યયનમાં તત્પર રહે છે અને જેની બુદ્ધિ અચલ ગંભીર છે, તે સંન્યાસીને 'ગિરિ' પદ મળે છે.

वसन् पर्वतमूलेषु प्रौढं ज्ञानं बिभर्ति यः ।
सारासारं विजानाति पर्वतः परिकीर्त्यते ॥१०॥

પર્વતોના મૂલ પ્રદેશોમાં નિવાસ કરતા રહીને જે પ્રૌઢજ્ઞાન ધારણ કરે છે અને સારાસારને સમજે છે, તે 'પર્વત' કહેવાય છે.

तत्त्वसागरगंभीरो ज्ञानरत्नपरिग्रहः ।
मर्यादां न विलंघेत सागरः परिकीर्त्यते ॥११॥

તત્ત્વરૂપી મહાસાગરમાં જે ગંભીરપણે રહેતો હોય અને જ્ઞાન રૂપી રત્નને પકડી લાવતો હોય, તે છતાં જે મર્યાદાને ઓળંગે નહિ, તેને 'સાગર' કહેવામાં આવે છે.

स्वरज्ञानरतो नित्यं स्वरवादी कवीश्वरः ।
संसारसागरासारहन्तासौ हि सरस्वती ॥१२॥

જેને સ્વરનાં જ્ઞાન છે અને જે પોતે કવિવર બનીને મૂળસ્વરનાં ઉચ્ચારણમાં કુશળ છે, તે સાથે સંસાર સાગરમાં રહેલી અસાર વસ્તુઓને દૂર કરે છે, તેને 'સરસ્વતી' કહે છે.

विद्याभारेण संपूर्णः सर्वभारं परित्यजन् ।
दुःखभारं न जानाति भारती परिकीर्त्यते ॥१३॥

વિદ્યાના ભાવથી જેનું હૃદય પરિપૂર્ણ બનેલું છે અને જે સંસારના સર્વભાવોને ત્યજી દેતાં, દુઃખના કોઈ પ્રકારના ભારને જાણતો નથી, તેને 'ભારતી' કહેવામાં આવે છે.

ज्ञानतत्त्वेन संपूर्णः पूर्णतत्त्वपदे स्थितः ।
परब्रह्मरतो नित्यं पुरीनामा स उच्यते ॥१४॥

જે જ્ઞાનનાં તત્ત્વથી પરિપૂર્ણ બની પૂર્ણ તત્ત્વપદમાં નિત્ય નિવાસ કરે છે અને પરબ્રહ્મ સ્વરૂપમાં નિત્યરત રહે છે, તેને 'પુરી' નામ મળે છે.

तीर्थाश्रमवनारण्यगिरिपर्वतसागराः ।
सरस्वती भारती च पुरी नामानि वै दश ॥१५॥

એ રીતે તીર્થ, આશ્રમ, વન, આરણ્ય, ગિરિ, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી અને પુરી એ રીતે 'દશનામી' સંન્યાસીઓનાં દશપદ છે.

આ દશનામી સંન્યાસીઓ ચારપીઠોના શંકરાચાર્યોના અનુશાસનમાં રહે છે. તે માટે જણાવ્યું છે કે,

आम्नायाः कथिता ह्येते यतीनां च पृथक् पृथक् ।
ते सर्वे चतुराचार्या नियोगेन यथाक्रमम् ।
प्रयोक्तव्याः स्वधर्मेषु शासनीयास्ततोऽन्यथा ॥

યતિ–સંન્યાસીઓના જુદા જુદા આમ્નાય–સંપ્રદાય અહીં જણાવવામાં આવ્યા, તે તે પદમાં રહેલા સંન્યાસીઓ પર ચતુર આચાર્ય અનુશાસન કરે છે અને તે બધા સંન્યાસીઓને પોતપોતાના આદેશો આપે.

મુખ્ય પીઠ પર બિરાજમાન શંકરાચાર્યને પણ પોતાના વિભાગમાં આવેલ પ્રદેશો પર અનુશાસન કરવાનું કહેલું છે, તેમજ રાજ્યશાસનથી પણ ધર્મ શાસન વિશેષ છે, એમ બતાવ્યું છે.

वर्णाश्रमसदाचारा अस्माभिर्ये प्रसाधिताः ।
रक्षणीयास्त एवैते स्वे स्वे भागे यथाविधि ॥

(આદ્યશંકરાચાર્ય ભગવાન જણાવે છે કે,) અમે જે જે વર્ણ અને-આશ્રમના સદાચારોનાં વિધાન કરેલા છે તે બધાનાં સારી રીતે રક્ષણ કરવાં અને તે રીતે શંકરાચાર્યે વિધિ પ્રમાણે પોતાના પ્રદેશનું રક્ષણ કરવું.

शुचिर्जितेन्द्रियो वेदवेदांगादि विशारदः ।
योगज्ञः सर्वशास्त्राणां स मदास्थानमाप्नुयात् ॥

શ્રી શંકરાચાર્ય પોતે પવિત્ર, જિતેંદ્રિય, વેદ, વેદાંત અને શાસ્ત્ર વગેરેમાં વિશારદ, સર્વશાસ્ત્રોના યોગ કરવામાં કુશળ, એ રીતના ગુણો ધરાવતા હોય તે મારા શંકરાચાર્યના પદ પર બિરાજમાન થાય.

धर्मो मूलं मनुष्याणां स चाचार्यावलम्बनः ।
तस्माद् आचार्यसुमणेः शासनं सर्वतोऽधिकम् ॥

મનુષ્યોની ઉન્નતિનું મૂળ ધર્મ છે તે ધર્મ આચાર્યના શાસન પર અવલંબ છે માટે આચાર્યમણિ શંકરાચાર્યનું શાસન બધા કરતાં શ્રેષ્ઠ છે.

सुधन्वा हि महाराजः तदन्ये च नरेश्वराः
धर्मपारंपरीमेतां पालयन्तु निरन्तरम् ॥

જે મહારાજા સુધન્વા થઈ ગયા છે અને બીજા જે જે રાજાઓ થઈ ગયા છે, તે બધા આ ધર્મ પરંપરાનું સારી રીતે નિરંતર રક્ષણ કરતા રહો.

ભગવાનશ્રી શંકરાચાર્ય જ્યારે ધર્મશાસન કરવા માટે ભારતમાં યાત્રા કરતા હતા, ત્યારે તેમની ધર્મસ્વારીમાં રાજા સુધન્વા ધર્મના રક્ષક તરીકે મોખરે રહેતા હતા, તેથી તેનું નામ અમર થયું છે. આજે પણ શ્રી શંકરાચાર્યની છડી પુકારાય છે, ત્યારે તે સુધન્વરાજાનું નામ લેવાય છે.

## શ્રી શંકરાચાર્યની છડી

श्रीमत्परमहंसपरिव्राजकाचार्यवर्य पदवाक्यप्रमाणपारावारपारीण यमनियमासनप्राणायामप्रत्याहारध्यानधारणसमाध्यष्टांगयोगानुष्ठाननिष्ठ तपश्चक्रवर्ती अनाद्यविच्छिन्नगुरुपरम्पराप्राप्त षण्मतस्थापनाचार्य व्याख्यानसिंहासनाधीश्वर सर्ववेदार्थप्रकाशक सांख्यत्रयप्रतिपादक वैदिकमार्गप्रवर्तक सर्वतन्त्रस्वतन्त्र निखिलनिगमागमसारहृदय श्रीमत्सुधन्वसाम्राज्यप्रतिष्ठापनाचार्य श्रीमद्राजाधिराजगुरुभूमण्डलाचार्य चातुर्वर्ण्यशिक्षक गोमती-

तीरवासि श्रीपश्चिमाम्नाय श्रीद्वारकाशारदापीठाधीश्वर श्रीमज्जगद्गुरु श्री १९०८ श्री शंकराचार्य श्रीमदभिनव सच्चिदानन्दतीर्थ स्वामि ।

ગોમતી તીર પર આવેલ પશ્ચિમામ્નાય શ્રી દ્વારકાશારદાપીઠાધીશ જગદ્‌ગુરૂશ્રી ૧૧૦૮ શ્રી શંકરાચાર્ય મહારાજ; તેઓશ્રી પોતે શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્યોમાં શ્રેષ્ઠ છે, પદ–વ્યાકરણ, વાક્ય–મીમાંસા અને પ્રમાણ–તર્કશાસ્ત્રરૂપી શબ્દસાગર (પારાવાર) ને પારે ગયેલા છે; યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ એ આઠ પ્રકારનાં યોગનાં અનુષ્ઠાનમાં નિષ્ઠા રાખનાર તપસ્વીઓમાં ચક્રવર્તી છે; જે ગુરુપરંપરા અનાદિ અવિચ્છિન્ન રીતે ચાલી આવી છે તે પરંપરાને ચાલૂ રાખનારા છે; શૈવ, વૈષ્ણવ, શાક્ત, સૌર, ગાણપત્ય અને કાપાલિક એ ૭ મતોનાં સ્થાપન કરનાર આચાર્ય છે. વ્યાખ્યાન સિંહાસનપર પ્રમુખપદે બિરાજમાન છે, સર્વે વેદોના અર્થના પ્રકાશક છે, સેશ્વર સાંખ્ય, નિરીશ્વર સાંખ્ય અને વેદાન્ત સાંખ્યના સિદ્ધાન્તના પ્રતિપાદક છે, વૈદિક માર્ગના પ્રવર્તક છે, સર્વતંત્ર સ્વતંત્ર છે; નિખિલ નિગમ (વેદ) અને આગમ(શાસ્ત્ર)ના સારરૂપી હૃદયને જાણનારા છે, શ્રીમાન્ સુધન્વા નામના સામ્રાજ્ય–ચક્રવર્તી રાજાએ આચાર્ય તરીકેની પ્રતિષ્ઠા કરી છે, શ્રીમાન રાજાઓના મહારાજ ગુરુ તરીકે ભૂમંડલના આચાર્ય છે અને ચારે વર્ણોના શિક્ષક છે તેમજ યમ, નિયમ વગેરે અષ્ટાંગયોગથી વરિષ્ઠપદ પ્રાપ્ત કરનાર શ્રીશંકરાચાર્ય મહારાજ; એ રીતે પરંપરાથી ચાલ્યા આવતા પદનો નિર્દેશ કરવામાં આવે છે.

પશ્ચિમ પ્રદેશમાં આવેલ દ્વારિકા નગરી અત્યંત પ્રાચીન કાલથી પીઠ તરીકે પ્રસિદ્ધ છે. શ્રીશક્તિ જગદંબાનાં મુખ્યપીઠામાં બાવનમુ પીઠ દ્વારિકા છે અને તેના અધિષ્ઠાત્રી દેવી રુકિમણી છે. 'रुक्मिणी द्वारवत्यां तु राधा वृंदावने तथा'–દેવી ભાગવત. દ્વારિકામાં રુકિમણી

દેવી અને વૃંદાવનમાં રાધા બિરાજે છે. એ દૃષ્ટિએ આદ્યશંકરાચાર્ય ભગવાને પશ્ચિમ શાખાના મુખ્ય કેન્દ્ર તરીકે દ્વારિકા પસંદ કરેલ છે. શ્રી શંકરાચાર્યે 'આમ્નાય'ની રચના કરીને જે ધર્માનુશાસનની આજ્ઞા આપી છે, તેમાં આ દ્વારિકા પીઠ પશ્ચિમામ્નાયનું એક માત્ર પ્રધાનપીઠ ગણાવ્યું છે—

> प्रथमे पश्चिमाम्नाये शारदामठ उच्यते ।
> कीटवारः संप्रदायस्तस्य तीर्थाश्रमे पदे ॥

પશ્ચિમામ્નાયમાં શારદામઠ, કીટવાર સંપ્રદાય અને તીર્થ, આશ્રમ પદ છે.

> *द्वारकाख्य तु क्षेत्रं स्यात् देवः सिद्धेश्वरो भवेत् ।*
> भद्रकालीति देवी स्याद् आचार्यो विश्वरुपकः ॥

તે પીઠનું ક્ષેત્ર દ્વારિકા છે, દેવ સિદ્ધેશ્વર છે, દેવી ભદ્રકાળી છે અને આચાર્ય વિશ્વરૂપ છે.

## ચંદ્રમૌલીશ્વર

સ્કંધ પુરાણના શિવરહસ્ય પ્રકરણના નવમા અંશમાં શ્રીશંકરાચાર્ય-ચરિત નામનો સોળમો અધ્યાય છે, તેમાં બતાવવામાં આવેલ છે કે પરમસદાશિવ સાક્ષાત વિશ્વેશ્વર ભગવાન શ્રીશંકરાચાર્ય પાસે પ્રગટ થયા હતા અને તેમણે શ્રીચંદ્રમૌલીશ્વર ભગવાનના પાંચ બાણ શ્રીશંકરાચાર્યને આપ્યા હતા. આ ચંદ્રમૌલીશ્વર ભગવાનના બાણ આજે પણ ભારતની ચારેય પીઠોમાં વિદ્યમાન છે અને તેનાં પૂજન અર્ચન સારી રીતે થાય છે. શ્રીચંદ્રમૌલીશ્વર ભગવાનના પૂજન અર્ચનનો આદેશ આપતા, શ્રી વિશ્વેશ્વર ભગવાને જણાવ્યું હતું કે—

त्वदर्थे कैलासाचलतटलालीगतमहा-
समुद्यत्-चन्द्राभस्फटिकधवल लिंगकुलकम् ।
समानीतं, सोमोधृतविमलमौली अर्चय पर
कलौ लिंगार्चायां भवति हि मुक्तिः परतरा ॥

હે શંકરાચાર્ય, તમારે માટે હું આ ચંદ્રમૌલીશ્વર ભગવાનનાં પાંચ લિંગ લાવ્યો છું, તે કૈલાસ પર્વતના તટપર ઉદય પામતા ચંદ્ર જેવી કાંતિવાળાં તેમજ સ્ફટિક સમાન ઉજ્જવલ અને ધવલ છે, તેનાં તમે પૂજન કરો, કારણ કે કલિયુગમા લિંગનાં પૂજન અર્ચન કરવામા ઉત્તમોત્તમ મુક્તિ રહેલી છે.

गोमती तीर्थममलं ब्रह्मचारी स्वरूपकः ।
सामवेदस्य वक्ता च तत्र धर्मं समाचरेत् ॥

ત્યાં નિર્મળ ગોમતી તીર છે. બ્રહ્મચારી સ્વરૂપનામે છે, તે સામવેદના પ્રવકતા બને અને આ તીર્થમાં ધર્મનાં આચરણ કરવા.

सिन्धुसौवीरसौराष्ट्रमहाराष्ट्रास्तथान्तरा ।
देशाः पश्चिमदिक्स्था ये शारदापीठसाँकृताः ॥

સિંધુ, સૌવીર, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્ર અને તેના અંદરના પણ પ્રદેશો પશ્ચિમ દિશાનાં આવેલ પશ્ચિમામ્નાયના શારદાપીઠની અંદર આવેલા છે.

આદ્ય શંકરાચાર્ય ભગવાને સ્થાપેલી પરંપરા પ્રમાણે પશ્ચિમામ્નાયના દ્વારકાક્ષેત્રનાં શારદાપીઠનું સ્થાન વર્તમાનકાળ સુધી સારી રીતે સુરક્ષિત રહેલું છે; એટલુંજ નહિં, પરંતુ આદ્ય શ્રીશંકરાચાર્યભગવાને શ્રીચંદ્રમૌલીશ્વર બાણનું પૂજન કર્યું હતું, તે **શ્રી ચંદ્રમૌલીશ્વર**

ભગવાન આજે પણ શ્રી શંકરાચાર્ય ભગવાન પાસે છે અને તેથી ગ
પીઠની પરંપરામાં અપૂર્વ પ્રતિષ્ઠા રહેલી છે

આ શારદાપીઠની ક્રમ પરંપરા શ્રીસુરેશ્વરાચાર્યથી આરંભીને અત્યાર સુધીના શ્રી શંકરાચાર્ય સુધી ક્રમબદ્ધ ચાલી આવી છે. શ્રી સુરેશ્વરાચાર્યનું નામ બ્રહ્મસ્વરૂપાચાર્ય તરીકે નોંધાયું છે. આ પરંપરા પ્રમાણે શ્રીશંકરાચાર્ય, તેમના ધર્મશાસન અને સમયકાળ નીચે મુજબ છે

| ક્રમ | શ્રીશંકરાચાર્યનું નામ | પદકાળ | પૂ. ઇ.સ. થી પૂ ઈ.સ. |
|---|---|---|---|
| ૧ | શ્રી બ્રહ્મસ્વરૂપાચાર્ય | ૧૨ | ૪૮૯–૪૪૭ |
| ૨ | ,, ચિત્સુખાચાર્ય (૧) | ૨૪ | ૪૪૭–૪૨૩ |
| ૩ | ,, સર્વજ્ઞાનાચાર્ય (૨) | ૫૯ | ૪૨૩–૩૬૪ |
| ૪ | ,, બ્રહ્માક તીર્થ | ૪૯ | ૩૬૪–૩૧૫ |
| ૫ | ,, સ્વરૂપાભિજ્ઞાનાચાર્ય | ૬૭ | ૩૧૫–૨૪૮ |
| ૬ | ,, મંગલમૂર્ત્યાચાર્ય | ૫૨ | ૨૪૮–૧૯૬ |
| ૭ | ,, ભાસ્કરાચાર્ય | ૭૩ | ૧૯૬–૧૭૩ |
| ૮ | ,, પ્રજ્ઞાનાચાર્ય | ૪૩ | ૧૭૩–૧૩૦ |
| ૯ | ,, બ્રહ્મજ્યોત્સ્નાચાર્ય | ૩૨ | ૧૩૦–૯૮ |
| ૧૦ | ,, આનંદ વીરભાવાચાર્ય (૩) | ૬૫ | ૯૮–૩૩ |
| ૧૧ | ,, કલાનિધિતીર્થ | ૫૮ | ઇ.સ.પૂ ૩૩ થી ૨૫ ઇ.સ. |
| ૧૨ | ,, ચિદ્દવિલાસાચાર્ય | ૩૬ | ઇ.સ. ૨૫ થી ૬૧ ઈ.સ. |
| ૧૩ | ,, વિભૂત્યાનંદાચાર્ય | ૩૫ | ૬૧–૯૬ |
| ૧૪ | ,, સ્ફૂર્તિ નિલયપાદ | ૪૯ | ૯૬–૧૪૫ |
| ૧૫ | ,, વરતંતુપાદ | ૪૬ | ૧૪૫–૧૯૧ |
| ૧૬ | ,, યોગારૂઢાચાર્ય | ૧૧૧ | ૧૯૧–૩૦૨ |
| ૧૭ | ,, વિજ્ઞાન ડિંડિમાચાર્ય | ૩૪ | ૩૦૨–૩૩૬ |

| ક્રમ | શ્રીશંકરાચાર્યનું નામ | પટ્ટકાળ | ઈ.સ. થી ઈ.સ. સુધી |
|---|---|---|---|
| ૧૮ | ,, વિદ્યાતીર્થ | ૪૩ | ૩૩૬–૩૭૯ |
| ૧૯ | ,, ચિત્સુખ દેશિક | ૪૬ | ૩૭૯–૪૨૫ |
| ૨૦ | ,, વિદ્યાનશ્વર તીર્થ | ૨૮ | ૪૨૫–૪૫૩ |
| ૨૧ | ,, ઋતુંભરાચાર્ય | ૬૧ | ૪૫૩–૫૧૪ |
| ૨૨ | ,, અમરેશ્વર ગુરુ | ૩૬ | ૫૧૪–૫૫૦ |
| ૨૩ | ,, સર્વસુખ તીર્થ ૧ | ૬૧ | ૫૫૦–૬૧૧ |
| ૨૪ | ,, સ્વાનંદ દેશિક | ૬૦ | ૬૧૧–૬૭૧ |
| ૨૫ | ,, સમર રસિક | ૭૦ | ૬૭૧–૭૪૧ |
| ૨૬ | ,, નારાયણાશ્રમ | ૩૭ | ૭૪૧–૭૭૮ |
| ૨૭ | ,, વૈકુંઠાશ્રમ | ૪૯ | ૭૭૮–૮૨૭ |
| ૨૮ | ,, ત્રિવિક્રમાશ્રમ | ૨૬ | ૮૨૭–૮૫૩ |
| ૨૯ | ,, શશિશેખરાશ્રમ | ૪૯ | ૮૫૩–૯૦૨ |
| ૩૦ | ,, ત્ર્યંબકાશ્રમ | ૮ | ૯૦૨–૯૧૦ |
| ૩૧ | ,, ચિદંબરાશ્રમ | ૩૩ | ૯૧૦–૯૪૩ |
| ૩૨ | ,, કેશવાશ્રમ | ૫૯ | ૯૪૩–૧૦૦૨ |
| ૩૩ | ,, ચિદંબરાશ્રમ (૨) | ૨૩ | ૧૦૦૨–૧૦૨૫ |
| ૩૪ | ,, પદ્મનાભાશ્રમ | ૨૫ | ૧૦૨૫–૧૦૫૦ |
| ૩૫ | ,, મહાદેવાશ્રમ | ૪૦ | ૧૦૫૦–૧૦૯૦ |
| ૩૬ | ,, સચ્ચિદાનંદાશ્રમ | ૫૯ | ૧૦૯૦–૧૧૪૯ |
| ૩૭ | ,, વિદ્યાશંકરાશ્રમ | ૫૮ | ૧૧૪૯–૧૨૦૭ |
| ૩૮ | ,, અભિનવ સચ્ચિદાનંદાશ્રમ | ૨૮ | ૧૨૦૭–૧૨૩૫ |
| ૩૯ | ,, નૃસિંહાશ્રમ | ૩૩ | ૧૨૩૫–૧૨૬૮ |

[૧]ગુજરાતી સંક્ષેપ શંકર ત્ર્ય અને હિંદી. વેદાન્તાંકમાં 'સર્વમુખ' નામ છે; અંગ્રેજી ગ્રંથમાં 'સર્વસુખ' છે.

| ક્રમ | શ્રીશંકરાચાર્યનું નામ | પદકાળ | ઈ.સ. થી ઈ. સ. સુધી |
|---|---|---|---|
| ૪૦ | ,, વાસુદેવાશ્રમ | ૩૫ | ૧૨૬૮–૧૩૦૩ |
| ૪૧ | ,, પુરુષોત્તમાશ્રમ | ૩૩ | ૧૩૦૩–૧૩૩૬ |
| ૪૨ | ,, જ્ઞાનાઘનાશ્રમ | ૧૪ | ૧૩૩૬–૧૩૫૦ |
| ૪૩ | ,, હરિહરાશ્રમ | ૩ | ૧૩૫૦–૧૩૫૩ |
| ૪૪ | ,, ભાવાશ્રમ | ૧૦ | ૧૩૫૩–૧૩૬૩ |
| ૪૫ | ,, બ્રહ્માશ્રમ | ૧૫ | ૧૩૬૩–૧૩૭૮ |
| ૪૬ | ,, વસનાશ્રમ | ૧૭ | ૧૩૭૮–૧૩૯૫ |
| ૪૭ | ,, સર્વજ્ઞાનાશ્રમ | ૩૬ | ૧૩૯૫–૧૪૩૧ |
| ૪૮ | ,, પ્રદ્યુમ્નાશ્રમ | ૬ | ૧૪૩૧–૧૪૩૭ |
| ૪૯ | ,, ગોવિન્દાશ્રમ | ૨૮ | ૧૪૩૭–૧૪૬૫ |
| ૫૦ | ,, ચિદાશ્રમ | ૫૩ | ૧૪૬૫–૧૫૧૮. |
| ૫૧ | ,, વિશ્વેશ્વરાશ્રમ | ૩૨ | ૧૫૧૮–૧૫૫૦ |
| ૫૨ | ,, દામોદરાશ્રમ | ૭ | ૧૫૫૦–૧૫૫૭ |
| ૫૩ | ,, મહાદેવાશ્રમ | ૧ | ૧૫૫૭–૧૫૫૮ |
| ૫૪ | ,, અનિરુદ્ધાશ્રમ | ૯ | ૧૫૫૮–૧૫૬૭ |
| ૫૫ | ,, અચ્યુતાશ્રમ | ૪ | ૧૫૬૭–૧૫૭૧ |
| ૫૬ | ,, માધવાશ્રમ | ૫૫ | ૧૫૭૧–૧૬૨૭ |
| ૫૭ | ,, આનંદાશ્રમ | ૩૧ | ૧૬૨૭–૧૬૫૮ |
| ૫૮ | ,, વિશ્વરૂપાશ્રમ | ૫ | ૧૬૫૮–૧૬૬૩ |
| ૫૯ | ,, ચિદ્ઘનાશ્રમ | ૧ | ૧૬૬૩–૧૬૬૪ |
| ૬૦ | ,, નૃસિંહાશ્રમ | ૧૩ | ૧૬૬૪–૧૬૭૭ |
| ૬૧ | ,, મનોહરાશ્રમ | ૨૬ | ૧૬૭૭–૧૭૦૩ |
| ૬૨ | ,, પ્રકાશાનંદ સરસ્વતી | ૩૪ | ૧૭૦૩–૧૭૩૭ |
| ૬૩ | ,, વિશુદ્ધાનંદાશ્રમ | ૩ | ૧૭૩૭–૧૭૪૦ |
| ૬૪ | ,, વામનેશ | ૩૩ | ૧૭૪૦–૧૭૭૩ |

| ક્રમ | શ્રીશંકરાચાર્યનું નામ | પદકાળ | ઇસ થી ઈ સ સુધી |
|---|---|---|---|
| ૬૫ ,, | કેશવાશ્રમ | ૭ | ૧૭૭૩–૧૭૮૦ |
| ૬૬ ,, | મધુસૂદનાશ્રમ | ૧૦ | ૧૭૮૦–૧૭૯૦ |
| ૬૭ ,, | હયગ્રીવાશ્રમ | ૧૪ | ૧૭૯૦–૧૮૦૪ |
| ૬૮ ,, | પ્રકાશાશ્રમ | ૧ | ૧૮૦૪–૧૮૦૫ |
| ૬૯ ,, | હયગ્રીવાશ્રમ સરસ્વતી | ૧૧ | ૧૮૦૫–૧૮૧૬ |
| ૭૦ ,, | શ્રીધરાશ્રમ | ૪૦ | ૧૮૧૬–૧૮૫૬ |
| ૭૧ ,, | દામોદરાશ્રમ | ૧૫ | ૧૮૫૬–૧૮૭૧ |
| ૭૨ ,, | કેશવાશ્રમ | ૬ | ૧૮૭૧–૧૮૭૭ |
| ૭૩ ,, | રાજરાજેશ્વર શંકરાશ્રમ | ૨૩ | ૧૮૭૭–૧૯૦૦ |
| ૭૪ ,, | માધવતીર્થ મહારાજ | ૧૫ | ૧૯૦૧–૧૯૧૬ |
| ૭૫ ,, | શાન્ત્યાનંદ સરસ્વતી | ૮ | ૧૯૧૭–૧૯૨૫ |
| ૭૬ ,, | ચંદ્રશેખરાશ્રમ | ૧૮ | ૧૯૨૭–૧૯૪૫ |
| ૭૭ ,, | અભિનવ સચ્ચિદાનંદતીર્થ (વર્તમાન) | | ૧૯૪૫ થી |

ઉપર જે ક્રમ આપ્યો છે, તે ક્રમ માધવાચાર્ય વિરચિત સંક્ષેપ શંકરજયનું ગુજરાતી ભાષાંતર કરનાર શ્રી કૃષ્ણલાલ ગોવિંદરામ દેશાશ્રયીએ આરંભના ઉપોદ્ઘાત રૂપે શ્રીમત્ શંકરાચાર્યના સમયની ચર્ચામાં પૃષ્ઠ ૮૧ મા પાને આપેલ તેની સાથે તેમજ વેદાન્તાંકમાં આવેલ પૃષ્ઠ ૩૦૫ મા પાને આપેલ, તેની સાથે સરખાવવામાં આવેલ છે. ગુજરાતી ભાષાંતરમાં પહેલા શકનો નિર્દેશ છે અને પછી સંવતનો નિર્દેશ છે. વેદાંતાંકમાં પહેલેથીજ યુધિષ્ઠિર સંવત નોંધવામાં આવ્યો છે વિજય વાડાના વિદ્વાન પંડિત કોટા વેંકટચેલમે 'બુદ્ધ, મિલિન્દ, યુગપુરાણ વગેરેની સમય-ચર્ચા' પર મોટો ગ્રંથ અંગ્રેજીમાં[1] લખ્યો છે, તેના

[1] Age of Buddha Milinda & Amtiyoka and Yuga-Purana by Pandit, Kota Venkatachelam

છવ્વીસમે પાને જે ક્રમ આપ્યો છે, તેની સાથે પદકાળ અને ઇ. સ. પ્રમાણેનો કાળ આપેલો છે, તે પ્રમાણે અહિં વર્ષો નોંધવામાં આવેલ છે.

ભગવાનશ્રી શંકરાચાર્યથી સુરક્ષિત આ 'શંકરાચાર્ય પરંપરા' જગતના ઇતિહાસમાં અપૂર્વ અને અજોડ છે. પાશ્ચાત્ય વિચારકો અને તેમના ભારતીય અનુયાયીઓનો એવો એક આક્ષેપ ચાલુ રહ્યો છે કે, 'ભારતે પોતાની પ્રતિહાસ શ્રૃંખલા સાચવી રાખી નથી.'

બીજા દેશોમાં સાધારણ રીતે રાજાઓ અને મહારાજાઓ ઇતિહાસનાં મુખ્ય પાત્રો બનતાં અને તેમની સમય નોંધણી કરવામાં આવતી. ભારતે રાજાઓને મુખ્ય સ્થાન - આપ્યું નથી. ભારતમાં રાજાઓ, મહારાજાઓ આવે અને જાય, રાજ્યોમાં ઉથલપાથલ થાય, દેશવિદેશનાં આક્રમણો થાય; પરંતુ સામાન્ય પ્રજાજનો સુધી તેની લાંબી અસર પહોંચતી નહોતી! તેનું એક મુખ્ય કારણ એ છે કે 'આજે પાશ્ચાત્યના અનુકરણથી ધર્મ, નીતિ અને આચાર વ્યવહારમાં જેટલી શિથિલતા ભારતમાં આવી ગઇ છે, તેટલી શિથિલતા પાશ્ચાત્ય દૃષ્ટિએ ગણાતા અંધકાર યુગમાં આવી નહોતી. પાશ્ચાત્યો અને ઇતિહાસ લેખકો મધ્યયુગને અંધકારયુગજ ગણતા આવ્યા છે! !સાચેજ! યુરોપમાં અંધકાર યુગ હોય એટલે જગતભરના પ્રદેશો પર બીજો યુગ ક્યાંથી જ હોય? ભારતનો મધ્ય યુગ રાજકારણ છોડીને બીજાં બધાંજ ક્ષેત્રોમાં ઝળકતો રહ્યો છે. એ મધ્યયુગે ઉત્તમ સાહિત્ય આપ્યું છે, ઉંચી કોટિના તત્વજ્ઞાનીઓ અને સાધુસંતો, કવિઓ, મહાકવિઓ વગેરે પ્રગટ થયા છે. વીરજનો પણ આજ મધ્યયુગમાં જોવાને મળે છે. જેટજેટલા આક્રમણો આવેલા છે, તે બધામાં ભારતની તેજસ્વિતા અને આધ્યાત્મિક ભાવનાના દર્શન થયાં છે.

ભારતના ઇતિહાસનું સાચું અવલોકન હવે પછી થવાનું છે. અત્યારસુધી તો પાશ્ચાત્ય વિચારકોએ આપેલી લઘુગ્રંથી અને સંકુચિત

અને સાગર પદ, બદરિકાશ્રમ ક્ષેત્ર. નારાયણ દેવ. પૂર્ણગિરિ પીઠદેવી. તોટકાચાર્ય, અલકાનદી તીર્થ, આનંદ બ્રહ્મચારી. અથર્વવેદનો પાઠ, तत्त्वमसि વગેરે મહાવાક્યનો વિચાર. નિત્યાનિત્ય વિવેકથી આત્મા ઉપાસે છે. આત્માના તીર્થમાં આત્માનો ઉદ્ધાર અપરોક્ષ અને પરોક્ષ સાક્ષાત્કારને માટે."

"બીજો ઉત્તરામ્નાય, ગોવર્ધન મઠ, ભૂવારિ સંપ્રદાય. વન અને અરણ્ય પદ, પુરષોત્તમ ક્ષેત્ર, જગન્નાથ દેવ. વિમલા દેવી. પદ્મપાદ આચાર્ય મહાનદી તીર્થ, પ્રકાશ બ્રહ્મચારી. ઋગ્વેદનું પઠન प्रज्ञानं ब्रह्म, अयमात्मा ब्रह्म વગેરે મહાવાક્યનો વિચાર. નિત્યાનિત્ય વિવેકથી આત્મા ઉપાસે છે. આત્માના તીર્થમાં આત્માનો ઉદ્ધાર અપરોક્ષ અને પરોક્ષ સાક્ષાત્કારને માટે."

'પહેલો પશ્ચિમામ્નાય, શારદામઠ, કીટવારી સંપ્રદાય, તીર્થ અને આશ્રમપદ, દ્વારકા ક્ષેત્ર, સિધ્ધેશ્વર દેવ, બ્રહ્મસ્વરૂપ આચાર્ય, ગોમતી તીર્થ, સ્વરૂપ બ્રહ્મચારી, સામવેદનો પઠન, તત્ત્વમસિ વગેરે મહાવાક્યોનો વિચાર, નિત્યાનિત્ય વિવેકથી આત્માને ઉપાસે છે. આત્માનાં તીર્થમાં આત્માનો ઉદ્ધાર અપરોક્ષ અને પરોક્ષના સાક્ષાત્કાર માટે.'

આ મહામ્નાય પ્રમાણે દ્વારકા શારદાપીઠના પ્રથમ આચાર્ય તરીકે જે બ્રહ્મસ્વરૂપાચાર્યનું નામ છે, તેજ સુરેશ્વરાચાર્ય છે. વિશ્વરૂપાચાર્ય તરીકે પણ તે નામનો નિર્દેશ કો'ક ઠેકાણે જોવાને મળે છે. તેજ રીતે શ્રૃંગેરીમઠના પહેલા આચાર્ય તરીકે આ મહામ્નાયમાં પૃથ્વીધરાચાર્યનુ નામ છે, તેજ સુપ્રસિદ્ધ હસ્તામલકાચાર્ય છે. શ્રૃંગેરીમઠની અમુક યાદીમાં પહેલાં આચાર્ય તરીકે 'સુરેશ્વરાચાર્ય'નો નિર્દેશ જોવાને મળે છે, પરંતુ બીજાં કેટલાંક પ્રમાણોને આધારે દ્વારકા શારદાપીઠના પ્રથમ આચાર્ય "શ્રી સુરેશ્વરાચાર્ય" લેવામાં આવે, તો શ્રૃંગેરીમઠના આચાર્ય હસ્તામલકાચાર્ય લઈ શકાય !

## પ્રકરણ ત્રીજું

### — સંન્યાસ દીક્ષા —



संसारमेव निःसारं दृष्ट्वा सारदिदृक्षया ।
प्रव्रजन्त्यकृतोद्वाहाः परं वैराग्यमाश्रिताः ॥

—બૃહસ્પતિ.

'સંસાર જ અત્યંત અસાર પદાર્થ છે,' એમ જોઈને, સારપદાર્થ જોવાની ઇચ્છાથી જેમણે પરમ વૈરાગ્યનો આશ્રય કરેલો છે, એવા માનવો વિવાહ કર્યા વિનાજ સંસારથી પ્રવ્રજ્યા—વિદાય લઈ લે છે..

त्यज धर्ममधर्मं च उभे सत्यानृते त्यज ।
उभे सत्यानृते त्यक्त्वा येन त्यजसि तत्त्यज ॥

—બૃહસ્પતિ.

ધર્મ અને અધર્મને છોડી દે, સત્ય અને અનૃત (જૂઠ) છોડી દે; એમ બંને સત્ય–જૂઠ છોડીને, તેને જે સાધનથી છોડી દે છે, તે સાધનને પણ છોડી દે.

कषायपक्तिः कर्माणि ज्ञानं तु परमा गतिः ।
कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते ॥

માનવને જે જન્મ જન્માંતરની વાસનાઓ (કષાય) લાગેલ છે,

વિચાર દૃષ્ટિ પ્રમાણે જ આપણા ઇતિહાસની સમાલોચના થઇ છે. આના કારણે જ 'ઇતિહાસ ઇ. સ. પૂર્વેનો હોઇ ન શકે! જે કાંઇ પૂર્વે થઇ ગયું', તે બધું દંતકથા તરીકે લેખાય'! આવા પ્રકારની સંકુચિત દૃષ્ટિમાં ઉદાર સંશોધન વૃત્તિ કયાંથી હોય! અત્યાર પહેલાં શ્રી. ટિળક જેવા ભારતીય નેતાઓએ જે જે પ્રયત્નો કરેલા છે, તેમને વજૂદવાળા ગણવામાં આવ્યા છે, તો પણ બીજા સમાલોચકોએ તો પાશ્ચાત્ય વિચારસરણિ જ અપનાવી છે. આની પકડમાંથી હજી આપણે મુક્ત થયા નથી. આજે પણ ભારત પર આક્રમણ કરનાર અને હાર ખાઇ પાછા જનાર સિકંદરને 'અલેકઝાંડર ધી ગ્રેટ' કહીને ભારતનો પ્રથમ રાજા આલેખવામાં આવે.છે, અને તે ઇતિહાસનાં પુસ્તકો, શાળાઓ,- મહાશાળાઓ અને કેળવણી ની સંસ્થાઓમાં મંજૂર રાખવામાં આવે છે. અંગ્રેજ શાસન વખતે કેળવણી ખાતામાં જે કાંઇ ગેરસમજૂતી પ્રવર્તતી હતી, તે બધી આજના નવીન ઇતિહાસ સંશોધકોએ વજૂદ વિનાની લેખી છે અને તેના પુરાવાઓ રજૂ કર્યા છે, તોપણ કેળવણી ખાતાના ગ્રંથોમાં તે ગેર સમજૂતો (!) વજૂદવાળી જ ગણાઇ છે!

આજના રાજ્યશાસનમાં બીજી એક મુશ્કેલી ઉભી થઈ છે, તે ધર્મશાસનની ઉપેક્ષા છે! ધર્મ, નીતિ, આચાર, વિગેરે બાબતો પ્રજાજનોમા સારી રીતે પ્રવર્તે, તેની જવાબદારી રાજ્યશાસનની હતી. રાજ્યશાસનની સાથે સાથે ધર્મશાસન પણ પ્રજાના ઘડતરમાં આવશ્યક હતું!

ભગવાન શ્રી શંકરાચાર્યે રચેલ 'મઠેતિવૃત્ત' ગ્રંથમાં રાજા સુધન્વા અને તે પછી થનારા રાજાઓને એવી ભલામણ કરવામા આવી છે કે' તે રાજાઓએ ધર્મની શ્રૃંખલાની ચાલી આવતી પરંપરાનાં સારી રીતે રક્ષણ કરવાં.'

રાજ્ય શાસન અને ધર્મશાસન અલગ પડીને સ્વતંત્ર રહે; તેમાં રાજ્યચાલકો અને પ્રજાજનોનો સંપર્ક તૂટી જાય છે. ધર્મ, નીતિ

નિયમો શિથિલ પડતાં, રાજ્યશાસન પણ શિથિલ બની જાય છે. બંને આવશ્યક છે,' તે પર ભાર મૂકતાં સ્મૃતિશાસ્ત્રમાં જણાવ્યું છે કે,

तान् आचार्योपदेशान् च राजदण्डान् च पालयेत् ।
तस्माद् आचार्यराजानौ अनवद्यौ न निन्दयेत ॥

આચાર્યોના ઉપદેશો અને રાજાના દંડ-નિયમોનાં પાલન કરતા રહેવું જોઈએ અને એ કારણે આચાર્ય અને રાજા બંને પોતાની રીતે નિર્દોષ હોવાથી, તેમની નિંદા કરવી નહિ.

ધર્માનુશાસનની જવાબદારી રાજાની છે, એટલે રાજા ધર્મના પાલનમાં અધિકારી ગણાયો છે. એ બાબતમાં મનુસ્મૃતિએ જણાવ્યું છે કે;

स राजा पुरुषो दण्डः स नेता शासिता च सः ।
चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः ॥

તે પુરુષને એટલા માટે રાજા કહ્યો છે કે, તે પોતે દંડરૂપ છે અને તેથી તે લોકોનો નેતા અને શાસન કર્તા છે. તે ચારેય આશ્રમો અને ધર્મનો પ્રતિનિધિ ગણાય છે.

ભગવાન શ્રી શંકરાચાર્યે મઠામ્નાયની રચના કરી છે, તેમાં મુખ્ય ચાર પીઠોનાં ધર્માનુશાસન બતાવ્યાં છે; તેનો ગુજરાતી અનુવાદ અહિં આપ્યો છે :–

"ચોથો દક્ષિણામ્નાય, શૃંગેરીમઠ, ભોગવારિ સંપ્રદાય, સરસ્વતી, ભારતી અને પુરી પદ, રામેશ્વર ક્ષેત્ર, આદિવરાહ દેવ. કામાક્ષી દેવી. પૃથ્વીધર આચાર્ય, તુંગભદ્રા તીર્થ, ચૈતન્યબ્રહ્મચારી, યજુર્વેદનું પઠન, 'अहं ब्रह्मास्मि' વગેરે મહાવાક્યનો વિચાર. નિત્યાનિત્ય વિવેકથી આત્મા ઉપાસે છે. આત્માતીર્થમાં આત્માનો ઉદ્ધાર અપરોક્ષ અને પરોક્ષ સાક્ષાત્કાર માટે."

"ત્યાર પછી પૂર્વામ્નાય, જ્યોતિમઠ, આનંદવારિ સંપ્રદાય, ગિરિ, પર્વત

તેને પકાવવા માટે કર્મો કરવાનાં હોય છે: અર્થાત્ કર્મ છેવટ સુધી કરવાનાં હોતાં નથી. જ્ઞાન તો પરમ ગતિ છે: અર્થાત્ તે અંત સુધી રહે છે. કર્મોથી જ્યારે બધા વિષયોનો પરિપાક થઇ જાય, એટલે પછી જ્ઞાન પ્રવૃત્ત થાય છે.

> तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति;
> यज्ञेन दानेन तपसानाशकेन ॥ —श्रुति

યજ્ઞ, દાન, આશારહિત તપ વગેરે નિષ્કામ કર્મો કર્યા પછી બ્રાહ્મણો બ્રહ્મનિષ્ઠ પુરુષો વેદનાં વચનોથી આત્મજ્ઞાનની ઇચ્છા કરે છે

> आत्मानं चेद् विजानीयाद् अयमस्मीति पूरुषः।
> किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत ॥ —श्रुति

'આ પુરુષ–અંતર્યામી તે હું છું,' એમ માનવ જો પોતાના આત્માને જાણી લે, તો પછી કઇ કામના માટે અને શું ઇચ્છતો હોય તો પોતાના શરીરને સંતાપ આપે.

> जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपंचं यत् प्रकाशते।
> तद् ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धात् प्रमुच्यते॥ —કૈવલ

'જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ વગેરે સંસારને જે પોતે પ્રકાશ આપી રહેલ છે, તે બ્રહ્મ હું છું,' એમ જાણીને માનવ સર્વ પ્રકારનાં બંધનોમાંથી મુક્ત થઇ જાય છે.

> निरस्तातिशयज्ञानो याज्ञवल्क्यो यतो गृही ।
> कैवल्याश्रममासाद्य प्राप तद् वैष्णवं पदम् ॥ —સુરેશ્વર

જો કે યાજ્ઞવલ્ક્ય પહેલાં ગૃહસ્થ હતા; પરંતુ તેમણે

જ્ઞાનદ્વારા સર્વ પ્રકારનાં કર્મો છોડીને સંન્યાસાશ્રમનો સ્વીકાર કર્યો હતો અને ત્યારબાદ તે પરમ વૈષ્ણવપદ–બ્રહ્મધામને પામ્યા હતા.

स्नातं तेन समस्ततीर्थसलिलैर्दत्ता च सर्वावनिर्
यज्ञानां च कृतं सहस्रम् अखिला देवाश्च संपूजिताः ।
संसाराच्च समुद्धृताः स्वपितरः त्रैलोक्यपूज्योऽप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥

બ્રહ્મ-વિચારણામાં જો માનવનું મન એક ક્ષણપણ જો સ્થિર-રીતે લાગી જાય; તો સાચેસાચ તેણે બધા પ્રકારનાં તીર્થોનાં જળથી સ્નાન કરી લીધાં ગણાય; આખી પૃથ્વી દાનમાં આપી દીધી એમ મનાય, હજારો યજ્ઞો કર્યા ગણાય, બધા દેવો પૂજી લીધા મનાય; પોતાના પિતરોનો સંસારમાંથી ઉદ્ધાર કરી લીધો ગણાય તેમજ તે આત્મજ્ઞાની જન આ ત્રણેય લોકમાં અત્યંત પૂજ્ય મનાય!

× × ×

તેને પકાવવા માટે કર્મો કરવાનાં હોય છેઃ અર્થાત્ કર્મ છેવટ સુધી કરવાનાં હોતાં નથી. જ્ઞાન તો પરમ ગતિ છે. અર્થાત્ તે અંત સુધી રહે છે. કર્મોથી જ્યારે બધા વિષયોનો પરિપાક થઈ જાય, એટલે પછી જ્ઞાન પ્રવૃત્ત થાય છે.

> तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति;
> यज्ञेन दानेन तपसानाशकेन ॥ —श्रुति

યજ્ઞ, દાન, આશારહિત તપ વગેરે નિષ્કામ કર્મો કર્યા પછી બ્રાહ્મણો બ્રહ્મનિષ્ઠ પુરુષો વેદનાં વચનોથી આત્મજ્ઞાનની ઇચ્છા કરે છે.

> आत्मानं चेद् विजानीयाद् अयमस्मीति पूरुषः ।
> किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ —श्रुति

'આ પુરુષ-અંતર્યામી તે હું છું,' એમ માનવ જો પોતાના આત્માને જાણી લે, તો પછી કઈ કામના-માટે અને શું ઇચ્છતો હોય, તો પોતાના શરીરને સંતાપ આપે

> जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपंचं यत् प्रकाशते ।
> तद् ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धात् प्रमुच्यते ॥ —કૈવલ્ય

'જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ વગેરે સંસારને જે પોતે પ્રકાશ આપી રહેલ છે, તે બ્રહ્મ હું છું,' એમ જાણીને માનવ સર્વ પ્રકારના બંધનોમાંથી મુક્ત થઈ જાય છે.

> निरस्तातिशयज्ञानो याज्ञवल्क्यो यतो गृही ।
> कैवल्याश्रममासाद्य प्राप तद् वैष्णवं पदम् ॥ —સુરેશ્વર

જો કે યાજ્ઞવલ્ક્ય પહેલાં ગૃહસ્થ હતા; પરંતુ તેમણે

દાસ છે, કાં તો ધનના દાસ છે અને કાં તો વિદ્યા, બુદ્ધિ, યશ, માન, પાંડિત્ય વગેરેના દાસ છે. આવી અનેક પ્રકારની ગુલામીઓમાંથી મુક્ત થવાય, તોજ મુક્તિના માર્ગમાં આગળ પગલાં ભરાય. સર્વસ્વનો ત્યાગ કરીને સંન્યાસ ગ્રહણ થાય નહિ, ત્યાં સુધી જીવનું કોઈ રીતે કલ્યાણ નથી; તેનો કોઈ રીતે ઉદ્ધાર નથી; તેમ જ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની સંભાવના નથી. જ્યાં સુધી આ ભયંકર સંસારની ખાઈમાંથી નીકળી નહિ શકાય, ત્યાં સુધી વાસનાનું દાસપણું પણ કોઇ કાળે તજી નહિ શકાય.

બીજું, સંન્યાસ ધર્મની સાધના માટે કાળ, અકાળ કાંઇ જોવો પડતો નથી. શ્રુતિ જણાવે છે કે, **यदहरेव विरजेत्, तदहरेव प्रव्रजेत्** જે કાળે વૈરાગ્યનો ઉદય થાય, તેજ ક્ષણે પ્રવ્રજ્યા-સંન્યાસ દીક્ષા ગ્રહણ કરવી જોઇએ. શાસ્ત્રમાં સંન્યાસના ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે-: વિદ્વત્ સંન્યાસ, વિવિદિષા સંન્યાસ, મર્કટ સંન્યાસ, અને આતુર સંન્યાસ.

-એકાએક પૂરેપૂરો યોગ્ય રીતનો વૈરાગ્ય સ્ફુરી આવે કે તરત જ સંન્યાસ ગ્રહણ કરી બહાર નીકળી પડવું, તે પહેલા પ્રકારનો વિદ્વત્સંન્યાસ છે. પૂર્વજન્મના સંસ્કાર વિના આ પહેલા પ્રકારનો સંન્યાસ સંભવતો નથી. વિવેક, વૈરાગ્ય વગેરે સાધનો સહેજ સ્ફુરતાં, કોઇ બ્રહ્મજ્ઞાની પુરુષની પાસે જઇને સંન્યાસ દીક્ષા લઈ, શાસ્ત્રપાઠ અને મનન ધ્યાન વગેરેમાં લાગી જવાય છે.

બીજો પ્રકાર તે વિવિદિષા સંન્યાસ છે. આમાં પણ જો આત્મતત્ત્વ જાણવાની તીવ્ર ઇચ્છા જાગે, તો વિનીત બની કોઇક બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય ગુરુવર પાસે જઇને સંન્યાસ દીક્ષા લેવાની હોય છે અને પછી શાસ્ત્રજ્ઞાન, ભજન-કીર્તન વગેરે પરમાર્થનાં સાધનો સેવવામાં લાગી જવાનું છે.

સંસારનાં દુઃખ સંતાપથી અથવા તો કોઇ નિકટનાં સગાંનાં મૃત્યુથી કે આઘાતથી સંસાર છોડી દઇને, સંન્યાસ લેવો, તેને મર્કટ સંન્યાસ કહે છે; આ સંન્યાસ સ્થાયી રહેતો નથી.

છેલ્લો પ્રકાર આતુર સંન્યાસનો છે. માણસ મરણશય્યાએ પડયો હોય અને બચવાની આશા ન હોય ત્યારે તેને સંન્યાસ આપવાનો રિવાજ છે.

આ ચાર પ્રકારના સંન્યાસમાર્ગમાં પહેલા બે માર્ગ પરજ શ્રુતિ અને વેદાન્તના ગ્રંથોએ ભાર મૂકયો છે. મર્કટસંન્યાસ કે આતુર-સંન્યાસમાં વૈરાગ્ય જેવું કાંઈ હોતું નથી; તેથી ખરી રીતે તો તેથી કાંઇ લાભ થતો નથી.

વરાહ-ઉપનિષદમાં વિદ્વત્સંન્યાસને વિહંગમ માર્ગ કહ્યો છે અને તે કક્ષાના પ્રથમ પુરોગામી પરમહંસ શુકદેવ ગણાય છે, બીજા વિવિદિષા સંન્યાસને પિપીલિકા માર્ગ કહ્યો છે અને તે કક્ષાના પ્રથમ પુરોગામી તરીકે આત્મજ્ઞાની વામદેવ ગણાય છે. જેમકે :-

> *द्वाविमावपि पन्थानौ ब्रह्मप्राप्तिकरौ शिवौ ।*
> *सद्योमुक्तिप्रदश्चैकः क्रममुक्तिप्रदः परः ॥ ४-४२*

બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારા બે કલ્યાણકારી માર્ગો જણાવવામાં આવ્યા છે, તેમાં પહેલો માર્ગ તરતજ મુકિત આપનાર છે તેમજ બીજો માર્ગ ક્રમમુકિતને આપનાર છે.

> *शुकमार्गेण विरजः प्रयान्ति परमं पदम् ।*
> *अनेकजन्माभ्यासेन वामदेवेन वै पथा ॥ ४-३९*

વિરાગી મુકતજનો શુકના માર્ગે પરમપદને પામી જાય છે

તેમજ આત્મજ્ઞાનીજનો અનેક જન્મોના અભ્યાસથી વામદેવના માર્ગે ક્રમે ક્રમે મુક્તિના પથ પર ચઢે છે.

નારદ ઉપનિષદમાં વૈરાગ્યને મુખ્ય ગણતાં જણાવ્યું છે કે,

**विरक्त: प्रव्रजेद् धीमान सरकस्तु गृहे वसेत्।**
**सरागो नरकं यात्ति प्रव्रजन् हि नराधम: ॥ ३–१६**

વૈરાગ્યવાન બુદ્ધિશાળી પુરુષે સંન્યાસ દીક્ષા ગ્રહણ કરવી જોઈએ પરંતુ જે સરાગી માનવ છે, તેણે તો ઘરસંસારમાં વસવું જોઈએ, કારણ કે જો સરાગ બનીને સંન્યાસ દીક્ષા લેવામાં આવે, તો તે માણસ અધમ બનીને નરકમાં જાય છે.

સંન્યાસ દીક્ષાની વિધિમાં ત્રણ બાબતો મુખ્ય છે :–(૧) પહેલાં વેષભૂષાનો ત્યાગ (૨) સંત વેશ ધારણ (૩) બ્રહ્મવિદ્યાના ઉપદેશનો સ્વીકાર.

સંન્યાસ દીક્ષા લેવાથી, સંસારનાં સગાંવહાલાં તેમજ દેહના સંબંધી કુટુંબીજનોથી સર્વ પ્રકારના સંબંધો છૂટી જાય છે, તેમજ પોતાના નામ, કુલ, શિખાસૂત્ર વગેરેનો પણ ત્યાગ કરવાનો છે. જેમ શરીર છૂટી જતાં તેના કોઈ સંબંધો રહેતા નથી તેમજ સંન્યાસ દીક્ષા લેતાંજ સંસારના સર્વ સબંધોથી પર બનવાનું છે.

સન્યાસ દીક્ષા લેનાર માનવ સૌથી પહેલાં સ્નાન સંધ્યા કરી, શુદ્ધ બની પોતાનું શ્રાદ્ધ પોતે જ કરી લે છે અને આલોકની જેમ પરલોકના સંબંધોથી પણ મુક્ત થાય છે.

સાધકને સંન્યાસ દીક્ષા આપવાનો અધિકાર, વૈરાગ્યશીલ બ્રહ્મનિષ્ઠ સંન્યાસીને છે. આદ્ય શ્રી શંકરાચાર્ય ભગવાને પોતાને હાથેજ ઘણા સિદ્ધ અને સાધકજનોને સંન્યાસદીક્ષા આપીને તેમનો ઉદ્ધાર

કર્યો હતો. શ્રી શંકરાચાર્યની પીઠ પર વિરાજમાન શંકરાચાર્ય એકાદ સિદ્ધ–સાધક જનને સંન્યાસ દીક્ષા આપી, પોતાના અંગત શિષ્ય તરીકે તેનો સ્વીકાર કરે છે અને એ રીતે તેને શંકરાચાર્યની પીઠ પર આવવાનો અધિકાર પણ મળે છે. શ્રી શંકરાચાર્ય પોતે બીજા સંન્યાસીઓને સંન્યાસ દીક્ષા આપવાનો આદેશ આપે છે, તેમજ તે યોગ્ય બ્રહ્મનિષ્ઠ સંન્યાસીઓ પણ સ્વતંત્ર રીતે સંન્યાસ દીક્ષા આપતા હોય છે.

સંન્યાસ દીક્ષા આપનાર ઉત્તમ ગુરુજન મળ્યા હોય, તો તે સન્યાસી વર્ગમાં ગૌરવ મનાય છે અને તેથી સંન્યાસ લેવા ઇચ્છતા યોગ્ય શિષ્યજનો સારા ગુરુજનોની શોધમાં વર્ષો ગાળતા હોય છે. અને ત્યા સુધી સાધકની દશામાં રહે છે. યોગ્ય ગુરુજન મળ્યા પછી, તેમના આદેશ પ્રમાણે સંન્યાસ દીક્ષા લેવા તૈયાર થાય છે, આમાં વેશભૂષાના ત્યાગની સાથે સાથે શિખા અને સૂત્ર (જનોઇ)નો ત્યાગ અત્યંત આવશ્યક છે.

જીવનના સર્વ સંસ્કારોમાં સંન્યાસ છેવટનો તેમજ ઉત્તમ સંસ્કાર ગણાય છે. જે શિખા અને સૂત્રને ધારણ કરવાથી માનવ દ્વિજ બને છે અને ધર્મનાં કાર્યોમા અધિકાર મેળવે છે; તેજ શિખા અને સૂત્રનો વૈરાગ્યપૂર્વક ત્યાગ કરીને સંન્યાસદીક્ષા લીધા પછી, આત્મ-સાક્ષાત્કારની સર્વોત્તમ ભૂમિકામાં માનવ પ્રવેશ કરે છે.

નવા દીક્ષિત થએલા સંન્યાસીને તેના ગુરુદેવ કૌપીન, દંડ, કમંડલ વગેરે ત્યાગસૂચક સાધનો આપે છે, એ તેનાં બાહ્ય લક્ષણ છે અને તે તેની સાધુતાનાં સૂચક છે. જૂના વેશ ત્યજીને નવા ધારણ કર્યા; પરંતુ કાળ જતાં તીવ્ર વૈરાગ્ય જાગતાં, સર્વ પ્રકારનાં સાધનોનો સંપૂર્ણ ત્યાગ કરીને પરમહંસ અવધૂતની નિર્મુક્ત દશામાં વિહરવાનુ પરમ લક્ષ્ય સંન્યાસદીક્ષામાં રહેલું છે.

ત્યારબાદ ગુરુદેવ નવ દીક્ષિત સંન્યાસીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપે છે ઉપનિષદના તે ચાર મહાવાક્યો છે, જે બ્રહ્મવિદ્યાની વિચારણામા મુખ્ય સ્થાને છે, તેમજ એક એક વેદના પ્રતીક ચિહ્ન જેવા છે – प्रज्ञानं ब्रह्म। એ ઋગ્વેદનુ મહાવાક્ય છે અને ઐતરેય ઉપનિષદના ત્રીજા અધ્યાયનુ ત્રીજું સૂત્ર છે.

अहं ब्रह्मास्मि। એ યજુર્વેદનું મહાવાક્ય છે અને બૃહદારણ્યક ઉપનિષદના પહેલા અધ્યાયના ચોથા કાંડનુ દશમ છે.

तत् त्वमसि। એ સામવેદનુ મહાવાક્ય છે અને છાંદોગ્ય ઉપનિષદના છઠ્ઠા અધ્યાયના આઠમાકાન્ડનુ સાતમું છે.

अयमात्मा ब्रह्म। એ અથર્વવેદનુ મહાવાક્ય છે અને માંડૂક્ય ઉપનિષદના બીજા અધ્યાયનું છે

આ ચાર મહાવાક્યોમા વેદાન્તના સિદ્ધાન્તનો સાર આવી જાય છે એ વાક્યનું શ્રવણ ગુરુમુખેથી સારી રીતે કરી લીધા પછી, શિષ્ય સન્યાસીજને મનન અને નિદિધ્યાસન દ્વારા બ્રહ્મવિદ્યાને આત્મસાત્ કરવાની છે અને એ રીતે બ્રહ્મવિદ્યા સંન્યાસીના હૃદયમા જાગૃત થતા, તેને આત્મસાક્ષાત્કાર થાય છે, જેને આત્મદર્શન પણ કહે છે શ્લોકવાર્તિક ૧૨ જણાવે છે કે,

श्रोतव्य श्रुतिवाक्येभ्यो मन्तव्यश्चोपपत्तिभि ।
श्रुत्वा च मत्वा च ततो ध्येयः तस्माद् दर्शनमुच्यते ॥

શ્રુતિનાં વાક્યોને ગુરુમુખેથી સારી રીતે સાભળી લેવા જોઈએ. એ રીતે શ્રુતિનાં વાક્યો સાભળી લીધા પછી, (વિવેકપૂર્વક ન્યાયની યુક્તિઓથી તે વાક્યોના તાત્પર્યના મનન કરવા જોઈએ )

એ રીતે મનન કરી લીધા પછી, તે વાક્યો દ્વારા નિષ્પન્ન થતા તત્ત્વપદાર્થનું સારી રીતે ધ્યાન ધરવું જોઇએ. આ પ્રકારે શ્રવણ, મનન અને નિદિધ્યાસન (ધ્યાન)ને જ આત્મદર્શન કહેવામાં આવે છે.

ગુરુજનનો એ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ શિષ્યના શુદ્ધ નિર્મળ હૃદય પર સારી રીતે લાગી જાય છે. એ વિષે જણાવતાં એક ગ્રંથકાર કહે છે કે :–

> यद्वत् मलिनं वस्त्रं तत् कथं केन रज्यते ।
> यद्वत् मलिनं चेतः तत् कथं केन बोध्यते ॥

જો વસ્ત્ર મલિન હોય, તો તે કયા રંગે અને શી રીતે રંગાય; અર્થાત્ મલિન વસ્ત્ર પર કોઈ જાતનો રંગ લાગતો નથી; તે જ રીતે કામાદિ દોષોથી મલીન બનેલ ચિત્ત હોય, તો તેને શી રીતે અને શાથી બોધ અપાય: અર્થાત્ મલિન ચિત્ત પર કોઈ જાતનો બોધ લાગૂ પડતો નથી.

આમ સંન્યાસ દીક્ષામાં વૈરાગ્યને પ્રથમ અને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું છે: વિવેક સહિત વૈરાગ્ય દ્વારા શમ, દમ વગેરે સંપત્તિ પ્રાપ્ત થયા પછી સાધકજનના હૃદયમાં મોક્ષ મેળવવાની અભિલાષા જાગે છે અને એ અભિલાષા તીવ્ર બનતાં, તે સાધક જન વિનીત વેશે બ્રહ્મનિષ્ઠ ગુરુદેવને શરણે જાય છે. તે શિષ્યની યોગ્યતાની પરીક્ષા લેવામાં ગુરુદેવ મુખ્યત્વે ઉપર બતાવેલાં વિવેક, વૈરાગ્ય વગેરે ચાર સાધનોનો વિચાર કરે છે અને ત્યાર પછી જ તેને સંન્યાસદીક્ષાનો અધિકારી ગણે છે તેમજ તેને સંન્યાસદીક્ષા આપે છે.

શ્રુતિ, સ્મૃતિ અને પુરાણમાં ત્યાગપ્રધાન સંન્યાસઆશ્રમનો મહિમા ગવાયો છે અને તે રીતે જુદી જુદી વેદ વિદિત, પદ્ધતિ તેમજ

જેવી બૌદ્ધાદિ સ્વતંત્ર પદ્ધતિ પ્રમાણે ત્યાગપ્રધાન આશ્રમની પ્રતિષ્ઠા જોવાને મળે છે.

આ સંન્યાસ પદ્ધતિને વ્યવસ્થિત કરવામાં આદ્ય શ્રી શંકરાચાર્યનો પ્રયત્ન વિશેષ ધ્યાન ખેંચે છે. તેમણે ભારતની ચાર દિશાઓમાં ચાર મુખ્ય પીઠોની સ્થાપના કરીને, તેના ધર્મશાસનમાં રાજા મહારાજાઓથી લઇને સર્વ સામાન્ય જનોને દોરવણી આપી છે, તેજ રીતે સર્વ સંન્યાસી વર્ગ પણ આ પીઠના શાસનમાં રહીને, પોતાના યતિધર્મનાં રક્ષણ પાલન કરવાં જોઇએ. એ બાબત શ્રી શંકરાચાર્યે સ્થાપેલ મહાનુશાસનમાં મળી આવે છે:–

आम्नायाः कथिता ह्येते यतीनां च पृथक् पृथक् ।
ते सर्वे चतुराचार्याः नियोगेन यथाक्रमम् ॥
प्रयोक्तव्याः स्वधर्मेषु शासनीयास्ततोऽन्यथा ॥

આ રીતે ચાર દિશાઓના ચાર આમ્નાય (પીઠ) પૂર્વામ્નાય અને પશ્ચિમામ્નાય; તેમજ દક્ષિણામ્નાય અને ઉત્તરામ્નાય જણાવવામાં આવ્યા છે, તે ચાર આમ્નાયના ચાર આચાર્યોએ યતિ–સંન્યાસીઓને પોતાને પ્રાપ્ત થતા શાસન પ્રમાણે ધર્મ–ઉપદેશ આપતા રહેવું તેમજ તેમનાં ધર્મોમાં તેમને ચાલૂ રાખવા જોઇએ.

કેટલીક જગાએ કહેવાતી ધાર્મિક વૃત્તિવાળી સ્માર્ત પ્રજામાં પણ આચાર્યાનુશાસન વિરૂદ્ધ વર્તન જોવામાં આવે છે; તે અધિકશોચનીય છે. મહામ્નાયમાં કહ્યું છે કે 'एक एवाभिषेच्यः स्यात्' પ્રત્યેક પીઠ ઉપર એક જ આચાર્યનો અભિષેક કરવો, 'न बहुर्युज्यते क्वचित्' એક પીઠ ઉપર એક કાળમાં અનેક આચાર્યનો અભિષેક યોગ્ય ગણાતો જ નથી, અર્થાત્ થઇ શકતો જ નથી. વળી મહામ્નાયમાં પીઠ પ્રદેશોની મર્યાદા બતાવેલી છે. તે તે દેશોમાં—

'स्वस्वराष्ट्रप्रतिष्ठित्यै संचारः सुविधीयताम्।
मठे तु नियतवास आचार्यस्य न युज्यते ॥२२॥'

પોતપોતાના રાષ્ટ્રની (ધર્મરાજ્યની) પ્રતિષ્ઠાના માટે હમેશા તે પ્રદેશોમાં સંચાર કર્યા જ કરવો જોઇએ પણ આચાર્યોએ પોત પોતાના સ્થાનમાં જ નિવાસ કરવો એ ઉચિત નથી, તેમજ ચાતુર્વર્ણ્ય પ્રજાએ પણ गुरोः पीठं समर्चेत विभागानुक्रमेण वै' પોત પોતાના આમ્નાયના વિભાગ.ય પ્રદેશોની પ્રજાએ તે તે વિભાગના ગુરુસ્થાનની પુજા કરવી જોઇએ; તે ઉપરાંત આદ્યશંકરાચાર્ય મહારાજે કહ્યું છે કે—

अस्मत्पीठे समारूढः परिव्राडुक्तलक्षणः।
अहमेवेति विज्ञेयो यस्यदेव इतिश्रुतेः ॥३१॥

અમારા પીઠ ઉપર આચાર્યનાં લક્ષણોથી સંપન્ન જે સંન્યાસી આરૂઢ થયા હોય, તે હું પોતે જ છું. એમ જાણવું; કારણ કે શ્રુતિમા કહ્યુ છે કે ગુરૂ અને દેવ એકજ છે. આ જગાએ परिव्राट् શબ્દ મુકેલો છે. તેથી સંન્યાસ આશ્રમ સિવાયના કોઇપણ આશ્રમમા રહેલો વિદ્વાન, આચાર્યપીઠ ઉપર આરૂઢ થવાને અધિકારી નથી; તેજ પ્રમાણે अस्मत्पीठे શબ્દ કહેલો છે. તેથી આદ્ય શંકરાચાર્ય મહારાજે જે જે જગાએ પીઠની સ્થાપના કરેલી છે તે તે જગાએ તે તે પીઠ ઉપર જ અભિષેક થવો જોઇએ; જો એમ ન હોય અને સામાન્ય માણસોને જે જગાએ પોતાના મનને ફાવે તે જગાએ પીઠ ઉપર જ અભિષેક કરે તો, પરિવ્રાટને બદલે ગૃહસ્થાશ્રમીને અભિષેક કેમ ન કરી શકાય? એવી એક કુશકા ઉત્પન્ન થાય છે, અને તેમ કરવામાં આચાર્યનાં અનુશાસનનો દ્રોહ થાય છે, એટલું જ નહિ પણ આ પ્રમાણે પ્રત્યેક જગાએ કરવામાં આવે તો અનવસ્થા થાય છે. જો એક જગાએ આ પ્રમાણે ઉચ્છાસ્ત્ર-વર્તન પ્રમાણભૂત ગણાય તો

બીજી જગાએ બતેના તેવાં વર્તનને કોણ અપ્રમાણ કહી શકે! એટલા માટે સર્વજ્ઞ ભગવાન શંકરાચાર્ય મહારાજે સ્વમુખે કહેલું છે કે જે લોકો વિદ્વાન બ્રાહ્મણો હોય અગર ક્ષત્રિઓ (રાજાઓ) હોય, જ્યાં જે પીઠની ઉપર પ્રમાણે વંચના કરે છે, તો તેઓ પરમાર્થથી ભ્રષ્ટ થાય છે અને અંતકાળે પિશાચની યોનિને પ્રાપ્ત કરે છે.

> "ब्रह्मक्षत्रकुले भूत्वा भारतीपीठवंचकः ।
> परार्थाच्च्यवते चांते पैशाचीं योनिमाप्नुयात् ॥२५॥

આ ચાર પીઠ સાથે તેમના ક્રમ પ્રમાણે તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી અને પુરી એ પ્રકારની ઉપાધીઓ જે સંન્યસીઓના નામની સાથે જોડવામાં આવે છે, તે સંન્યાસીઓ પોતાના તે તે પીઠના આચાર્યો સાથે સંબંધિત છે અને આદિશંકરાચાર્યના સમયથી જ આ દશનામી સન્યાસી સંપ્રદાય પ્રસિદ્ધિમાં આવેલો છે. ભગવાન શ્રીશંકરાચાર્યે પોતાના ચાર મુખ્ય શિષ્યોને તે તે પીઠના આચાર્યસ્થાને નીમ્યા, તેજ રીતે પોતાના બીજા શિષ્યોની પ્રતિષ્ઠા માટે પણ તેમણે દશનામી સંપ્રદાયની પદવીઓનો સ્વીકાર કરેલો છે.

આ દશનામી સંપ્રદાયના સન્યાસીઓ જેવી રીતે ભગવાન શંકરાચાર્યના ચાર પીઠની સાથે સંયુક્ત છે, તેજ રીતે તેમના સંપ્રદાયમા મુખ્યત્વે પાંચ ૭ અખાડાઓ ગણાય છે. જેમા (૧) પંચાયતી અખાડા મહાનિર્વાણી ગણાય છે, જેનું મુખ્ય સ્થાન પ્રયાગમા છે અને જેમા કપિલદેવની મુખ્ય ઉપાસના છે (૨) પંચાયતી અખાડા નિરંજની ગણાય છે, જેનું સ્થાન પણ પ્રયાગમા છે અને જ્યાં સ્વામી કાર્તિકેયની ઉપાસના છે (૩) અટલ અખાડા, જેમાં ગણેશની ઉપાસના છે. (૪) ભૈરવ અખાડા 'જૂના' અખાડા તરીકે પ્રસિદ્ધ છે અને

જ્યાં ભૈરવની ઉપાસના મુખ્ય છે. (૫) આનંદ અખાડા, જ્યાં દત્તાત્રેયની ઉપાસના મુખ્ય છે. (૬) અગ્નિ અખાડા, જ્યાં અગ્નિની ઉપાસના છે; તેમજ (૭) અમાન અખાડા.

આ સાત અખાડાઓ ઉપરાંત ભારતભરમાં ફેલાએલ બાવન જેટલી મઢીઓ છે નાગબાવાઓ પણ આ સંપ્રદાયની અંદર આવી જાય છે આ અખાડાઓએ મુખ્યયુગમાં ધર્મનાં સંરક્ષણ માટે ખૂબપ્રશંસા પાત્ર કાર્યો કરેલાં છે. આના શાસનમાં રાજા મહારાજાઓ પણ રહેતા હતા. આ સાત અખાડાઓમાં "અટલ અખાડો" સૌથી પ્રાચીન ગણાય છે મુસલમાની સત્તા હતી, ત્યારે આ અખાડાની સાથે ત્રણ લાખ જેટલી મૂર્તિઓ રહેતી હતી. જોધપુર તરફ એ લોકોનો ખાસ પડાવ રહેતો હતો. જ્યારે જોધપુર રાજ્યપર મુસલમાનો ચઢી આવ્યા ત્યારે અખાડાનાં આ શસ્ત્રધારીઓએ મુસલમાનોને હરાવ્યા હતા. અત્યારે તો નિર્વાણી અને નિરંજની બે અખાડાઓ સૌથી વિશેષ પ્રસિદ્ધ છે. આ અખાડાઓ અંદરથી ખૂબજ વ્યવસ્થિત અને નિયમબદ્ધ હોય છે તેમજ તેમની પાસે ઘણી સારી સંપત્તિ પણ હોય છે.

આ દશનામી સંન્યાસીઓ, નિરંજની અખાડાઓ વગેરેની પરંપરા વર્ષોથી જોવાને મળે છે, તેની સાથે બીજી પણ સંન્યાસી પરંપરાની કેટલીક શાખાઓ છે, જેનો સંબંધ સીધો ભગવાન શ્રી શંકરાચાર્યની સાથે નહિ હોવાથી અહિં ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

આ વેદાન્ત માર્ગ એટલો વિશાળ અને ઉદાર છે તેમજ તેની ત્યાગ પ્રધાન ભાવના એટલી તો ઉંચી છે કે, તેણે બાહ્ય લક્ષણો અને ચિન્હોપર ભાર નહિં મૂકતાં, અંતરનાં ત્યાગ, વૈરાગ્ય, વિવેક, શમ, દમ વગેરે શીલ અને સદાચાર પર વિશેષ ભાર મૂક્યો છે.

આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિષે કઠોપનિષદ્ જણાવે છે કે,

नाविरतो दुश्चरितात् नाशान्तो नासमाहितः।
नाशान्तमानसं वापि प्रज्ञानेनैनमाप्नुयात्॥

જે માનવ ખરાબ ચરિતોથી ઉપરત થયો ન હોય, જેણે પોતાના હૃદયની શાંતિ સેવી ન હોય, જેણે પોતાના ચિત્તનું સમાધાન કર્યું ન હોય; તેમજ જેણે પોતાના મનને વિશેષ કરીને બોધ આપ્યો ન હોય, તે માનવ આત્મજ્ઞાન-બ્રહ્મવિદ્યા મેળવી શકતો નથી. જે માનવે આ બધાં શુભ લક્ષણો પ્રાપ્ત કર્યાં હોય, તેજ માનવ એક સાચા જ્ઞાનના સાધનથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરી લે છે.

ભગવાન શ્રી શંકરાચાર્યે જ્ઞાનપ્રાપ્તિની પ્રક્રિયા માટે 'વિવેક-ચૂડામણિ' અને 'ઉપદેશ સાહસ્રી' જેવા પ્રકરણ ગ્રંથોમાં ઘણું સારી રીતે નિરૂપણ કરેલું છે. તેમના જણાવ્યા પ્રમાણે વિવેક, વૈરાગ્ય; શમદમાદિ સંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર સાધનો આવશ્યક છે, તે સાધનો પણ અનેક જન્મોનાં પુણ્ય અને પ્રભુકૃપા હોય, તોજ મળે, એમ જણાવેલ છે. જેમકે—:

दुर्लभं त्रयमेवैतद् देवानुग्रहहेतुकम्।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः॥

માનવતા, મોક્ષની ઇચ્છા અને સંત સમાગમઃ આ ત્રણ બાબતો અત્યંત દુર્લભ છે; તેમજ જો ભગવાનની કૃપા હોય; તોજ એ ત્રણેય સાધનો રૂણી રહે છે.

. ઉપરનાં ચાર સાધનો પ્રાપ્ત થયા પછી સાધકજન વિનમ્ર બનીને શિષ્યભાવે ગુરુજનનો આશ્રય લે; એ જ્ઞાન-સાધના માર્ગનું

બીજું પગથીયું ગણાયું. એકલા ગ્રંથો વાંચવાથી જ્ઞાન મળતું નથી. આત્મજ્ઞાન વિષે અત્યંત પ્રમાણભૂત ગ્રંથો ઉપનિષદો છે. ઉપનિષદમાં પ્રતિપાદિત આત્માની સાચી સમજણ આપનાર ગુરુજન છે. યોગ્ય અધિકારી અને વિનીત શિષ્યનેજ ગુરુજન આત્મવિષયક ઉપદેશ આપે છે.

ગુરુજને આપેલ ઉપદેશને શ્રવણવિધિ કહેવામાં આવે છે; તેની સાથે મનન અને ધ્યાનના પ્રકાર જોડીને, ત્રણ સાધનોનો વિસ્તૃત વિચાર કરવામાં આવ્યો છે. તે જ્ઞાન સાધનાના માર્ગનું ત્રીજું પગથીયું ગણવામાં આવે છે.

આ શ્રવણ, મનન અને ધ્યાનમાં કોણ પ્રધાન છે અને કોણ ગૌણ છે, એ બાબતમાં વાચસ્પતિમિશ્ર અને સુરેશ્વરાચાર્ય: જે બંને વચ્ચે મોટો મતભેદ જોવાને મળે છે.

વાચસ્પતિ મિશ્રનો મત જણાવે છે કે; 'શબ્દ શ્રવણથી પરોક્ષ જ્ઞાન થાય છે. જેમ કોઇ માહિતી આપનાર ભોમિયો માર્ગનું દર્શન કરાવે, તેમ આત્મસાધનાના માર્ગનો ભોમિયો ગુરુજન છે તે શિષ્યને આત્મવિષયક માહિતી આપે છે. એ માહિતી મેળવી લીધા પછી શિષ્યે વેદાન્તવાક્યોનાં તાત્પર્યનું મનન તેમજ તત્ત્વપદાર્થનાં ધ્યાનઃ એ બે ઉત્તમ સાધનો પોતાની જાતેજ સાધી લેવાનાં છે. એ રીતે કરવાથી શ્રવણ, સાધન પરોક્ષજ્ઞાન આપે છે અને મનન, ધ્યાનથી અપરોક્ષાનુભૂતિ મળે છે, જે આત્મજ્ઞાનની પ્રત્યક્ષ સિદ્ધિ છે.

સુરેશ્વરાચાર્યનો મત જણાવે છે કે; 'ગુરુદેવ પાસેથી વિધિપૂર્વક શ્રવણ કરવામાં આવે, તેની સાથે જ આત્માનો અપરોક્ષ (પ્રત્યક્ષ) અનુભવ પ્રાપ્ત થાય છે. ગુરુનાં ઉપદેશેલ શ્રુતિવાક્ય એટલાં તો પ્રમાણ-

ભૂત અને અનુભવસિદ્ધ હોય છે કે તેથી શિષ્યને તરત જ આત્મજ્ઞાનનો અનુભવ પ્રાપ્ત થાય છે. તે પછી પણ મનન અને ધ્યાન આવશ્યક ગણાય છે, કારણ કે જ્ઞાન પર જે કાંઇ આવરણ પડેલાં હોય, તેને દૂર કરવામાં મનન અને ધ્યાન ઉપયોગી નીવડે છે. આ વિષે તેમણે એક પ્રસિદ્ધ દૃષ્ટાંતનો ઉપયોગ કરેલો છે. દશ માનવોએ નદી પાર કરી અને પછી માનવની ગણના કરતાં, તેમને લાગ્યું કે 'એક માનવ ખૂટે છે અને તે નદીમાં ડૂબી ગયો, એમ માનીને બધા શોક સંતાપ કરવા લાગ્યા. અન્ય માણસે આવીને દશેયને એક હારમાં ઉભા રાખ્યા અને જણાવ્યું કે 'તમારી ગણનામાં તમને નવજ માલૂમ પડતા હતા, કારણ કે તમે તમારી જાતને ભૂલી જતા હતા, તે દશમા તો તમેજ છો' આમ કહેતાંની સાથેજ અર્થાત્ શબ્દ કાને પડતાંની સાથે જ પેલા દશેય માણસોને પોતાની ભૂલ સમજાઇ અને તેમના શોક સંતાપ દૂર થયા. એ જ રીતે આત્મા પોતે તો સર્વનો અંતર્યામી બનીને રહેલો છે; એટલું જ નહિં પરંતુ આત્માનું દર્શન એજ પ્રત્યક્ષદર્શન છે. સાચી રીતે, તો સંસારનાં દર્શન પરોક્ષ છે. આવરણ અને વિક્ષેપને લીધે સંસારની પ્રતીતિ થાય છે; તેમાં અજ્ઞાનજ કારણ છે. જન્મ-જન્માંતરથી આત્માની વિસ્મૃતિ થઇ ગઇ છે; પરંતુ જો પુણ્યના યોગે પ્રભુની કૃપા થાય, તો સાચા ગુરુજનની પ્રાપ્તિ થાય. એ ગુરુદેવ પાસે જતાંની સાથેજ માનવને તેમનાં ઉપદેશ વચનો સાંભળવાને મળે, એ શ્રવણ કરતાં જ ઉપનિષદમાં બતાવેલ આત્માનો સાક્ષાત્કાર થાય; તેને જ ભગવાન શ્રી શંકરાચાર્યે 'અપરોક્ષાનુભૂતિ' તરીકે વર્ણવેલ છે.

વાચસ્પતિ મિશ્રનો મત વિવિદિષા સંન્યાસ પ્રમાણેની ક્રમિક મુક્તિને અનુસરતો લાગે છે; પરંતુ સુરેશ્વરાચાર્યનો મત ભગવાન શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્તને અનુલક્ષીને વિદ્વત્ સંન્યાસ પ્રમાણેની સદ્યોમુક્તિને અનુસરતો હોય, એમ લાગે છે.

'મુક્તિની બાબતમાં પણ ભગવાન શ્રીશંકરાચાર્યે જેટલી સ્પષ્ટતા કરેલી છે, તેટલી સ્પષ્ટતા અન્ય સંપ્રદાયોમાં જોવાને મળતી નથી 'મોક્ષ થતાંજ શરીર છૂટી જાય;' એ સાધારણ માન્યતા અહિં કામમાં આવતી નથી. તેમણે જીવનમુક્ત પુરુષની પ્રશસા કરેલી છે; તેમજ અજ્ઞાનની નિવૃત્તિ થવી, તેજ મોક્ષનું ફળ માનેલ છે. પોતાના સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થવો; તે તો સહજ સ્વયંભૂ છે. જીવનું તે જ વાસ્તવિક સ્વરૂપ છે; પરંતુ આવરણ અને વિક્ષેપને લીધે માયાનાં પ્રાબલ્ય વધી જાય છે અને તેથી સંસારની ઘટમાળ શરૂ થાય છે.

અજ્ઞાનથી પ્રવૃત્ત થએલ સંસારની ઘટમાળ રોકવામાં નિર્વેદ અને વૈરાગ્ય મુખ્ય સાધન ગણવામાં આવેલ છે. વૈરાગ્યને કારણે જ સંસાર પર અરુચિ–નિર્વેદ જાગે છે. વૈરાગ્યને કારણે જ ભોગો વિષે ઉપરતિ થાય છે અને વૈરાગ્ય જ જ્ઞાનમાર્ગ પર લઈ જવામાં ઉપયોગી નીવડે છે. આ વૈરાગ્યના તીવ્ર અને તીવ્રતર ભેદોને અનુલક્ષીને સંન્યાસના કેટલાક વિશિષ્ટ પ્રકારો પણ વેદાન્તગ્રંથમાં જોવાને મળે છે.

આમાં તીવ્ર વૈરાગ્યવાળા સંન્યાસીના બે પ્રકાર છે; એક <u>કુટીચક</u> અને બીજો <u>બહુદક</u>. નિર્જન અરણ્ય જંગલમાં એકાન્ત સ્થાન મળતાં, ત્યાં નાની 'કુટી' બનાવી સદા સર્વદા નિવાસ કરે અને ઓંકારનો જપ કરતાં કરતાં શરીર છુટતાં સુધી પ્રારબ્ધ કર્મ ભોગવી લે. શરીરની નબળાઇને કારણે કુટીચક સંન્યાસીએ તીર્થભ્રમણ છોડી દીધાં હોય છે તેમજ જનસંસર્ગ પણ તેણે છોડયો હોય છે.

બહુદક સંન્યાસી પણ હૃદયમાં અત્યંત તીવ્ર વૈરાગ્ય ધારણ કરતો હોય; પરંતુ કોઈ એક સ્થાન વિષે વાસના મમતા ન બંધાય, તે માટે તે સંન્યાસી અનેક પ્રદેશો અને તીર્થોનાં સેવન કરતો હોય છે. તે બહુદક સંન્યાસી અનેક ઠેકાણે રખડતો, રઝળતો હોય છે; છતાં પણ તેનું ચિત્ત

તો આત્મચિંતનમાંજ લાગેલું હોય છે અને તેને સર્વત્ર આત્માનાંજ દર્શન થતાં હોય છે.

તીવ્ર વૈરાગ્યના બે પ્રકાર છે, તે રીતે તીવ્રતર વિશેષ તીવ્ર વૈરાગ્ય રાખનાર સંન્યાસીના પણ બે પ્રકાર છે; એક <u>હંસ</u> અને બીજો <u>પરમહંસ</u>

આમાં હંસ સંન્યાસીના હૃદયમાં અત્યંત તીવ્ર વૈરાગ્ય જાગ્યો હોય છે અને તેથી હંસ જેમ દૂધ પાણી છૂટાં પાડે, તેમ તે વિવેક-બુદ્ધિથી નિત્ય અને અનિત્ય પદાર્થનો વિવેક કરીને સંસારને છોડી દે છે. આ હંસ યોગીનાં શરીર છૂટી ગયા પછી, તેને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે અને ત્યાંથી પછી બ્રહ્માની સાથે સાથે બ્રહ્મની પ્રાપ્તિ થતાં, તેની મુક્તિ થાય છે.

આમનોજ બીજો પ્રકાર તે પરમહંસ સંન્યાસી છે. તેને શરીર છૂટતાં પહેલાંજ આત્મસાક્ષાત્કાર થઇ જાય છે અને તેથી આ લોકમાં અને આ કાળમાંજ તેને મુક્તિ જેવો પરમ લાભ મળી જાય છે, પછી તેને કાંઇ પણ કરવાપણું રહેતું નથી. તેને શરીર કે મનના કોઇ વેગ સતાવતા નથી. તેને કોઇ પ્રકારનાં સુખ કે દુઃખની ચિંતા, વ્યથા પહોંચતી નથી તેને કાંઇપણ કરવાપણું રહેતું નથી.'

એકંદર ભારતમાં સંન્યાસ અને ત્યાગની વિશેષ પ્રતિષ્ઠા થએલી છે; તેમાંપણ વેદાંતમાર્ગ પ્રાચીન વૈદિક પરંપરાને અનુસરતો હોવાથી, ભગવાન શંકરાચાર્યે તેનો પુનરુદ્ધાર કરેલો છે, તેમજ તેને ધર્મશાસનની વ્યવસ્થામાં નિયત કરેલો છે. સંન્યાસ ધર્મ વિષે 'સંન્યાસ ધર્મ પદ્ધતિ' અને 'સંન્યાસ ધર્મ દર્પણ' ગ્રંથોમાં વિગતવાર લખેલું છે.

સંન્યાસ ધર્મનાં આ નિયમન અને વ્યવસ્થા જેમ જેમ શિથિલ

બનતાં જાય, તેમ તેમ તેમાં દંભ અને પાખંડ ભળી જતાં, અનર્થ ઉભા થાય છે. તે વિષે પણ ભગવાન શ્રી શંકરાચાર્યે ચર્પટ પંજરિકામાં સ્પષ્ટતા કરેલી છે.

जटिलो मुण्डो लुंचितकेशः काषायाम्बरबहुकृतवेशः ।
पश्यन्नपि च न पश्यति मूढ उदरनिमित्तं बहुकृतवेशः ॥

આમ જટાધારી, મુંડિયા, લુંચિયા, ભગવાધારી વગેરે વેશભૂષાઓમાં વિચિત્રતા હોવા છતાં, ત્યાગ અને વૈરાગ્ય ઉરમાં નહિ જાગવાથી વાસ્તવિક સંન્યાસના માર્ગે જવાતું નથી.

આમ બાહ્યવેશને બદલે આંતરિક સાધનને મુખ્ય ગણીને પણ ભગવાવેશને તેમજ દંડ, કમંડલુ વગેરે ચિહ્નો આવશ્યક ગણ્યાં છે અને એ રીતે સંન્યાસ ધર્મની પ્રતિષ્ઠામાં બંને બાબતો પર ભાર મૂકવામાં આવ્યો છે.



# શ્રી આદ્ય શંકરાચાર્યની સમય ચર્ચા

'ભગવાન શંકરાચાર્ય' પ્રથમ વિભાગનાં પ્રથમ પ્રકરણમાં શ્રીશંકરાચાર્યના કાલ વિષેની જુદી જુદી તવારીખો આપી છે; પરંતુ તે વિષે ત્યા ચર્ચા ઉભી કરી નથી. અર્વાચીન મત અને પ્રાચીન મત વિષે મોટો મત-ભેદ હોવાથી, એક કાલનિર્ણય થઈ શકતો નથી; તો પણ કાલનિર્ણયથી ઘણા ભ્રામક મતો દુર થઇ શકે છે; ઇતિહાસનું એ મુખ્ય અંગ બની રહે છે.

'ભારતની તવારીખો દ્વારા ભારતનો ઇતિહાસ આલેખવાની શરૂઆત પશ્ચિમના વિદ્વાનોથી થઇ છે. 'ખ્રિસ્તી સન પહેલાં બે એક હજાર વર્ષોથી જગતની શરુઆત થઈ છે અને ક્રાઇસ્ટનાં આગમન પછી જગતની વિવિધ પ્રગતિ સધાઈ છે.'

આ ખ્રિસ્તી-વિશ્વાસ પર જગતના ઇતિહાસની ઇમારત રચાઈ છે. ભારતીય ઇતિહાસના પહેલે પાને તેમને 'ભગવાન બુદ્ધ'ની વજૂદવાળી સત્ય હકીકતો મળી, તે પરથી ઇ. સ. પૂર્વે પાચમા સૈકામાં બુદ્ધની તવારીખ આકવામા આવી; ત્યાં તો પાણિનિ અને પતંજલિની વિભૂતિએ આકર્ષણ કર્યું; તેમને સાતમા અને આઠમા સૈકામાં ગોઠવવા પડયા ! તેમની નજરે આખું વૈદિક સાહિત્ય વ્યવસ્થિત જોવાને મળ્યું, એટલે ઋગ્વેદના સંહિતા કાળને બે હજાર વર્ષોનો આવેષ્ટનામાં આવ્યો !

આમ કરવા જતાં, તો તેમનો ખ્રિસ્તી–વિશ્વાસ ડોલી ઉઠતો હતો આપણાં પુરાણોમાં યુગો, મહાયુગોની ગણનાઓ હતી. રામાયણ, મહાભારતમાં કાલના નિર્દેશો હતા. વેદો, ઉપનિષદોમાં નક્ષત્રોની ગતિ-વિધિના ઉલ્લેખો હતા. એ બધાને વજૂદ મળે, તો ભારતીય ઇતિહાસને કેવા યુગો અને મહાયુગો મળી જાય!

પાશ્ચાત્ય વિદ્વાનોએ એક કાલગણના નિશ્ચિત કરી અને તેના સંકુચિત ચોકઠામાં ભારતીય તવારીખો ગોઠવવા માંડી! પુરાણોની કાલગણના એ ચોકઠામાં ગોઠવાય એમ નહોતી! રામાયણ–મહાભારતને પ્રમાણ ગણાય એમ નહોતાં!

તેમણે આ સત્ય પ્રમાણોને દંતકથા, કલ્પના, અતિશયોક્તિ વગેરે દોષોથી ઢાંકી દીધાં અને પછી શિલાલેખો, મુદ્રાઓ, ભાષાની ભૂંસાતી છાયાઓ, લોકોના રીતિ રિવાજો, જાતિના આચાર વિચારો, આક્રમણો અને સંઘર્ષોના ફલિતાર્થો: આવી આવી ચીજો એકઠી કરી, ભેગી કરી, ક્રમમાં ગોઠવી અને એ રીતે તેમણે ભારતના ઇતિહાસની ઘણી ભારે સેવા (?) કરી! ભારતીય વિદ્વાનો તેમના આ સંશોધન અને નિર્ણય પર વારી ગયા. તેમની માન્યતાઓને સાચી ઠેરવવામાં આવી. એ સત્યને ન અવલંબે, તેવું કાંઈ પણ પ્રાચીન પ્રમાણ મળી આવે, તેને ભ્રાંત, કાલ્પનિક અને સત્યથી વેગળું ગણવામાં આવ્યું!

આ પાશ્ચાત્ય મતને અતિ સંકુચિત કહેનાર એક જર્મન વિદ્વાન જેકોબી નીકળી આવ્યો. 'ભારતનોજ નહિં, પરંતુ સમસ્ત જગતના ઇતિહાસને આલેખવો હોય, તો પુરાણ સાહિત્યને પ્રમાણ ગણવું પડશે' એમ કહેનાર પાશ્ચાત્ય વિદ્વાન પાર્જિટર મળી આવ્યો. ભારતના ગૌરવને સાચવનાર ટિળક મહાશયે સ્વતંત્ર રીતે વેદોની તવારીખો આલેખવા માંડી!

આમ 'ખ્રિસ્તી–વિશ્વાસ'ની ઇમારત તૂટી રહી હતી છતાં તેને મેક્સમૂલર, કર્નલ, ટર્નર, થીબો, વીન્ટરનીટ્ઝ, કીથ, મેકડોનેલ જેવા ભારતના હિતચિંતક ગણાતા પાશ્ચાત્ય વિદ્વાનો આ 'ખ્રિસ્તી વિશ્વાસ'ને જ પોષી રહ્યા હતા. 'ગ્રીસની સાથે ભારતના ઇતિહાસને જોડવો હોય, તો તેની કાલગણના સંકુચિત કરીને, તેને ગ્રીસના ઇતિહાસ સાથે જોડવી પડશે' સંસ્કૃત સાહિત્યના પ્રાચીન ઇતિહાસમાં મેક્સમૂલરની આ ભાવના જોવા.જેવી છે।

જે. બી. બરીએ લખેલ ગ્રીસનો ઇતિહાસ પ્રમાણભૂત ગણાય છે. ત્રણ હજાર વર્ષ પૂર્વની કાલગણના તેને માન્ય છે. 'ગ્રીસને આદિ માનવનો પ્રદેશ ગણ્યો છે અને ત્યાંથી એક જાતિ આ બાજુ ભારત તરફ આવીને વસી છે.'

આમ પાશ્ચાત્ય ઇતિહાસકારો પોતાના પૂર્વજોને પ્રતિષ્ઠા આપે છે. દંતકથાઓ અને પરીકથાઓને તેમના ઇતિહાસના સાચા આધાર ગણવામાં આવે છે; પરંતુ ભારતની પ્રતિષ્ઠા સાચવતાં પુરાણો દંતકથા બની જાય છે.

ડૉ. હરપ્રસાદ શાસ્ત્રી પોતાનાં એક વ્યાખ્યાનમાં જણાવે છે કે, "મારા યુરોપીય મિત્રોની મને એવી સલાહ મળતી રહેલી છે કે, જો ભારતીય ઇતિહાસની સત્યતા આલેખવી હોય, તો તમે રામાયણ, મહાભારત અને પુરાણોને અડકશો નહિં ! આ લોકોએ ખૂબ જ મહેનત કરીને, મુદ્રાઓ, શિલાલેખો, પરદેશી મુસાફરોનાં ટાંચણો, શિલ્પસ્થાપત્યના નમૂનાઓ વગેરે ભેગા કરીને કાલક્રમ ગોઠવ્યો છે. ખરું જોતા, તો તેમણે પુરાણોનો અભ્યાસ છોડીને બીજી બધી બાબતોનો અભ્યાસ કરેલો છે. પરંતુ શ્રી પાર્જિટર, શ્રી જયસ્વાલ જેવા સંશોધકોએ પુરાણોને આધારે કાલક્રમની ગણના તૈયાર કરી છે. પ્રાચીન સંશોધકોને આ ગણના વજૂદવાળી લાગી છે. શ્રી પાર્જિટરે છેલ્લું કાર્ય એ કરી બતાવ્યું કે, 'સામાન્ય

રીતે સર્વપુરાણોમાં મળી આવતી ભારતીય પરંપરાઓને સત્ય વસ્તુ વાળી સ્વીકારો.' તેમણે જણાવ્યું કે 'પુરાણો વાંચતાં મને ક્યાંય એ બાબત જોવાને મળી નથી કે ક્ષત્રિયો પશ્ચિમ (ગ્રીસ) તરફથી આવ્યા. તેઓ મધ્યહિમાલયમાંથી આવીને વસ્યા હતા.'

શ્રી. પાર્જિટરે વિશેષમાં કહ્યું કે 'પુરાણો અને ખાસ કરીને મહાપુરાણો પ્રાચીન ભારતની બાબતોની માહિતી મેળવવા માટે, સમૃદ્ધ ખજાના જેવાં છે. પુરાણોનો અભ્યાસ કરવા ઇચ્છનારે સૌથી પહેલાં મહાગરૂડ પુરાણ વાંચવું જોઇએ, જેમાં ટૂંકસારમાં બધી બાબતો ગુંથાઈ છે.'

'આ પુરાણોના કાલક્રમ પ્રમાણે ભગવાન બુદ્ધનો સમય પૂર્વે પાંચમા સૈકામાં નહિં ગોઠવાતાં, ઠેક સત્તરમા અને અઢારમા સૈકામાં જાય છે. આ કાલગણના પ્રમાણે તો પાણિનિ, પતંજલિ તેથીય આગળ જાય. તે ઉપરાંત ભગવાન શંકરાચાર્યના કાળને પૂર્વે પાંચમા સૈકામાં લઇ જવામાં આવે, તોપણ તે બુદ્ધના કાલની નજીક નહિં આવતાં, બારસો વર્ષ જેટલો અર્વાચીન ઠરે છે, પરંતુ પાશ્ચાત્ય વિદ્વાનોની કાલ-ગણનાને સાચી ઠેરવવામાં આવે, તો શંકરાચાર્યનો કાલ બુદ્ધ નિકટ આવી જવાનો ભય આપણા ભારતીય વિદ્વાનો પણ સેવે છે.

પ્રાધ્યાપક શ્રી બલદેવ ઉપાધ્યાયે ખૂબજ પરિશ્રમ ઉઠાવીને હિંદી ભાષામાં 'શ્રી શંકરાચાર્ય' (શ્રી શંકરાચાર્યનાં જીવનચરિત તથા ઉપદેશોનું પ્રામાણિક વિવરણ) ગ્રંથ લખ્યો છે, તે હિંદુસ્તાની એકેડેમી, ઉત્તર પ્રદેશ, ઈલાહાબાદથી પ્રગટ થયો છે. તેમણે પ્રથમ અર્વાચીન મતને આલેખીને કોલબ્રુક, ટેલર, હાગસન, વિલ્સન, મૈકસ મૂલર, પાઠક વગેરેની તવારીખો નોંધી છે; તેની તારવણી કાઢતાં તેઓ જણાવે છે કે 'ભામ-તીકારનો સમય ઈ. સ.ના નવમા સૈકાના વચલા ભાગમાં છે. આચાર્ય

શંકરના સમયની એજ અંતિમ અવધિ છે, જેથી પહેલાં હોવાનું નિર્વિવાદ છે. શંકરનો આવિર્ભાવકાલ નવમા સૈકાથી પહેલાં હોય, તેમાં તો કોઈપણ વિદ્વાનનો મતભેદ નથી.'

ત્યારબાદ આચાર્ય શંકરના સમયની પ્રાચીન અવધિ વિષે, કાંચી–કામકોટિ, દ્વારકા અને કેરલોત્પત્તિના મતો ટાંકયા છે. 'આચાર્યનો જન્મ કલિ ૨૫૯૩. યુધિષ્ઠિર સંવત ઇ. સ. પૂર્વે ૫૦૯ માં થયો હતો. દ્વારકા મઠ અનુસાર શંકરનો આવિર્ભાવ કલિ ૨૬૩૧ અર્થાત્ ઇ. સ. પૂર્વ પાંચમો સૈકો. તેમજ કેરલોત્પત્તિમાં શંકરનો સમય કલિ, ૩૫૦૧ અર્થાત્ ઇ સ. પૂર્વે ૪૦૦ વર્ષનો છે."

ઉપરના ત્રણ મતોની સમીક્ષા કરતાં, શ્રી ઉપાધ્યાય જણાવે છે કે, 'શંકરના ગ્રંથોની અંતરંગ પરીક્ષા કરતાં, ઉપરના ત્રણે ૨ મતોની યથાર્થતા સિદ્ધ થતી નથી. આચાર્યે બ્રહ્મસૂત્ર–ભાષ્યમાં બૌદ્ધ આચાર્યોના મતો અને બૌદ્ધગ્રંથોનાં વાકયો ટાંકી આપ્યાં છે. આ ઉદ્ધરણ ઘણાં જ મહત્ત્વનાં છે, કારણ કે એથી સિદ્ધ થાય છે કે 'શંકરનો સમય બૌદ્ધ પંડિતોની પાછળ જ હોવો જોઇએ. આ દશામાં કાંચી અને દ્વારકા મઠોના સંપ્રદાયને અનુસરી ઈ. સ. પૂર્વે પાંચમો સૈકો બતાવવામાં આવે છે, તે કોઇ પણ રીતે યુક્તિસંગત નથી."

હવે જો ભગવાન બુદ્ધનો સમય ઈ. સ. પૂર્વે અઢારમાં સૈકામાં આલેખાય, તો ભગવાન શંકરાચાર્યના ગ્રંથોમાં આવતાં બૌદ્ધ અવતરણોને ન્યાય મળે તેમજ ઈ. સ પૂર્વે પાચસો સૈકો યુકિત સંગત પણ લાગે !

દક્ષિણ પ્રદેશના વિજયવાડા, ગાંધીનગરના પંડિત કોટા વેંકટાચલમ્ આપણા ભારતીય ઇતિહાસના કાલનિર્ણયમાં ઘણો સારો પ્રકાશ ફેંકે છે. તેમણે આ બાબતના આઠેક ગ્રંથો અંગ્રેજીમાં લખ્યા છે; જેમાં

આપ્યા છે, જેમા બાત્રીશથી પચીશ સુધીના ચાર રાજાઓ–શાક્ય, શુદ્ધોદન, સિદ્ધાર્થ અને રાહુલ છે. પુરાણોની ગણના પ્રમાણે ઇક્ષ્વાકુ કુલના ત્રીશ રાજાઓએ ૧૫૦૪ વર્ષો સુધી રાજ્ય કર્યું હતું, 'સુમિત્ર' છેલ્લો રાજા હતો. હિંદુ પંચાંગોના બધા જ જોશીઓ મહાભારતના યુદ્ધ પછી છત્રીશમાં વર્ષે શરૂ થયેલ કલિયુગ સંવતના વર્ષોની ગણના આજસુધી કરતા આવ્યા છે, તે રીતે હાલ કલિ વર્ષ ૫૦૫૫ ચાલે છે, તેની પુરાણોની ગણના પ્રમાણે સિદ્ધાર્થ બુદ્ધ ઇ. સ પૂર્વે ૧૮૮૭થી ૧૮૦૭ સુધીમાં થયા હોય

આ પુરાણોમા ફક્ત કાલગણના જ નથી. આ પુરાણો મગધના રાજા બૃહદ્ રથથી આરંભીને નંદ અને મૌર્ય સુધીના રાજાઓના નામ આપે છે. હવે બૌદ્ધ–સાહિત્યના જે ઉલ્લેખો પાશ્ચાત્ય સંશોધકોને માન્ય છે- તે પ્રમાણે ક્ષેમજીત, બિંબિસાર અને અજાતશત્રુ બુદ્ધના સમયમા મગધ દેશના રાજાઓ હતા.

પંડિત કોટા વેંકટાચલમે કવિ કલ્હણની રચેલી રાજતરંગિણીને પ્રમાણ ગણેલી છે. આ ગ્રંથ ઇ. સ. ૧૧૪૮માં લખાયો છે. કવિ કલ્હણ પોતે જણાવે છે કે, 'ગોનંદ રાજાથી શરૂ કરીને ૨૩૩૦ વર્ષોનો ઇતિહાસ મેં લખ્યો છે.' એ રીતે રાજા ગોનંદનો સમય ઇ. સ. પૂર્વે ૧૧૮૨નો આવે છે, તે પહેલા રાજા અભિમન્યુએ પચાશ વર્ષ સુધી રાજ્ય કર્યું છે, એ અભિમન્યુના પહેલા કાશ્મીરના ત્રણ રાજાઓ હુષ્ક, જુષ્ક અને કનિષ્ક થઇ ગયા છે. રાજતરંગિણીના પ્રથમ પ્રકરણમા તેમને તુરુષ્ક વંશના કહ્યા છે તેમણે પોતાના રાજ્યમા બ્રાહ્મણો અને સંન્યાસીઓ માટે વિહારો અને મઠો બાંધ્યા હતા, તેમના કાલમાં બૌદ્ધ ધર્મની પડતી હતી.

શ્રી શંકરાચાર્યના કાલ વિષે આ સંશોધક વિદ્વાને પોતાના અંગ્રેજી ગ્રંથ 'બુદ્ધ, મિલિંદ, અગ્નતિયોગ અને યુગપુરાણનો કાલ'ના

'શ્રી શંકરાચાર્યના કાલથી તારવી કાઢેલ અનુમાન' પ્રકરણમાં ઘણો પ્રકાશ ફેંક્યો છે. તેમણે ત્યાં જણાવ્યું છે કે, "જ્યારે શ્રી આદિ શંકરાચાર્યનો જન્મ થયો ત્યારે બૌદ્ધધર્મ ઘણી પડતીની દશામાં હતો. ભગવાન બુદ્ધ કે બૌદ્ધ વિદ્વાનોની સાથે ભગવાન આદિ શ્રી શંકરાચાર્ય સીધા સંપર્કમાં આવ્યા હોય, તેવો કોઈ નિર્દેશ શ્રી શંકરાચાર્યના ગ્રંથોમાં મળતો નથી. બ્રહ્મસૂત્રોના ભાષ્યમાં શ્રી શંકરાચાર્ય બૌદ્ધ-સિદ્ધાન્તો અને બૌદ્ધ ધર્મનો વિશેષ ઉલ્લેખ કરે છે, તે તો બૌદ્ધ-સિદ્ધાન્તોનાં ખંડન માટે જ છે, એટલે આપણે જો શ્રી શંકરાચાર્યનો કાલનિર્ણય કરવો હોય તો આપણે એટલું સ્વીકારવું પડે, કે, બુદ્ધનો સમય ઘણા પહેલાંનો હોવો જોઇએ. એટલે હવે આપણે શ્રી શંકરના કાલનો નિર્ણય કરવો જોઇએ.

શ્રી શંકર વિષેના ઘણા 'શંકર વિજયો' મળી આવે છે, તેમાં ચિત્સુખાચાર્યનો વિરચિત 'બૃહત્ શંકર વિજય' ઘણો જ પ્રસિદ્ધ અને પ્રામાણિક ગ્રંથ છે. આ ગ્રંથના રચયિતા શ્રી ચિત્સુખાચાર્ય આદિશ્રી શંકરાચાર્યના બાલસાથી હતા તેમ જ મોટપણમાં તેમનાં જ હાથે સંન્યાસદીક્ષા લઇને, જીવનભર તેમની સાથે રહ્યા હતા; તેમજ શ્રી શંકરાચાર્યનાં કૈલાસગમન પછી તેમની સ્મૃતિમાં 'બૃહત્ શંકર વિજય' નામના ગ્રંથની રચના કરી હતી. આ પ્રામાણિક ગ્રંથમાં શ્રી શંકરાચાર્યના જન્મના કાલનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

આદ્યશ્રીશંકરાચાર્યે દ્વારકા, પુરી વગેરે સ્થાનોએ જે પીઠોની સ્થાપના કરી છે, ત્યાંના આચાર્યોની પરંપરાઓમાં શ્રી શંકરાચાર્યનો જન્મકાલ આપવામાં આવ્યો છે, તેની સાથે બૃહત્ શંકરવિજયનો કાળ મળતો આવે છે. દ્વારિકા, વગેરે પીઠો પર આવનારા મુખ્ય આચાર્યોની નોંધ સંપૂર્ણ છે અને તે વર્તમાન શ્રી શંકરાચાર્યના સુધી ક્રમબદ્ધ

છે. આને કારણે આ નોંધ મુદ્દાસર અને પરંપરાગત પૂરાવા તરીકે છે, એટલે તેનાં પ્રામાણ્ય વિષે શંકા રખાય એમ નથી. આ પ્રમાણોને અનુસરીને આદ્ય શ્રીશંકરાચાર્યનો જન્મકાળ એક શ્લોકમાં આપવામાં આવ્યો છે.

तिष्ये प्रयात्यनलशेवधिबाणनेत्रेऽ
ब्दे नंदने दिनमणावुदगध्वभाजि ।
राधेऽदितेरुडुविनिर्गतमंगलग्नेऽ
स्याहूतवान् शिवगुरुः स च शंकरेति ॥

'નંદન' નામના સંવત્સરમાં જ્યારે સૂર્ય ઉત્તરાયણમાં હતો, ત્યારે વૈશાખ સુદ પાંચમને રવિવારે શિવગુરૂને ત્યાં કલિવર્ષ ૨૫૯૩ (૩૧૦૨−૨૫૯૩=૫૦૯ ઇ. સ. પૂર્વે)માં જે બાળકનો જન્મ થયો, તેનું નામ શંકર રાખવામાં આવ્યું.

જિનવિજય કોશની રચના જિનવિજય નામના જૈન વિદ્વાને કરેલી છે, તેમાં ઘણી નોંધો આપેલી છે, જે ઉલ્લેખનીય છે.

'ત્યારબાદ જ્યારે શંકર પંદર વર્ષના થયા, ત્યારે તે કુમારિલ ભટ્ટને મળ્યા હતા; તે કલિવર્ષ ૨૬૦૮−૪૯૪ ઇ. સ. પૂર્વે.

'ऋद्धिबाणस्तथा भूमिर्मर्त्याक्षे वाममेलनात् ।
एकत्वेन लभेतांकं ताम्राक्षा तत्र वत्सरः ' ॥

યુધિષ્ઠિર શક ૨૧૫૭માં શ્રીશંકરાચાર્યનો નિર્વાણકાલ છે, તે ૨૧૫૭+૪૬૮=૨૬૨૫ કલિવર્ષ=૪૭૭ ઇ. સ. પૂર્વે.

જૈનો અને બૌદ્ધો યુધિષ્ઠિર શકનો ઉપયોગ કરે છે, જે કલિવર્ષ પછી ૪૬૮થી શરૂ થયો છે.

કાંચી મઠની કાલગણના ભારતના પ્રતિહાસની ઘણી મહત્વની બાબતો રજૂ કરે છે, 'પુણ્ય શ્લોક મંજરી'ને નામે તે મઠથી એક ચોપડી પ્રકટ થઈ છે. જેમાં વર્ષ, ચાંદ્રમાસ, પક્ષ, તિથિ અભિષેકનો દિવસ, શંકરાચાર્યોના વિદેહકાળ વગેરે બાબતો આપવામાં આવી છે.

દ્વારકાપીઠની સ્થાપના ઈ. સ. પૂર્વે ૪૯૦માં થઇ છે જે સુધન્વાના તામ્રપત્રથી સિદ્ધ થઇ છે.

'નેપાલ રાજ્યની કાલગણના' નામના ગ્રંથમાં સૂર્ય વંશના ૧૮મા રાજાનું નામ વૃષદેવ વર્મા છે, જે કલિવર્ષ ૨૫૫૪-૨૬૧૫માં થઇ ગયો આ નેપાલરાજ વંશાવલિમાં ઉલ્લેખ છે કે, 'આદ્ય શ્રી. શંકરાચાર્ય દક્ષિણ પ્રદેશમાંથી આવ્યા અને તેમણે બૌદ્ધમતનું ખંડન કર્યું'-કલિ વર્ષ ૨૬૧૪-૪૮૭ ઇ. સ. પૂર્વે.

કાશ્મીરના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે, 'કાશ્મીરના રાજાઓની નોંધમાં ગોપાદિત્ય નામે ૭૦મો રાજા ઇ. પૂ ૪૧૭-૩૫૭માં થઈ ગયો. તેણે અગ્રહારો તેમ જ જ્યેષ્ઠેશ્વર મહાદેવ અને શંકરાચાર્યનાં મંદિર બંધાવ્યાં હતાં.'

શંકરાચાર્યનુ આ મંદિર શ્રીનગરની પાસે આવેલું છે. કાશ્મીરની ખીણની ઉપર એક હજાર ફીટ પર તખ્તીએ સુલેમાનની ટેકરી પર આવેલું શ્રી. શંકરાચાર્યનું મંદિર અતિ પ્રાચીન છે.

શ્રી. એ. પી. સીનેટે પોતાના 'એસોટેરિક બુદ્ધિઝમ' નામના ગ્રંથમાં શ્રી શંકરાચાર્યનો સમય ઈ. સ. પૂર્વે ૫૦૨નો આપ્યો છે.

ઉપરના ઉલ્લેખો અને નોંધો જોતાં, એટલું સ્પષ્ટ થાય છે કે 'શ્રી શંકરાચાર્યનો સમય ઈ. સ. પૂર્વે ૫૦૯-૪૭૭ છે.

આજના પાશ્ચાત્ય ઇતિહાસકારોએ બુદ્ધનો સમય ઇ. સ. પૂર્વે ૫૬૩–૪૮૩નો આંક્યો છે, પરંતુ તેનો સુમેળ બેસતો નથી.

જિનવિજય કોશના નિર્દેશ પ્રમાણે કુમારિલ ભટ્ટનો સમય ઈ. સ પૂર્વે ૫૫૭નો છે. તેમણે જીન મહાવીર પાસે અભ્યાસ કર્યો હતો. આ વિષેના પુરાવા ભેગા કરતાં, જીન મહાવીર, કુમારિલ ભટ્ટાચાર્ય અને આદ્ય શંકરાચાર્ય સમકાલીન હોવાનુ જણાય છે. જીન મહાવીરનો જન્મકાલ ઈ. સ પૂર્વે ૪૭૭ નો છે.

જીન મહાવીર ચોવીશમા અને છેલ્લા તીર્થંકર છે. તેમનો જન્મ કલિવર્ષ ૨૫૦૩=૫૯૯ ઈ. સ. પૂર્વેનો છે.

કલ્હણની રાજતરંગિણીમાં બુદ્ધિનિર્વાણનો કાલ છે :–

**तदा भगवतः शाक्यसिंहस्य परनिर्वृतेः :**
**अस्मिन् महालोकधातौ सार्धं वर्षशतं ह्यगात् ॥**

કનિષ્કના રાજ્યકાલ પહેલાં એકસોને પચાશવર્ષે શાક્યસિંહ–ભગવાન બુદ્ધ નિર્વાણ પામ્યા.

અહિં જો આપણે પાશ્ચાત્યોએ નક્કી કરેલ કનિષ્કના કાલ ઈ. સ. ૭૮મા ૧૫૦ વર્ષ ઉમેરીએ, તો બુદ્ધનિર્વાણનો કાલ ઘણો પાસે આવે. પાશ્ચાત્ય વિદ્વાનોને માન્ય કાલ ઈ. સ. પૂર્વે ૪૮૩ નો છે.

રાજતરંગિણીના પહેલા અધ્યાયના ૧૬૮–૧૭૧ શ્લોકોમાં નીચેની વિગત છે :–

'આ વખતે હુષ્ક, જુષ્ક અને કનિષ્ક નામના ત્રણ રાજાઓ કાશ્મીરમા રાજ્ય કરતા હતા. તેમણે પોતાના નામ પ્રમાણે ત્રણ નગરો બંધાવ્યા હતા. જુષ્કપુરમાં જુષ્ક રાજાએ વિહાર બંધાવ્યો હતો અને

જયસ્વામીપુર બંધાવ્યું હતું. આ રાજાઓ તુરુષ્ક વંશના હતા; છતાં તે ઉદાર સ્વભાવના હતા. વૈદિક વિધિઓ અને ધાર્મિક વ્રતોને માટે તેમણે સંન્યાસીઓના લાભાર્થે મઠો બંધાવ્યા હતા. તેમજ બૌદ્ધ-ભિક્ષુઓને માટે ચૈત્યો બંધાવ્યાં હતાં, તેમના સમયમાં બૌદ્ધ ધર્મ કાશ્મીરમાં જામેલો હતો.

આ વંશના એકાવનમા રાજા કનિષ્ક પછી, બાવનમાં રાજા તરીકે અભિમન્યુ રાજ્યગાદીએ આવ્યો હતો, તે કનિષ્કનો પુત્ર નહોતો, જો કે, પાશ્ચાત્ય ઇતિહાસકારો એમ કહે છે. રાજા અભિમન્યુ વૈદિક ધર્માનુયાયી હતો અને તેણે 'અભિમન્યુપુર' બંધાવ્યું હતું. ચન્દ્રાચાર્ય નામના વિદ્વાન બ્રાહ્મણને તેણે પોતાના રાજ્ય દરબારમાં રાખ્યો હતો, જેણે 'ચન્દ્ર વ્યાકરણ' લખ્યું છે તેમજ પતંજલિના મહાભાષ્યનો પ્રચાર કર્યો છે. આ રાજાના કાલમાં 'નાગાર્જુન' થઇ ગયો, જેણે રાજ્યમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો હતો. અભિમન્યુનો પુત્ર ગોનંદ ત્રીજો ગાદીએ આવ્યો, જેનો સમય ઇ. સ. પૂર્વે ૧૧૮૨નો આવે છે.

હવે પાશ્ચાત્યોએ શરૂ કરેલી અર્વાચીન કાલગણના પ્રમાણે તો રાજતરંગિણીની કાલગણના બંધ બેસતી નથી!

રાજા વિક્રમાદિત્ય અને શાલિવાહન વિષે પણ આ અર્વાચીન સંશોધકોએ ઘણા ભ્રામક નિર્ણયો લીધા છે.

શાલિવાહન પનવર વંશનો, ઉજ્જૈનનો રાજા હતો, તેની ત્રીજી પેઢીએ રાજા વિક્રમાદિત્ય થઇ ગયો, જેણે વિક્રમ સંવત શરૂ કર્યો અને જે ઈ. સ. પૂર્વે ૫૭માં થઇ ગયો, તેનો પૌત્ર શાલિવાહન સમ્રાટ થયો અને તેણે, શાલિવાહન શક ઇ.સ. ૭૮માં શરૂ કર્યો.

આંધ્ર પ્રદેશના શાતવાહનો મગધ પ્રદેશના રાજાઓ હતા. તેમની રાજધાની ગિરિવ્રજ. તેમનો કાલ ઇ. સ. પૂર્વે ૮૩૩–૩૨૭. એમાંના હલ શાતવાહન રાજાએ ૪૯૪–૪૮૯ ઇ. સ. પૂર્વે રાજ્ય કર્યું હતું.

પુરાણોએ મગધના રાજાઓની વંશાવળીમાં (૧) બૃહદ્રથ (૨) પ્રદ્યોત (૩) શિશુનાગ (૪) નંદ (૫) મૌર્ય (૬) શુંગ (૭) કાણ્વ અને (૮) આંધ્ર વંશના રાજાઓના વંશો જણાવ્યા છે, તેમાં કાણ્વ વંશનો છેલ્લો રાજા 'સુશર્મા' થશે, એમ, જણાવ્યું છે. આંધ્ર વંશના શ્રીમુખે સુશર્માને મારી નાખી તેનું રાજ્ય કબજે કર્યું હતું.

सुशर्माणं तु काण्वं तद्भृत्यो वलिपुच्छकः ।
नाम हत्वान्ध्रजातीयो वसुधां भोक्ष्यविष्यति ॥

મત્સ્ય, વાયુ, બ્રહ્માંડ અને ભાગવત પુરાણોમાં ઉપરની બાબત એકસરખી રીતે વર્ણવેલી છે.

અહિં આ પ્રાચીન સંશોધકોએ એવી તો સ્થૂલ ભૂલો કરી છે કે, પાટલિપુત્રના રાજા ગુપ્ત ચંદ્રગુપ્તને મૌર્ય ચંદ્રગુપ્ત કહ્યો છે અને તેનો સમય સિકંદરના આક્રમણ વખતનો આંકયો છે; જેને પરિણામે બાર સૈકાઓ જેટલો કાલનો ફેરફાર થઈ જાય છે. આ કાલક્રમના તફાવતને બંધ બેસતો કરવા માટે શુંગ અને કાણ્વના વંશોને આન્ધ્ર શાતવાહન વંશના રાજાઓના સમકાલીન ગણાવ્યા છે અને તેનો ઉપસંહાર કરતાં, જણાવ્યું છે કે, આંધ્રવંશમાંના અગિઆરમા, બારમા કે તેરમા રાજાએ કણ્વવંશના છેલ્લા રાજાને મારી નાખ્યો હશે. આમ કાલક્રમનો તફાવત ઓછો કરતાં તેમણે શાતવાહન વંશના રાજાઓને અર્વાચીન સમયમા ગોઠવી દીધા છે; તેમ જ ઈ. સ. પૂર્વેના પહેલા સૈકામાં થએલ વિક્રમાદિત્ય અને ઈ. સ. ના બીજા સૈકામાં થએલ શાલીવાહન કદી જન્મ્યાજ ન હોતા, એમ જણાવ્યું છે. તેથીય આગળ વધીને શાલિવાહનને હલ શાતવાહન હોવાનું જણાવીને ' શાત ' અને 'શાલીની' શાબ્દિક પરિભાષાની એકતા ગોઠવે, છે.

આ પાશ્ચાત્ય વિદ્વાનોએ રાજતરંગિણીના પહેલા ત્રણે તરંગોને દંતકથા કહીને, તેના આધારો પ્રમાણભૂત ગણવા નથી આમ કરતાં કાશ્મીરના ઇતિહાસની મૂલ કાલગણના ખોટી ઠરે; તે ઉપરાંત બીજો પણ તેમનો અભિપ્રાય એ છે કે, 'રાજતરંગિણીમાં રાજા વિક્રમાદિત્યનો ઇતિહાસ છે, તેને દંત કથા ઠરાવાય'।

"પનવાર વંશનો રાજા વિક્રમાદિત્ય ભારતનો સમ્રાટ હતો અને તેની રાજધાની ઉજ્જૈન હતી. બધાજ રાજાઓ તેને ખંડણી ભરતા હતા. કાશ્મીરના ૮૨ મા રાજા હિરણ્ય ઈ. સ. ૧૪ માં બીનવારસ ગુજરી ગયા. તેનો ભાઇ તોરામણ કેદખાનામાં મરી ગયો હતો અને તેનો પુત્ર પ્રવરસેન બીજો તીર્થયાત્રા કરવા ચાલ્યો ગયો હતો. રાજ્યમાં બળવો ન થાય, એટલા માટે કાશ્મીરના પ્રધાનોએ ઉજ્જૈનના સમ્રાટ વિક્રમાદિત્ય પાસે માંગણી કરે કે 'કાશ્મીરના રાજ્ય પર કોઇને બેસાડો.'

તે પ્રમાણે રાજા વિક્રમાદિત્યે માથરીગુપ્તને ૧૪ ઇ. સ. માં કાશ્મીરની ગાદીએ બેસાડયો એજ રાજદરબારનો કવિ કાલિદાસ–માતૃગુપ્ત હતો.

માથરીગુપ્તે પાંચ વર્ષ રાજ્ય કર્યું અને તેણે સંન્યાસ લીધો એટલે પ્રવરસેન બીજો કાશ્મીરની ગાદીએ આવ્યો.

રાજતરંગિણીનાં ત્રીજા પ્રકરણમાં આ બાબત વર્ણવી છે. હવે જો રાજતરંગિણીનાં ત્રીજા પ્રકરણને પ્રમાણભૂત ગણવામાં આવે, તો વિક્રમાદિત્યને ઇતિહાસસિદ્ધ રાજા ગણવો પડે અને તેના કાલક્રમ મુજબ પૌરાણિક કાલગણના સ્વીકારવી પડે.

પૌરાણિક કાલક્રમની ગણના :

| | | |
|---|---|---|
| વિક્રમાદિત્યનો રાજ્યાભિષેક | ૮૨ ઈ. સ. પૂર્વે | |
| પહેલાના ગુપ્ત રાજાઓ | ૨૪૧ વર્ષો | |
| આંધ્ર શાતવાહન રાજાઓ | ૫૦૬ | ,, |
| કાણ્વ રાજાઓ | ૮૫ | ,, |
| શુંગ ,, | ૩૦૯ | ,, |
| મૌર્ય ,, | ૩૧૬ | ,, |
| નંદ ,, | ૧૦૦ | ,, |
| શિશુનાગ ,, | ૩૬૦ | ,, |
| પ્રદ્યોત ,, | ૧૩૮ | ,, |
| બૃહદ્રથ ,, | ૧૦૦૬ | ,, |
| મહાભારત યુદ્ધનો કાળ | ૩૧૩૮ | ઈ. સ. પૂર્વે. |

ઉપર મુજબની રાજવંશાવળીના રાજાઓના રાજ્ય સમયની મર્યાદાનો સરવાળો કરતાં, મહાભારત યુદ્ધનો કાલ મળી આવે છે. જેનો સ્વીકાર પુરાણોમાં તેમજ નેપાલ અને કાશ્મીરના ઇતિહાસમાં કરેલો છે; પરંતુ આ ત્રણેય બાબતોનો પાશ્ચાત્ય સંશોધકોએ અસ્વીકાર કરીને, પોતાની મનગમતી કાલગણના ગોઠવવામા ઘણો પરિશ્રમ વેઠયો છે.

રાજતરંગિણીના રચયિતા કવિકલ્હણે જણાવ્યું છે કે: આ રાજ-તરંગિણીની રચના વખતે લગભગ બારેક ગ્રંથોના આધાર લેવામા આવ્યા છે; જેમા જુદા જુદા રાજાઓની વંશાવળીઓનો ઉલ્લેખ છે. આમ કવિ કલ્હણ એ બાબતમા અત્યંત સાવધાન છે. બીજું, સ્વતંત્ર રીતે જે પુરાણોના આધારે શ્રી. પાર્જિટર વગેરેએ વંશાવળી આપી છે, તેની સાથે ઝાઝો તફાવત પડતો નથી, પરંતુ પાશ્ચાત્ય વિદ્વાનોએ રજૂ કરેલ કાલગણના સાથે તો બાર ચૌદ સૈકા જેટલો લાંબો ગાળો પડે છે, જેનો કોઇ રીતે તોડ લેવાય એમજ નથી!

'આ બૌદ્ધકાલ...' ગ્રંથના લેખક પંડિત શ્રી કોટા વેંકટાચલમે ભારતની રાજવંશાવળિઓ આપી છે, તે સાથે મહાભારત, પુરાણો, રાજતરંગિણી, બૃહત્શંકરવિજય, કાંચી અને દ્વારિકાના પીઠધીશ આચાર્યોની નોંધ વગેરેનો આધાર લઇ પૌરાણિક કાલક્રમમા વિશેષ મહત્ત્વના બનાવોની નોંધ તૈયાર કરી છે, જે શ્રી શંકરાચાર્યના કાલવિષે સ્પષ્ટ હકીકત રજૂ કરે છે, તે સાથે પાશ્ચાત્ય સંશોધકોની કાલગણનાની ભ્રામકતા પર સારો પ્રકાશ ફેંકે છે.

प. कोटा वेंकटाचलं, गांधीनगर, विजयवाडा २.

આ એ ગ્રંથકર્તાનુ સરનામું છે, અંગ્રેજી અને તેલુગુ ભાષામા વીસેક મોટા ગ્રથો સપ્રમાણ લખ્યા છે, એમને ત્યાં તે ગ્રથો મળશે



## મહત્ત્વના બનાવોની નોંધ સાથે પૌરાણિક કાલગણના :-

| ક્રમ | બનાવની વિગત | સમય ૩૩૯૬ ઈ. સ. પૂર્વે |
|---|---|---|
| ૧ | ભીષ્મનો જન્મ | ૩૩૭૪ ,, |
| ૨ | વેદ વ્યાસનો જન્મ | ૩૩૦૦ ,, |
| ૩ | વૈશંપાયનનો કાલ | ૩૨૮૦ ,, |
| ૪ | યાજ્ઞવલ્ક્યનો કાલ | ૩૨૫૦ ,, |
| ૫ | કણ્વ ઋષિ | ૩૨૦૦ ,, |
| ૬ | બોધાયન (સૂત્રકાર) | ૩૧૭૬ ,, |
| ૭ | મઘામાં સપ્તર્ષિ | ૩૧૭૬ ,, |
| ૮ | ઇન્દ્રપ્રસ્થમાં યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક | ૩૧૫૧ ,, |
| ૯ | યુધિષ્ઠિર જુગટામાં હાર્યા | ૩૧૩૯ ,, |
| ૧૦ | ભીમસેનથી કીચકનુ મરણ | ૩૧૩૮ ,, |
| ૧૧ | મહાભારતના યુદ્ધનો કાલ | ૩૧૩૮ ,, |
| ૧૨-૧૩ | યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક, પરીક્ષિતનો જન્મ | ૩૧૩૮ ,, |
| ૧૪ | યુધિષ્ઠિરનો શક | ૩૧૩૮ ,, |
| ૧૫ | ઇક્ષ્વાકુ વંશના બૃહત્ક્ષણનો અભિષેક | ૩૧૩૮ ,, |
| ૧૬ | મગધના રાજા સોમધિનો અભિષેક | ૩૧૩૮ ,, |
| ૧૭ | નેપાલના રાજા ગલિનો અભિષેક | ૩૧૪૦ ,, |
| ૧૮ | કાશ્મીરના રાજા ગોનંદનો અભિષેક | ૩૧૦૨ ,, |
| ૧૯ | ભગવાન શ્રી કૃષ્ણનું સ્વધામગમન | ૩૧૦૨ ,, |
| ૨૦ | કલિ સંવતની શરુઆત | ૩૧૦૨ ,, |
| ૨૧ | દ્વારિકાનું સમુદ્રમાં ડૂબવું * | ૩૧૦૨ ,, |
| ૨૨ | યાદવકુલ સંહાર | |

* ભગવદાલયને છોડી બાકી દ્વારકાનું ડૂબવું 'त्यक्त्वा भगवदालयम्' —भागवत ।

| | | | |
|---|---|---|---|
| ૨૩ | પરીક્ષિતનો રાજ્યાભિષેક | ૩૧૦૧ | ઇ. સ. પૂર્વે |
| ૨૪ | જ્યાભ્યુદય યુધિષ્ઠિર શકનો આરંભ | ૩૧૦૨ | ,, |
| ૨૫ | યુધિષ્ઠિર પાંડવ સ્વર્ગારોહણ | ૩૦૭૬ | ,, |
| ૨૬ | પરીક્ષિતનો મોક્ષ | ૩૦૪૧ | ,, |
| ૨૭ | જનમેજયનો રાજ્યાભિષેક | ૩૦૪૧ | ,, |
| ૨૮ | જનમેજયના પ્લવંગ કાલની શરૂઆત | ૩૦૧૮ | ,, |
| ૨૯ | આર્યભટ્ટનો કાલ | ૨૭૪૨ | ,, |
| ૩૦ | જૈને પ્રવર્તાએલ યુધિષ્ઠિર શક | ૨૬૩૪ | ,, |
| ૩૧ | બુદ્ધ ભગવાનનો જન્મ | ૧૮૮૭ | ,, |
| ૩૨ | બુદ્ધનું નિર્વાણ | ૧૮૦૭ | ,, |
| ૩૩ | મહાપદ્મનંદનો રાજ્યાભિષેક | ૧૬૩૪ | ,, |
| ૩૪ | ચંદ્રગુપ્ત મૌર્યનો રાજ્યાભિષેક | ૧૬૩૪ | ,, |
| ૩૫ | અશોકનો રાજ્યાભિષેક | ૧૪૭૨ | ,, |
| ૩૬ | અમત્તિયોક-યવનરાજાની મુદ્રા | ૧૪૭૨-૩૬ | ,, |
| ૩૭ | પાણિનિનો કાલ | ૧૪૦૦ | ,, |
| ૩૮ | મૌર્ય શાલિશુકના રાજ્યનો અંત | ૧૩૨૦ | ,, |
| ૩૯ | યવનરાજ મિલિંદનો કાલ | ૧૩૨૦-૧૩૦૭ | ,, |
| ૪૦ | નાગાર્જુન યોગી | ૧૨૯૪ | ,, |
| ૪૧ | કનિષ્ક | ૧૨૯૪-૧૨૩૪ | ,, |
| ૪૨ | પુષ્યમિત્ર શુંગનો અભિષેક | ૧૨૧૮ | ,, |
| ૪૩ | પતંજલિનો કાલ | ૧૨૧૮ | ,, |
| ૪૪ | માલવ ગણ શક | ૭૨૫ | ,, |
| ૪૫ | વર્ધમાન-મહાવીરનો જન્મ | ૫૯૯ | ,, |
| ૪૬ | કુમારિલ ભટ્ટાચાર્યનો જન્મ | ૫૫૭ | ,, |
| ૪૭ | શકભૂપકાલ | ૫૫૦ | ,, |
| ૪૮ | વર્ધમાન મહાવીરનું નિર્વાણ | ૫૨૮ | ,, |
| ૪૯ | કુમારિલ ભટ્ટે આંખ ગુમાવી | ૫૨૫ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૫૦ | આદિશ્રી શંકરાચાર્યનો જન્મ | ૫૦૯ | ઇ. સ. પૂર્વે |
| ૫૧ | શ્રી શંકરાચાર્યનું ઉપનયન | ૫૦૪ | ,, |
| ૫૨ | શંકરના પિતા–શિવગુરુનું અવસાન | ૫૦૧ | ,, |
| ૫૩ | શ્રી શંકરનો ગૃહત્યાગ | ૫૦૦ | ,, |
| ૫૪ | શ્રી શંકરનો સંન્યાસ | ૪૯૯ | ,, |
| ૫૫ | શંકરની માતા આર્યાંબાનું અવસાન | ૪૯૩ | ,, |
| ૫૬ | ગોવિન્દ ભગવત્પાદનું નિર્વાણ | ૪૯૩ | ,, |
| ૫૭ | શંકરની કુમારિલ સાથે ભેટ | ૪૯૩ | ,, |
| ૫૮ | કુમારિલનો દેહત્યાગ | ૪૯૩ | ,, |
| ૫૯ | મંડનમિશ્રનો સંન્યાસ–સુરેશ્વરાચાર્ય | ૪૯૧ | ,, |
| ૬૦ | દ્વારકાપીઠની સ્થાપના | ૪૯૧ | ,, |
| ૬૧ | શંકરે લીધેલી નેપાલની મુલાકાત | ૪૮૮ | ,, |
| ૬૨ | હિમાલયમાં જ્યોતિર્મઠની સ્થાપના | ૪૮૬ | ,, |
| ૬૩ | પુરી ગોવર્ધનમઠની સ્થાપના | ૪૮૫ | ,, |
| ૬૪ | શૃંગેરીમઠની સ્થાપના | ૪૮૪ | ,, |
| ૬૫ | શ્રી શંકરાચાર્યનું મહાપ્રયાણ | ૪૭૭ | ,, |
| ૬૬ | શ્રી હર્ષના કાલનો આરંભ | ૪૫૭ | ,, |
| ૬૭ | ગુપ્તવંશના ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક | ૩૨૭ | ,, |
| ૬૮ | ગુપ્તકાલનો આરંભ | ૩૨૭ | ,, |
| ૬૯ | સિકંદરનું આક્રમણ | ૩૨૬ | ,, |
| ૭૦ | ઉજ્જૈનના વિક્રમાદિત્યનો જન્મ | ૧૦૧ | ,, |
| ૭૧ | ગુપ્તવંશનો અંત | ૮૨ | ,, |
| ૭૨ | વિક્રમાદિત્યનો રાજ્યાભિષેક | ૮૨ | ,, |
| ૭૩ | વિક્રમાદિત્યના સંવતની શરૂઆત | ૫૭ | ,, |
| ૭૪ | વિક્રમાદિત્યનાં કાલિદાસ વગેરે નવરત્નો | ૫૭ | ,, |
| ૭૫ | શાલિવાહન શકની શરૂઆત | ૭૮ | ઇ. સ. |

| | | | |
|---|---|---|---|
| ૭૬ | ભટ્ટોત્પલ | ૩૩૮ | ઈ. સ. |
| ૭૭ | ભાસ્કરાચાર્ય | ૪૮૬ | ,, |
| ૭૮ | ભોજરાજનો અભિષેક | ૬૩૮ | ,, |
| ૭૯ | શ્રી રામાનુજાચાર્યનો જન્મ | ૧૦૧૭ | ,, |
| ૮૦ | શ્રી મધ્વાચાર્યનો જન્મ | ૧૧૧૯ | ,, |
| ૮૧ | શ્રી રામાનુજાચાર્યનું નિર્વાણ | ૧૧૩૭ | ,, |
| ૮૨ | સ્થાણેશ્વરના મેદાનમાં યુદ્ધ | ૧૧૯૩ | ,, |
| ૮૩ | સ્વતંત્ર ભારત | ૧૯૪૭ | ,, |

ઉપર મુજબની કાલગણનામાં ભગવાન શ્રી આદ્યશંકરાચાર્યના જીવનકાલની મુખ્ય મુખ્ય તવારીખો આવી જાય છે. ઉપરાંત ભારતના ઇતિહાસના આધારભૂત પ્રસંગો પણ સ્પષ્ટ થઇ જાય છે, જેથી કાલગણનામાં હવે પશ્ચિમીય મત મતાંતરો પર ભારતીય વિદ્વાનો અને સંશોધકોને અવલંબન લેવું પડશે નહિં, એટલું જ નહિં, પરંતુ ભારતના ઇતિહાસ વિષે જે જે ગેરસમજો ઉભી કરવામાં આવી છે, તેનો ભારતીય સંશોધક વિદ્વાનોએ ભારપૂર્વક નિરાસ કરવો જોઇએ, તેમ જ ભારતીય સાચી તવારીખો વિષે બીજાં પણ આધારભૂત પ્રમાણો મળી આવે તેનો પ્રચાર કરવો જોઇએ.



— શ્રી જગદ્ગુરુ આદ્યશંકરાચાર્યજીને —

## મધ્યકાલીન પીઠાધીશ્વરો તથા મહાપુરુષોની

# ચિરન્તન શ્રદ્ધાંજલિ

શ્રી પદ્મપાદાચાર્ય—

> यद्वक्त्रमानससरःप्रतिलब्धजन्म-
> भाष्यारविन्दमकरन्दरस पिबन्ति ।
> प्रत्याशमुन्मुखविनीतविनेयभृङ्गाः
> तान् भाष्यवित्तकगुरून् प्रणतोऽस्मि मूर्ध्ना ॥१॥

જેના મુખરૂપી માનસરોવરમાં ભાષ્યરૂપી કમળનાં ફૂલના રસને રુચિ સાથે ઊંચું મુખ કરીને નમ્ર બનેલા શિષ્યરૂપી ભમરાઓ પીએ છે તે ભાષ્યરૂપી ધનવાળા ગુરુઓને હું મસ્તક વડે પ્રણામ કરું છું.

શ્રી સુરેશ્વરાચાર્ય—

> आशैलादुदयात् तथाऽस्तगिरितो भास्वद्यशोरश्मिभिः
> व्याप्तं विश्वमनन्धकारमभवद्यस्य स्म शिष्यैरिदम् ।
> आरात् ज्ञानगभस्तिभिः प्रतिहतश्चन्द्रायते भास्करः
> तस्मै शंकरभानवे तनुमनोवाग्भिर्नमः स्यात् सदा ॥२॥

જેનાં ચમકદાર યશરૂપી કિરણોથી ઉદયાચળ પર્વતથી તેમજ-અસ્તાચળ પર્વતથી વ્યાપ્ત એવું આ વિશ્વ અજવાળાવાળું થયું, અને જેના શિષ્યોનાં જ્ઞાનરૂપી કિરણોથી તાડિત થએલો સૂર્ય પણ ઠંડો પડી જાય છે, તે શંકરરૂપી સૂર્યને શરીર, મન અને વાણીથી હંમેશા નમસ્કાર હો.

श्री તોટકાચાર્ય—

येषां धीसूर्यदीप्त्या प्रतिहतमगमच्छाशमेकान्ततो मे
ध्वान्तं स्वान्तस्य हेतुर्जननमरणसन्तानदोलाधिरूढे ।
येषां पादौ प्रपन्ना श्रुतिशमविनयै भूषिता शिष्यसंघा
सद्यो मुक्ता स्थितास्तान् यतिवरमहितान् यावदायुर्नमामि॥३॥

જેમના જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશથી, જન્મમરણના હીંચકા ઉપર બેઠેલા મારા અજ્ઞાનરૂપી અંધકાર, સુખ માટે નાશ પામ્યા અને શ્રવણ, મનન, નિદિધ્યાસન, શમ વગેરે ગુણોથી શોભિત શિષ્યોનો સમુદાય જેમના ચરણને પામીને જલદી મુક્ત થઈ ગયો, તે શ્રેષ્ઠમુનિઓમાં પૂજિત (ભગવાન) ને હું જિંદગી સુધી નમન કરું છું.

શ્રી સર્વજ્ઞમુનિ—

वक्तारमासाद्य यमेव नित्या सरस्वती स्वार्थसमन्विताऽऽसीत् ।
निरस्तदुस्तर्ककलङ्कपङ्का नमामि तं शङ्करमर्चिताङ्घ्रिम् ॥४॥

જે બોલનારને પ્રાપ્ત થઈને વિતંડાવાદ અને કલંકરૂપી કાદવને દૂર કરનારી સરસ્વતી સ્વાર્થયુક્ત થઈ, તે શંકરનાં પૂજ્ય ચરણને હું નમું છું

શ્રી અપ્પૈયદીક્ષિત—

नानाभाष्याहृता सा सगुणफलगतिर्वैधविद्याविशेषे
तत्तद्देशाप्तिरम्या सरिदिव सकला यत्र यात्यब्धिभूयम् ।
तस्मिन्नानन्दसिन्धावतिमहति फले भावविश्रान्ति मुद्रा
शास्त्रस्योद्घाटिता ये प्रणमत हृदि तान्नित्यमाचार्यपादान् ॥५॥

અનેક જાતના ભાષ્યોથી આદર પામેલી ચૈતન્યતત્ત્વને સુખ આપનાર મુદ્રા જેમના વડે ઉઘાડાઈ છે અને વૈદિક વિદ્યાના પ્રકારથી

જલદી ફળ આપનારી અને તેને પાનને પામીને સુંદર બનેલી મુદ્રા બધી નદીઓ જેમ સમુદ્રને મળીને એકપણાને પ્રાપ્ત કરે છે, ઘણા આનંદને પ્રાપ્ત થઈને એક થએલી મુદ્રાથી યુક્ત તે આચાર્યના ચરણને હૃદયથી તમે બધા પ્રણામ કરો.

अधिगतभिदा पूर्वाचार्यानुपेत्य महस्रधा
सरिदिव महीभिदान संप्राप्य शौरिपदोद्गता ।
जयति भगवत्पाद श्रीमन्मुखाम्बुजनिर्गता
जननहरणी स्फुरितब्रह्माद्वैकपरायणा ॥ ६ ॥

હજાર પ્રકારના પૃથ્વીના ભેદોને દૂર કરતી ગંગાજીની માફક જેમણે ભેદ પ્રાપ્ત કર્યો છે, તેવા પહેલાંના આચાર્યોને પામીને શંકરાચાર્યનાં શોભાવાળાં મુખમાંથી જે ઉપદેશ નીકળ્યો તે જન્મમરણ હરનાર ઉપદેશ એકપણાને પામ્યો.

येनाधीतानि शास्त्राणि भगवच्छङ्कराह्वयात् ।
निस्तोपस्त्रिमूर्धालिमालालीढाङ्घ्रिपङ्कजात् ॥

બધાજ પંડિતો કે જેમણે ભગવાન શંકરાચાર્યનાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, તેમનાં મસ્તકો, તેમનાં (શંકરાચાર્યનાં) ચરણ-કમલોને અડકે છે.



# આદ્ય શંકરાચાર્ય મહારાજને દેશ-વિદેશના મહાપુરુષોનાં પ્રશંસાવંદન



**રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદ :-**

ભગવાન શંકરાચાર્યના નામે કેવળ ભારતને જ નહિ, સારા વિશ્વને મંત્રમુગ્ધ કર્યું છે. ૩૨ વર્ષની ટૂંકી આયુમાં તેઓશ્રીએ તત્ત્વજ્ઞાનનો પૂર્ણ અભ્યાસ કર્યો. ઉપરાંત અગાધ લેખિનીનો પરિચય આપી કન્યાકુમારીથી હિમાલય સુધીની પદયાત્રા કરી તેની આપણે વિસ્મયતાથી પ્રશંસા કરીએ છીએ.

**પંડિત જવાહરલાલ નહેરુ :-**

દક્ષિણભારતમાં દૂર મલબારમાં જન્મ ધારણ કરીને તેઓશ્રીએ (શંકરાચાર્યે) સારાએ ભારતમાં સતત મુસાફરી કરી અસંખ્ય માનવ-સમુદાયને મળી, તેમની સાથે દલીલો કરી, (તર્કશક્તિ, વાદવિવાદ, પુરાવાથી પોતાની પ્રચંડ ઉત્સાહશક્તિના એક પાસામાં ભેળવીને તેમની ચેતનાશક્તિમાં તે સર્વને સમાવી દીધાં, તેઓ સ્પષ્ટ રીતે તેવા (અવતારી) મનુષ્ય હતા. પોતાના ધર્મસંદેશાથે અતિશય વાકેફ ભાવશુદ્ધ હતા.) તેઓશ્રી એ પુરુષ હતા કે જેમણે કન્યાકુમારીથી માંડી હિમાલય સુધી અખિલ ભારતને પોતાની કર્મભૂમિનું વિશાળ ક્ષેત્રસમું નિહાળ્યું હતું. સાંસ્કૃતિક દૃષ્ટિએ એક ભાળ્યું હતું. એકજ પ્રાણથી પુરાએલ

જોયું હતું. જોકે બહારની ભૂમિકાએ તેઓશ્રીએ તે સમયના ભારતના વિવિધ પ્રકારના પ્રવાહોથી પીડાતા દુઃખી માનસને સંગઠિત કરવા અને તે ભિન્નતાની દૃષ્ટિને સંયોજીત કરવા અથાગ પ્રયાસો કર્યા. ૩૨ વર્ષનાં પરિમિત જીવનમાં તેઓશ્રીએ અસંખ્ય દીર્ઘ જીવનનું કાર્ય કર્યું અને પોતાના શક્તિશાળી માનસની અને પ્રભાવશાળી વ્યક્તિત્વની ભારત ઉપર એવી છાપ પાડી કે જે આજે પણ પ્રત્યક્ષ પ્રમાણ છે.

## કુમારી માર્ગારેટ નોબલ [અમેરિકાનાં ભગિની નિવેદિતા]

"પશ્ચિમના લોકો ભાગ્યે જ શ્રી શંકરાચાર્ય જેવી વ્યક્તિની કલ્પના કરી શકે, આસીસીના ફ્રાન્સીસની એકનિષ્ઠ ભક્તિને, અબેલાર્ડની બુદ્ધિશક્તિને, માર્ટિન લ્યૂથરનાં પ્રતાપી પુરુષાતન અને સ્વાતંત્ર્યપ્રિયતાને, અને ઈગ્નેશિયસની રાજદ્વારી કાર્યસિદ્ધિને આપણે સહર્ષ વિસ્મયતાથી વિચારીએ છીએ પણ આ બધાયનો ત્રિવેણી સંગમ એકજ પુરુષમાં હોય તેની કલ્પના કોણ કરી શકે ?"

## ચાર્લ્સ જહોન્સ્ટન (ઇંગ્લેન્ડ) :-

"આપણે મહાન ઉપનિષદોનું આ પ્રમાણે વર્ણન કરીશું ! સૂર્યના પ્રકાશમાં ચમકતાં અથવા કે જાણે રાત્રે તારલાથી સ્વચ્છ પ્રતિબિંબિત બરફનાં પાણીથી ઉભરાતા પર્વતનાં પ્રશાંત, ગાઢ, નિર્મળ સરોવરો ! શ્રીમદ્ ભગવદ્ગીતા માનો કે જાણે તળેટીનું સરોવર છે ? જ્યાં તે બધાં જ્ઞાનભંડારના જળ ભારતનાં બાળકોના જુસ્સા સારૂ ભારતના ઇતિહાસ રૂપી તપોવનમાંથી વહીને ત્યાં એકત્રિત થાય છે ત્યારબાદ આપણે જોઇએ કે બ્રહ્મસૂત્રમાં ચતુષ્કોણીય જળાશય છે ? જ્યાં પવિત્ર, પ્રશાંત અનુક્રમ ઊચાઈનાં જળ કે જે માનવપુત્રોના જીવન માટે ચીવટથી સપ્રમાણ વિભાગીકરણ કરવા અર્થે ત્યાં એકત્રિત થાય છે."

"તો આપણે આદ્ય ગુરૂ શંકરાચાર્ય વિશે શું વિચારીશું ? શું તેઓ આ પવિત્ર જગના નથી કે જેમણે પોતાના વિવેચનથી, પ્રથમ ઉપનિષદોરૂપી પર્વતનાં સરોવરોને પછી પ્રશાંત ભગવદ્‌ગીતારૂપી નંદનવનનાં સરોવરોને અને છેવટે સૂત્રરૂપી ઊંડાં જળાશયોને પોતાનાં ઉદાર અને પ્રગલ્ભ જ્ઞાનરૂપી જ્વલંત ઝરણાં અને નાનાં નાનાં સરોવરોથી ભરી, પ્રબોધ–તીવ્ર બુદ્ધિ વિવેકી સુડામણિ સમા સમયનાં દોષદર્શણોને ઢાંકી દઇને તે વહેણોને ઘેરી લીધાં !"

કર્નલ જેકબ :–

"આટલું તો કબુલ કરવું રહ્યું કે જે, ઉપનિષદોના વિરોધાભાસનો સુમેળ સાધી અને તેને પ્રમાણશુદ્ધ તથા પૂર્ણ અનુરોધી ભાષાંતર બનાવવાનો યત્ન કરાવાય તો શંકરાચાર્યની પદ્ધતિ એ એકજ છે જે તેમ કરવાને શક્ય નીવડી છે."

ડા. થીબોર :–

શંકરની રીત–પદ્ધતિ એ અન્ય નિર્મૂળ કરવાની ઇચ્છાવાળાની અસ્તિત્વમાં આવેલી રીતોના મતભેદોને બહાર પાડવામાં શક્તિમાન બની છે અને હજુ પણ તેમની કાર્યપ્રણાલીની તરફેણમાં વધુ મહત્વના ઉમેરા થવાની આવશ્યકતા છે. તે કેવળ બીજી ધાર્મિક કાર્યપ્રણાલિકાઓના કરતાં વધુ ગળે ઉતરે તેવી છે. ઉપનિષદોના ઉપદેશવાળા સિદ્ધાંતો તેમજ માન્યતાઓનાં અવૈદિક તત્વોનાં સંગઠન સામેના સ્થિતિચુસ્ત પ્રતિકાર્યનો અદ્વૈતસિદ્ધાન્ત નિર્દેશ કરે છે.

શંકરનું તત્વજ્ઞાન પૂર્ણ તથા બાદરાયણના સૂત્ર કરતાં ઉપનિષદોના ઉપદેશની નિકટ રહેલું છે. ઉપનિષદોના સંપૂર્ણ ઉપદેશોને ટૂંકાવીને વિરોધાભાસથી મુક્ત કરી યથાયોગ્ય પદ્ધતિમાં ગોઠવવાનું કાર્ય ખરેખર દુષ્કર

છે. પણ ખરેખર આપણે કબુલ કરવાને તૈયાર છીએ કે શંકરની પદ્ધતિ ઘણેખરે અંશે એક ઉત્તમ યોજેલી પદ્ધતિ છે. કોઈપણ જાતની આનાકાની કર્યા વિના આપણે કબુલ કરવું જોઈશે કે શંકરનો અદ્વૈતસિદ્ધાન્ત પ્રમાણિકપણે ઉપનિષદોમાં દૃષ્ટિગોચર થતા ઉપદેશમાં એક દૃષ્ટિબિંદુનું નિરૂપણ કરે છે. દા. ત. બ્રહ્મની સાથે ગમે તેવા મૂળ સંબંધો હોય તો પણ મુનિઓનો આત્મા અગર વ્યક્તિત્વ અન્તમાં તે વિશ્વાત્મામાં પૂર્ણપણે વિલીન થાય છે અને અભેદરીતે એકાકાર બને છે.

રેનેગ્યુનોન (ફ્રાન્સ) :–

"સાચું જોવા જતાં તો બ્રહ્મસૂત્ર કે જે સીધી અને પૂરેપૂરી રીતે ઉપનિષદો ઉપરજ અવલંબાયેલું છે તે તેનાથી કોઈપણ બાજુએથી ફંટાતું નથી, કેવળ તેમનું સંક્ષિપ્તીકરણ સહેજ અસ્પષ્ટતા રાખવે છે. જ્યારે બીજાં કોઈ વિવેચન ભાષ્યથી તે જુદું પડે છે અને જેઓ તેમાં પ્રમાણયુક્ત રીતે પરાપૂર્વ રૂઢિનુ પ્રમાણયુક્ત સમર્થન કરી તેને એમ પ્રસ્થાપિત કરે છે તેમને થોડું તેમ કરવાનું બહાનું મળે છે. શંકરાચાર્યે ઉપનિષદોના અગત્યના વિષયોને અનુમાન સિદ્ધ કરી સંપૂર્ણ રીતે ખીલવ્યા. તેમનાં પ્રમાણયુક્ત સમર્થન માટે જેઓ ખરેખર હિન્દુઓની પરંપરાઓના સાચા સત્યથી અજ્ઞાન છે તેઓજ સવાલ ઉઠાવશે અને જેમનો મત આખરે દમ વગરનો હશે. તેથી કરીને સામાન્ય રીતે તેમના જ વિવેચનને આપણે અન્યના વિવેચન કરતાં વધારે પસંદ કરીશું."

સર જોન વુડરોફ (આર્થર એવેલોન)—

"બીજાઓએ વેદાન્તસૂત્ર અને ઉપનિષદો ઉપર વિવેચનો અને પુસ્તકો લખ્યાં છે પરંતુ શંકરના જેટલી આ પવિત્રભૂમિ ઉપર બીજા કોઇના પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રખાઈ નથી. એટલું તો નોંધપાત્ર છે કે

રોમનકેથોલિક, પાદરી પ્રચારકોએ પણ વેદાન્ત અને ખ્રિસ્તીધર્મના તત્ત્વજ્ઞાનમાં ઘણું સામ્ય શોધી કાઢ્યું છે (Vedanta Vindicated by Rev. J. F. Pessein) અને જ્યાં સુધી તેમનો સ્થાપિત મત પહોચે ત્યાં સુધી શંકરની ટીકાને માન્ય કરી છે. પ્રપંચસાર આગળ જેમ કહેવાયું છે તેમ તે પ્રકારનું પ્રથમ પુસ્તક છે અને તેણે સાબિત કરી બતાવ્યું છે કે સાધનાનાં બધાં જ જુદાં જુદાં સ્વરૂપ કે જે હાલમા સામાન્ય રીતે હિંદુત્વને નામે ઓળખાય છે તેને વેદાત સાથે મળતાપણું છે અને બધાજ મંત્રો પરમ બ્રહ્મને પ્રાપ્ત કરવાનાં સાધન જ છે. હિંદુ અનેક દેવોને ભજનો નથી. તેને પોતાના ધર્મને માટે જેટલું માન છે તેટલુંજ બીજાનાને માટે પણ છે. [ Post script to the introduction to Prapanchsara, Vol. XVIII of the Tantrik · Test edited by Arther Avalon. [

માનનીય જે. એફ. પેસેંઇ—

દુન્યવી વસ્તુઓથી જાતપોષણમાં સંતુષ્ટ રહેનારા દૈહિક દૃષ્ટિવાળાઓ સાથે સતત સંગ્રામ એટ્રે દુનિયાને પરમાત્માની સત્તા નીચે મૂકવાનું બધું માન શંકર અને તેમના શાસ્ત્રાર્થને જાય છે કે જેમની રચના અને અસ્તિત્વ પણ તેમને આભારી છે. શંકર જાણતા હતા કે બીજાનું પરાધીન અસ્તિત્વ તે જ ઇશ્વરનું હદરૂપ બંધન છે. (Vedanta Vindicated by J. F. Pessein Page 8)






૯ પરકાય પ્રવેશ.

૧૦ સ્વદેહમાંથી ઉત્થાન.

૧૩ પદ્મપાદને માતુલદ્વારા વિશ પ્રાશન.

૧૭ છેવટે ગુહાપ્રવેશ.

# — વેદાન્ત તત્ત્વ —



ડા. પુલ ડ્યુસેન

તત્ત્વજ્ઞાન અધ્યાપક, કીલ વિશ્વવિદ્યાલય — જર્મની.

[૨૫ મી ફેબ્રુઆરી ૧૮૯૩, શનિવારના રોજ રોયલ એશિયાટિક સોસાયટીની મુંબઇ શાખા સમક્ષ સંબોધેલ વ્યાખ્યાન]

ભારતની મારી મુસાફરીમા મેં સંતોષકારક અવલોકન કર્યું છે. તત્ત્વજ્ઞાનમા જ્યારે યુરોપીય આર્યન જાતિનાં મહાન કુટુંબની શાખાઓ કે જે વધારે ઉદ્યોગી - ચંચળ છે પણ જે ઓછી ચિંતનશીલ છે અને જ્યાં અનુભવસિદ્ધથી ચાલનારા વાસ્તવિકવ દવાળાના કુદરતી પરિણામ સ્વરૂપે દિનપ્રતિદિન જે જડવાદ વધતો જ ગયો છે; જ્યારે આત્મતત્ત્વવિદ્યા કે જે અગત્યના તત્ત્વજ્ઞાનનું મધ્યબિંદુ અને હૃદય છે તેને ઘણા થોડા જ મનુષ્ય કે જેઓમાં આધુનિક યુગનો સામનો કરવાની હિંમત છે તેઓ આધારભૂત ટેકો આપે છે—ત્યારે આપણા પૌર્વાત્ય બાંધવોએ હજુ પણ વધારે સારી સ્થિતિમા રહિને ચાલુ રાખ્યો છે.

આપણા આ દુર અઢી સડેલા યુગની અસરે ભારતના પુરાતન સમયના ધર્મ અને તત્ત્વજ્ઞાનને તથા રૂઢિઓને ઉથલાવીને હજુ ફેંકી દીધા નથી. ભારતનાં ઘણાખરાં પુરાતન દર્શનશાસ્ત્ર સાચું જોતા જૂના ઇતિહાસ દર્શન છે. સાંખ્યશાસ્ત્રનાં અનુયાયીઓ ક્વચિત નજરે પડે છે તે વ્યાકરણ અને ગણિતશાસ્ત્રની જેમ ન્યાયે પણ બુદ્ધિના કવાયત સરતની જેમ સંસ્કાર ખમાડાયેલા છે. પણ વેદાંત પુરાતન કાળની

જેમ હાલ પણ વિચારયુક્ત હિન્દુનાં મન અને હૃદયમાં વાસ કરીને રહેલ છે. ખરેખર અહીંઆં પણ વેદાંતિક અલૌકિકતત્ત્વવિદ્યાની પવિત્રતાને મનુષ્યમાં રહેલા કુદરતી વાસ્તવિકતાવાદને વશ થઈ શંકરના અદ્વૈતવાદમાં ઘુસી જઈ ખોટા અર્થવાળી ભિન્નતા અને રૂપાંતર ઉત્પન્ન કરી મૂક્યાં છે કે જે વિશિષ્ટ – અદ્વૈત, દ્વૈત, રામાનુજ, મધ્વ અને વલ્લભનાં શુદ્ધાદ્વૈતનાં નામથી જાણીતાં છે – પણ ભારત હજુ સુધી તેમના આ વિવિધ અવાજોથી ભ્રષ્ટ થયું નથી અને વેદાંતીના સેંકડે ૧૫ ટકા રામાનુજ નિષ્ઠાવાળા છે – ૫ ટકા મધ્વ, ૫ ટકા વલ્લભ સંપ્રદાયના અને ૭૫ ટકા શંકરાચાર્યના અનુયાયીઓ છે (આ હકીકત મને શંકરના કટ્ટર વિરોધી અને રામાનુજના ચુસ્ત અનુયાયીઓ અને વિશ્વાસપાત્ર વ્યક્તિઓ પાસેથી પ્રાપ્ત થએલી છે.)

આ હકીકત ગરીબ ભારત માટે તેની કમનશીબીમાં આશ્વાસન રૂપ નીવડે તેમ છે, કારણ કે અનંત લાભ નશ્વર કરતાં ચડિયાતો છે; અને વેદાંત પદ્ધતિ કે જે ઉપનિષદો અને વેદાંત સૂત્રના આધારે રચાએલાં છે અને જે શંકરની ટીકા વિવેચન સહિત છે—જે કેન્ટ અને પ્લેટોના હરોળનાં છે. તે મનુષ્ય જાતિનાં શાશ્વતમત્વ અન્વેષણનો મહામૂલો બુદ્ધિનો પરિપાક છે કે જે હવે હું શંકરના અદ્વૈતવાદની ટૂંકી રૂપરેખના આધારે અને મુખ્ય સિદ્ધાંતોના પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાને અત્યાર સુધી બહાર પાડેલી સિદ્ધાંતોની સરખામણીથી વર્ણવીશ.

શંકરે કહ્યું તેમ ઉપનિષદને સર્વસત્તાધીશ અને સ્પષ્ટ સત્ય લેતાં તે ही વસ્તુઓમાંથી અનુરૈખિક તત્ત્વજ્ઞાનની પદ્ધતિનું માળખું બાંધવું તે સહેલ વાત નથી. કારણ કે ઉપનિષદ ઇશ્વરજ્ઞાન વિદ્યામાં, વિશ્વોત્પત્તિમાં અને માનસશાસ્ત્રની બાબતમાં ખૂબ વિરોધાભાસી છે આથી કેટલાક ફકરામાં અમને વિવિધ પ્રકાર ભરપૂર હારેલો છે અને ફરી પાછા આપણે ન.ગીએ દીએ કે બધા તે મનુષ્યના હૃદય અને સમજ બહારની વસ્તુ છે. તેથી કરીને કેટલાક સમન્વયતા દેખાડી પ્રાપ્ત થાય છે કે બધાથી જગતની

ચિરન્તન

ઉત્પત્તિ કેવી રીતે થઇ ? અને ફરી પાછું કથન થાય છે કે બ્રહ્મથી રહિત કોઇ બીજું વિશ્વ નથી અને તરેહ તરેહની જે વસ્તુઓ છે તે કેવળ મિથ્યા છે અને ભ્રમ છે. આવી રીતે સમારનાં કપોલ-કલ્પિત વર્ણનો, ભ્રમિત આત્માનું સ્વર્ગમા સિધાવવું અને ફરી પાછા પૃથ્વી ઉપર આવવું. ઉપરાંત ફરી પાછા વાગીએ છીએ કે સંસાર છે જ નહિ અને આત્માની વિવિધતા પણ નથી પણ એક જ આત્મા પ્રાણીમાત્રમા સંપૂર્ણ રીતે અભેદ રહેલો છે સ્વભાવિક ઉત્પન્ન થએલી મુશીબતો અને અનેક રીતે વિરોધાભાસી મતોનો સામનો કે જે શંકરે નહિ તો નમવા દીધો કે નહિ તેમને અપનાવી લીધો પણ અદ્ભુત રીતે વચલો રસ્તો કાઢયો કે જે નોંધપાત્ર છે કદાચ ખ્રિસ્તી સ્વમતવાદીઓના ગભરાટનુ અનુકરણ કરીને ઉપનિષદનાં તત્ત્વમાંથી તેઓશ્રીએ પદ્ધતિઓ રચી કાઢી છે. એક ગુપ્ત ( તત્વજ્ઞાનના વ્યાખ્યામા તેમણે તેને નિર્ગુણવિદ્યા અને કોઇવાર પારમાર્થિક અવસ્થા કહી છે.) જે તે તત્વવિદ્યામાં આત્મવિદ્યાનુ સત્ય સમાએલું છે કે જે દરેક ગભથમા અને દરેક દેશમા કવચિત જ થોડા મનુષ્યની સમજશકિતમા આવે તેમ છે અને બીજું પ્રગટજ્ઞાન ( સગુણ વિદ્યા, વ્યાવહારિક અવસ્થા ) આમ જનતા માટે કે જેમને મૂર્તિઓની – જરૂર છે. નહિ કે ગૂઢ સત્ય ભકિતની કે ધ્યાન સમાધિની. હવે હું તે ગુપ્ત વિદ્યા અને પ્રગટ વિદ્યા ( Esoteric and ecotrice) ને ચાર મુખ્ય દિશાઓમા ભાગના પાડી તમારી સમક્ષ રજુ કરીશ કે જેમા શંકરની પદ્ધતિ સમાએલી છે અને જે દરેક પૂર્ણજ્ઞાનની પદ્ધતિમાં સમાએલી હોવી જ જોઇએ.

(૧) બ્રહ્મજ્ઞાન : ઈશ્વરવાદ–તાત્ત્વિક સિદ્ધાંત
(૨) વિશ્વોત્પત્તિ વિષયક : દુન્યવીજ્ઞાન.
(૩) અધ્યાત્મવિદ્યા : આત્મા વિષે જ્ઞાન.
(૪) પરલોકજ્ઞાન : મૃત્યુવાદ.

## ૧ બ્રહ્મજ્ઞાન.

ઉપનિષદ, બ્રહ્મની પ્રકૃતિનાં વિવિધ પ્રકારનાં વિપરીત અને
કલ્પિત વર્ણનોથી ઉભરાય છે. તે સર્વવ્યાપી આકાશ છે, સૂર્યમાં
પુરુષ છે, ચક્ષુમાં પુરુષ છે, સ્વર્ગ તેનું શિર છે, સૂર્ય અને ચંદ્ર જેનાં
લોચન છે, પવન જેનો શ્વાસ છે, પૃથ્વી જેનો બાજઠ છે, દુનિયાના
આત્મા જેવો મહાન છે અને આપણામાં વસેલા આત્મા જેવો નાનો
છે; તે એકજ ઇશ્વર છે. તે પરમાત્મા છે કે જે મનુષ્યનાં કર્મોનો સારો
નરસો બદલો આપે છે. આ બધાં જ વિ.વિધ પ્રકારના વર્ણનો શંકરે
પ્રગટજ્ઞાન – બ્રહ્મના ત્રિગુણ વિદ્યાના વિશાળ પડદા પાછળ એકઠાં કર્યાં
છે કે જે અનેક વિદ્યાનો ભંડાર છે અને જેના થકી પરમાત્મા
સમક્ષ જીવ જ્ઞાનવડે નહિ પણ ભક્તિ દ્વારા જઇ શકે છે. દરેક
(વિદ્યાને) તે પોત પોતાનાં ફળ છે. ધ્યાન રાખો કે પરમાત્માની સગુણ
ઇશ્વરની કલ્પના કેવળ પ્રગટજ્ઞાન જ છે અને આત્મા સંબંધી એક જ
પ્રકારનું જ્ઞાન અર્પતી નથી અને ખરેખર જ્યારે આપણે વ્યક્તિત્વનો
ખ્યાલ કરીએ તેના સંબંધમાં કેટલો સંકુચિત, પરમેશ્વરના તત્ત્વનો જ
એક ભાગ કેવો "અહમ્" સાથે નિકટમાં આવીને જોડાએલો–ઇશ્વરને
આટલો નીચી કક્ષાનો વ્યક્તિત્વવાળો માનવાને કોણ વિચાર સરખો
પણ કરે ?

પ્રગટજ્ઞાનના અતિ જલદ વિરોધવાળું જ્ઞાન તે ગુહ્યવિદ્યા
અથવા આત્માની નિર્ગુણ વિદ્યા. તેનો મૂળભૂત સિદ્ધાંત તે એ કે
ઇશ્વર સંબંધી મનુષ્યના વિચાર અને વાણીની ઉત્કૃષ્ટ અગમ્યતા–
ગહનના અને બૃહદારણ્યક ઉપનિષદનું વારંવાર વપરાતું પ્રખ્યાત સૂત્ર
'નેતિ નેતિ' વગેરે આત્માને જાણવા તમે ગમે તેટલા પ્રયત્ન કરો,
ગમે તેનું ગમે તે પ્રકારે વર્ણન કરો, હું હમેશાં કહું છું કે ન ઇતિ–
ન ઇતિ–તે તેવો નથી, તે તેવો નથી. તેથી કરીને શાણા ભાવે જ્યારે

ચિરન્તન

રાજાએ બાષ્કલિને બ્રહ્મને સમજાવવાનું કહ્યું ત્યારે શાંત ભાવ ધારણ કર્યો. અને જ્યારે રાજાએ ફરી ફરી પ્રાર્થના કરી ત્યારે ઋષિએ પ્રત્યુત્તર આપ્યો. "હું તને કહું છું પણ તું સમજતો નથી.' **शान्तोयं आत्मा'** આ આત્મા શાન્ત છે." હવે આપણે કેન્ટના તત્વજ્ઞાનથી જાણીએ છીએ કે ભાવનો જવાબ ખરો હતો. આપણે જાણીએ છીએ કે આપણાં મન-બુદ્ધિની રચના ( કે જે હંમેશને માટે સ્વભાવજન્ય અંતર્જ્ઞાનનારૂપ, અવકાશ, સમય અને કારણત્વથી બંધાએલી છે) આપણને અવકાશ રહિત, કાળ-સમય રહિત ઈશ્વરની શાશ્વતતાનાં જ્ઞાનથી હંમેશને માટે દૂર રાખે છે. તેમ છતાં આત્મા, જીવાત્મા આપણે માટે અગમ્ય નથી, આપણાથી દૂર પણ નથી અને તે બધી રીતે અને સંપૂર્ણ રીતે આપણામાં આત્મજ્ઞાનના અસ્તિત્વરૂપે રહેલ છે અને અહીંજ બહારની દેખાતી દુનિયાંમાંથી પાછા વળી આપણા સ્વભાવના અંતર્ગત છૂપા ઊંડાણમાં ઈશ્વર નજીક આવીએ છીએ. કેવળ જ્ઞાનથી નહિ, પણ અનુભવથી આપણામાંના તાદાત્મ્યતાના સુમેળથી આપણે આપણાપણામાં ભળી જવાથી જ્ઞાન કે જેમાં પદાર્થ અને વિષય બંને એક બીજાથી જુદાં છે તેમાં અને અનુભવ કે જેમાં બંને એકબીજાને અનુસરે છે તેમાં ફેર છે. જે અનુભવ દ્વારા મહત્ બુદ્ધિથી "**अहं ब्रह्मास्मि**" પદ પ્રાપ્ત કરે છે તેને શંકર સમ્પ્રધાનમ્ – સંપૂર્ણ સંપાદન કહે છે અને ખરેખર તે તેની ઇચ્છા રાખે છે કે જેણે પોતાની જાતને વિદ્યમાન દરેક વસ્તુના સર્વાંગી સારાંશરૂપે ઓળખી છે અને જાણી છે.

## ૨. વિશ્વોત્પત્તિ વિષયક [દુન્યવી જ્ઞાન]

અત્રે આપણે ફરીથી સગુણ અને નિર્ગુણ મતનો તફાવત જોઈએ. જો કે શંકરે તેમની પદ્ધતિના બીજા ભાગોમાં જુદું પાડયું છે, તેમ આમાં સ્પષ્ટ રીતે જુદું પાડયું નથી કુદરતી પણ અવિદ્યાનું ઐહિક પ્રગટજ્ઞાન કે જેમાં આપણે જનમ્યા છીએ, તે આ દુનિયાને સત્ય

સમજે છે અને બ્રહ્મનો સંપૂર્ણ આધાર બ્રહ્મનાં કલ્પિત સૃષ્ટિનાં સર્જનને આભારી છે એમ માને છે. તેથી ઐહિકસૃષ્ટિની રચના ખ્રિસ્તીમત પ્રમાણે પણ ઉપનિષદના જુદા જુદા પ્રખ્યાત ફકરાઓમાં દર્શાવી છે પણ આ નિરાકાર કારણથી ઉત્પન્ન થએલ લૌકિક સૃષ્ટિની અનંતતાના વિના કારણ વહેણ પછીનું અમુક સમય સુધીનું તે કાર્ય કેવળ કુદરતી વિજ્ઞાન અને મનુષ્યની તર્કશક્તિથી વિરૂદ્ધ છે, એટલું જ નહિં પણ વેદાંતના એક મુખ્ય સિદ્ધાંતની વિરૂદ્ધ છે કે જે આપણે આગળ જોઇશું તેમ બોધ આપે છે અને આપવો જ જોઇએ. આત્માના પરિભ્રમણનુ અખંડપણું "संसारस्य अनादित्वम" અગ્રેજ શંકરનો ઉપયોગ ઘણો જ ચાલાક અને અનુકરણીય છે. ઉપનિષદમાં હમેશને માટે ટૂંક સમયનાં સર્જનને બદલે તેઓશ્રી બોધ આપે છે કે દુનિયા મહાયુગમાં સર્જાય છે અને યુગાન્તે ક્ષમાં લય પામે છે. આ અરસપરમની ઉત્પત્તિ અને લય-પ્રવર અનંતતામાથી ચાલ્યા જ કરે છે અને આપણી પદ્ધતિ અનુસાર કોઇ સૃષ્ટિરચનાને પ્રથમ સ્થાન આપી શકાય નહિ અને આપણે હમણા જોઇશું તેમ તે સાબુત કારણોને લઇને જો આપણે પૂછીએ કે "પરમેશ્વરે સૃષ્ટિની રચના શાથી કરી" આ પ્રશ્નનો જવાબ ઘણુંખરૂં બહુ જ અસંતોષકારક મળે છે. તેના (ઇશ્વરના) પોતાના સ્તુતિવાદ માટે? આટલો મોટા અભિમાનનો આરોપ આપણે તેના ઉપર કેવી રીતે મૂકી શકીએ? તો શું તેના પોતાના ખાસ કોઇ આનંદ વિનોદ માટે? તો પછી તે તો આ રમકડાં વિનાનો શાશ્વત છે—અનંત છે. તો શું માનવ પ્રેમથી જે વસ્તુની હયાતી જ નથી તે કેવી રીતે પ્રેમ કરી ચાહે? દુ:ખ અને અનંત વેદના માટે લાખો જીવનાં સર્જનને પ્રેમ પણ કેવી રીતે કહી શકાય? વેદાતનો તેને માટે સારો જવાબ છે. અખંડ-નિરંતર નવસૃષ્ટિના સર્જન-નિર્માણ એ નીતિ નિયમાનુસાર જરૂરી છે, અને તે વેદાન્તના પ્રગટ જ્ઞાનના મુખ્ય અને મધ્યવર્તી સિદ્ધાંત સાથે સંકળાયેલું છે, જેને આપણે સંસારનો સિદ્ધાંત કહીશું.

'મનુષ્ય' શંકર કહે છે કે છોડ જેવો છે, તે ઉગે છે, ખીલે છે અને અંતે તે મરી જાય છે પણ જડમૂળથી નહિ. કારણ કે છોડની જેમ મરતાં પણ પાછળ તે બીજ મૂકી જાય છે કે જેના પરિણામ સ્વરૂપે તેના ગુણધર્મને આધારે એક નવો છોડ ઉત્પન્ન થાય છે. તે મુજબ મનુષ્ય મરતાં પોતાનાં કર્મો છોડતો જાય છે. જીવનનાં સારાં અને નરસાં કૃત્યો–જે આ પછી આવતા પુનર્જન્મમાં સારાસારના બદલામાં પ્રાપ્ત થાય છે. કોઇ જીવ પ્રથમ હોઇ શકે નહિ કારણ કે તેનાં પૂર્વનાં કર્મોનાં ફળ-સ્વરૂપ તે છે.–તે, છેલ્લો પણ હોઇ શકે નહિ કારણ કે તેનાં કર્મોને બીજા જીવનમાં પ્રાયશ્ચિત કરવું જ પડે છે. આવી રીતે સંસારનું મૂળ કે છેડો છે જ નહિ અને બ્રહ્મમાં લય થયા પછીનું પુનર્વીકરણ–પુનઃસર્જન તે નીતિ નિયમાનુસારને આભારી છે. ખાસ કરીને અહીં ભારતમાં સંસારની આ વિપત્તિમાં આશ્વાસન જેવા મહાન સિદ્ધાંતને નિર્દેશ કરવાની આવશ્યકતા નથી કે જે જીવનનાં આકર્ષણોનું નીતિ–બાધક છે. અત્રે મારે નિર્દેશ કરવુંજ રહ્યું કે, સંસાર જોકે સિદ્ધ સત્ય નથી તેમ છતાં સત્યનો કલ્પિત સંકેત છે કે જે આપણી બુદ્ધિ શક્તિથી અગમ્ય છે. પુનર્જન્મનો આ સિદ્ધાંત કેવળ જેટલો સ્થળ અને કાળ સમયના રૂપમાં સમાએલો છે તેટલે અંશે કલ્પિત છે કે જે સાચી રીતે સ્થળ અને સમય રહિત છે અને તેથી જ કરીને આપણી તર્કશક્તિ અને સમજશક્તિની બહાર છે. આ કારણથી સંસાર–સગુણ વિદ્યા, નિર્ગુણ વિદ્યા વચ્ચે જેટલું અંતર છે તેટલે અંતરે સત્યથી છે. તે જાતે જ શાશ્વત સત્ય છે પણ (આપણે જ્યારે તેને જુદી રીતે માનીએ છીએ) સત્ય તેના લાક્ષણિક રૂપમા આપણી માનવ પ્રાણીની સમજમાં ઉતરે છે? વેદાન્તનાં પ્રગટ જ્ઞાનની આ જ વિશિષ્ટતા છે. જ્યારે નિર્ગુણવાદ તાત્વિક સત્યની શોધ માટે પ્રયાસ કરે છે.

હવે આપણે બ્રહ્માંડનાં ગુપ્ત જ્ઞાન વિષે આવીએ છીએ કે જેનો સાદો સિદ્ધાંત એ છે કે સાચા સ્વરૂપમાં સૃષ્ટિના વિવિધ પ્રકાર

આ દિશામાં વળ્યા અને પરમેનાઇડઝના તે સુજ઼્બના બનાવેલા માર્ગે પ્લેટો પણ તેજ સત્યને વળગ્યો. જ્યારે તેણે જાણ્યું અને ઉપદેશ દીધો આ દુનિયા તે પડછાયાની દુનિયા છે અને સત્ય આ પડછાયામાં નથી પણ તેની પાછળ છુપાએલું છે. પ્લેટોવાદ અને વેદાંતવાદનો સુમેળ અહિં આશ્ચર્યજનક છે. પરંતુ બન્નેએ આત્મવિદ્યાનાં સત્યને અંતર્જ્ઞાનથી ગ્રહણ કર્યું છે. તેમનો વિચાર સારો છે પણ તેઓ પુરવાર કરી શક્યા નથી અને તેટલે અંશે તેઓ દોષયુક્ત છે અને અત્રે ભારતના અને ગ્રીસના ચિંતકોને માર્ગદર્શન અને પ્રકાશ ફેંકતું કેન્ટનું તત્ત્વજ્ઞાન આવ્યું કે જે તદ્દન બીજે માર્ગે વળી ગયું છે. વેદાન્તવાદ કે પ્લેટોવાદનાં અંતર્જ્ઞાનનું નહિ પણ ગૂઢ તર્કવિતર્ક અને વૈજ્ઞાનિક સાબિતીવાળું છે. કેન્ટનું મહાનકાર્ય માનવ માનસનું પૃથક્કરણ કરે છે. લોકની જેમ ઉપરછલ્લીઉં નથી પણ તેના ગાઢ ઊંડાણમાં છે અને તેમ કરતાં કેન્ટે દુનિયાની અને ની વિસ્મયતા વચ્ચે શોધી કાઢ્યું કે દુનિયા બહારના ત્રણ આવશ્યક સ્તુઓ—જેવી કે કાળ, સમય અને કારણત્વ આપણે કુદરતી રીતે માનીએ છીએ તેમ વિશ્વની સત્યતાનો મૂળભૂત પાયો નથી પણ વળ આપણી પોતાની બુદ્ધિનું માનસિક સ્વાભાવિક રૂપાંતર છે. કેન્ટે આ પુરવાર કરી બતાવ્યું છે અને તે પણ તેના શિષ્ય શોપનહોરના ગણિતશાસ્ત્રના પ્રત્યક્ષ પ્રમાણથી મેં આ બધી સાબિતીઓ (દરેક વૈજ્ઞાનિક આત્મતત્ત્વવિદ્યાના મૂળભૂત સિદ્ધાંતો) ઘણા જ ટૂંકાણમાં અને સ્પષ્ટ રીતે મારા "Elemeteder, Metaphysic"માં આપેલી છે કે જે પુસ્તકનો અંગ્રેજીમાં તરજુમો કરવાનો મનસુબો માત્ર યુરોપિયન પ્રજા (કે જે જર્મન ભાષા શીખે છે) તેમને જ માટે નહિ પણ મારા ભારતના બંધુઓ માટે કે જે પોતાના અદ્વૈત વેદાંત તત્ત્વનો વૈજ્ઞાનિક સાર જર્મનમાં થએલો જોઇ મહાન અચંબો પામશે. કેન્ટે નિર્દેશ કર્યો છે કે કાળ, સમય અને કારણત્વ એ પદાર્થ વિષયક સત્ય નથી પણ કેવળ આપણી તર્કશક્તિનાં રૂપાંતર છે અને તેનો

કે જે આપણે અનુભવથી અનુભવી શકીએ છીએ નહિ તો તે (જીવ) બ્રહ્મનું રૂપાંતર પણ નથી (વલ્લભ) કારણ કે બ્રહ્મ તો નિર્વિકલ્પ અને નિર્વિકારી છે. અથવા તો હવે આપણે કેન્ટના આધારે જાણીએ છીએ તેમ તે કારણત્વ રહિત છે સારાંશ કે તે જીવ એક ભાગ પણ નથી, જુદો નથી અથવા તે બ્રહ્મનું દેહાંતર પણ નથી કિંતુ પૂર્ણ પરમાત્મ તે જાતે જ છે અને આ સારાંશે વેદાંતી શંકર, પ્લેટોના મતવાળાનું અને શોપનહોવરનું પણ એક સરખું મંતવ્ય છે પણ શંકર તેમના સિદ્ધાંતમાં બીજાઓ કરતાં કંઇક વધારે આગળ જાય છે. તેઓશ્રી કહે છે કે ખરેખર જો આપણો આત્મા બ્રહ્મનો ભાગ ન હોય તો સર્વવ્યાપકતા, અનંતતા અને સર્વશક્તિમત્તા (જેને વૈજ્ઞાનિક ભાષામાં સ્થળ-કાળ સમય અને કારણત્વથી બાકાત) આપણી જ થઇ શકે. અહમ્ બ્રહ્માસ્મિ હું જ બ્રહ્મ છું અને તેથી કરીને હું સર્વવ્યાપી છુ. (સ્થળ રહિત) શાશ્વત (સમયરહિત) સર્વશક્તિમાન (કારણત્વથી અમર્યાદિત); પણ શંકર કહે છે કે આ દૈવીગુણ જેમ લાકડાંમાં અગ્નિ છુપાયેલ છે, તેમ છુપાયેલ છે અને આખરી મુક્તિ મળતાં જ દેખાય છે.

મારામાં રહેલી દૈવી સંપત્તિનાં છુપાપણાંનું કારણ શું? "ઉપાધિ" શંકર જવાબ આપે છે અને આ જવાબથી આપણે કેન્દ્રિત તત્વમાંથી પ્રગટ આત્મતત્ત્વમાંથી પસાર થયા છીએ. ઉપાધીઓ મન અને ઇન્દ્રિય, પ્રાણ તેમની પાંચ શાખાઓ સૂક્ષ્મ શરીર સાથે છે. ટૂંકમાં સઘળાં અધ્યાત્મ શાસ્ત્રનાં સાધનો કે જે જન્મે જન્મે મારા કાર્યોની સાથે બદલાતાં તત્વો મારા આત્મા સાથે તેના દૈવીગુણને લેશમાત્ર પણ ચેપ લગાડયા સિવાય તેના ચાલુ ભ્રમણમાં જેવી રીતે મારા ઉપર રંગ ચઢાવેયો હોય તેમ રહી તેની સાથે જ રહે છે. તો પછી આ ઉપાધિ ઉત્પન્ન ક્યાંથી થાય છે? અલબત્ત, માયાના પ્રકારનો એક ભાગ છે. એક મહાન અભાસ-ભ્રાંતિ અને માયાની જેમ તે આપણી અંતર્ગત અવિદ્યા કે અજ્ઞાનમાં રહેલ છે.—કેવળ નકારાત્મક શક્તિ

અનર્જિન સાર તે છે કે આ સૃષ્ટિ જ્યાં સુધી અનંતકાળમાં સમાએ સમયનાં વહેણુ સાથે દોડતી અને સતત કારણત્વથી દોરાએલી છે ત્યાં સુધી કેવળ મારા મનની પ્રતિમા-છબી જ છે અને તેનાથી વિશે કાંઇ નથી. ભારતનું, ગ્રીસનું અને જર્મનીના આત્મતત્ત્વવિદ્યાનું સર્વ પણુ જોયું. "દુનિયા માયા છે ભાસ છે" શંકર કહે છે. "તે સ્વપ્નના પડછાયા છે, સત્યના નહિ" પ્લેટોનું કથન છે. "તે કેવળ ભાસ છે, મૂળવસ્તુ નથી" કેન્ટનું કહેવું છે. અત્રે એકજ મત દુનિયાના ત્રણ ભાગમાં આપણે કળવેલો છે અને તેની વૈજ્ઞાનિક સાબિતી શંકર કે પ્લેટોમાં નથી પણુ માત્ર કેન્ટમાં જ છે.

## ૩. આત્મતત્ત્વવિદ્યા

અત્રે આપણે પદ્ધતિને બદલીએ અને શુધ્ધ અધ્યાત્મશાસ્ત્રની શરૂઆત કરીએ કારણકે તેનો સંબંધ અને તેના મૂળભૂત સિદ્ધાંતો ગૂઢ સૃષ્ટિશાસ્ત્ર સાથે ઘણા ગાઢ છે, દુનિયા એક માયા છે. પોતાની જાત અને આત્મા સિવાય દરેક વસ્તુ માયારૂપ છે. શંકરે બતાવ્યા મુજબ મારો આત્મા માયારૂપ હોઇ શકે જ નહિ, ડેકાર્ટિસના "Cogito ergo sum"ની અગમ ધારણા બાધીને-કારણકે જે તેને ખોટી કહે છે તે તેને ખોટી કહેતાં પણુ સત્યરૂપમાં નિહાળીજ શકે છે, પણ મારા પોતાના જીવ-આત્મા અને પરમાત્મા અથવા બ્રહ્મ વચ્ચે શું ફેર છે ! અહીં જ પયગમ્બરની જેમ શંકર, રામાનુજ, મધ્વ અને વલ્લભના ફંટાતા માર્ગોનું આગળ સૂચન કરે છે અને તેમને ખંડન કરતા બતાવે છે કે જીવ બ્રહ્મનો ભાગ હોઇ શકેજ નહિ. (રામાનુજ) કારણુ કે બ્રહ્મ અખંડ છે (કારણુ કે તે કાળ અને સમય રહિત છે અને બધા જ ભાગ કાતો અનુક્રમ સમયમાં છે યા તો કાળરચનાના સરખા જ સમાન છે તેમ આપણે ઉમેરીએ)-બ્રહ્મથી જીવ કોઇ અલગ વસ્તુ નથી (મધ્વ) કારણુ કે બ્રહ્મ તો [एकम् एव अद्वितीयम् છે

કે જે આપણે અનુભવથી અનુભવી શકીએ છીએ નહિ તો તે (જીવ) બ્રહ્મનું રૂપાંતર પણ નથી (વલ્લભ) કારણ કે બ્રહ્મ તો નિર્વિકલ્પ અને નિર્વિકારી છે. અથવા તો હવે આપણે કેન્ટના આધારે જાણીએ છીએ તેમ તે કારણત્વ રહિત છે. સારાંશ કે તે જીવ એક ભાગ પણ નથી, જુદો નથી અથવા તે બ્રહ્મનું દેહાંતર પણ નથી કિંતુ પૂર્ણ પરમાત્મ તે જાતે જ છે અને આ સારાંશે વેદાંતી શંકર, પ્લેટોના મતવાળાનું અને શોપનહોવરનું પણ એક સરખું મંતવ્ય છે પણ શંકર તેમના સિદ્ધાંતમાં બીજાઓ કરતાં કંઇક વધારે આગળ જાય છે. તેઓશ્રી કહે છે કે ખરેખર જો આપણો આત્મા બ્રહ્મનો ભાગ ન હોય તો સર્વવ્યાપકતા, અનંતતા અને સર્વશક્તિમત્તા (જેને વૈજ્ઞાનિક ભાષામાં સ્થળ-કાળ સબંધ અને કારણત્વથી બાકાત) આપણી જ થઇ શકે. અહમ્ બ્રહ્માસ્મિ હું જ બ્રહ્મ છું અને તેથી કરીને હું સર્વવ્યાપી છુ. (સ્થળ રહિત) શાશ્વત (સમયરહિત) સર્વશક્તિમાન (કારણત્વથી અમર્યાદિત); પણ શંકર કહે છે કે આ દૈવીગુણ જેમ લાકડાંમાં અગ્નિ છુપાયેલ છે, તેમ છુપાયેલ છે અને આખરી મુક્તિ મળતાં જ દેખાય છે.

મારામાં રહેલી દૈવી સંપત્તિનાં છુપાપણાંનુ કારણ શું? "ઉપાધિ" શંકર જવાબ આપે છે અને આ જવાબથી આપણે કેન્દ્રિત તત્ત્વમાંથી પ્રગટ આત્મતત્ત્વમાંથી પસાર થયા છીએ. ઉપાધીઓ મન અને ઇન્દ્રિય, પ્રાણ તેમની પાંચ શાખાઓ સૂક્ષ્મ શરીર સાથે છે. ટૂંકમાં સઘળાં અધ્યાત્મ શાસ્ત્રનાં સાધનો કે જે જન્મે જન્મે મારા કાર્યોની સાથે બદલાતાં તત્ત્વો મારા આત્મા સાથે તેના દૈવીગુણને લેશમાત્ર પણ લેપ લગાડયા સિવાય તેના ચાલુ ભ્રમણમાં જેવી રીતે મારા ઉપર રંગ ચઢાવેલો હોય તેમ રહી તેની સાથે જ રહે છે. તો પછી આ ઉપાધિ ઉત્પન્ન ક્યાંથી થાય છે? અલબત્ત, માયાના પ્રકારનો એક ભાગ છે. એક મહાન આભાસ-ભ્રાંતિ અને માયાની જેમ તે આપણી અંતર્ગત અવિદ્યા કે અજ્ઞાનમાં રહેલ છે.—કેવળ નકારાત્મક શક્તિ

અને તેમ છતા એટલી સબળ છે કે આપણને દૈવી સંપત્તિથી વંચિત ગણે છે તો પછી આ અવિદ્યા, પાપ, દુ ખ અને અજ્ઞાનનાનું મૂળ કારણ શું છે? અત્રે ભારત અને ગ્રીસના તથા અન્ય દેશોના તત્વવેત્તાઓ જ્યાં સુધી કેન્ટે આવીને આપણો પ્રશ્ન અગ્રાહ્ય છે તેમ ન બતાવ્યું ત્યાં સુધી તેઓ બધા દિંગ્મુક્ત અને અપૂર્ણ રહ્યા તમે અવિદ્યાનુ કારણ પૂછો છો અને તેને કારણ નથી. કારણ કે જ્યા સુધી આ સંસાર જગત ચ ને છે ત્યા સુધી ફક્ત કારણત્વ રહે છે એને એકબીજા સાથે સંકળાયેલા છે પણ સંસારથી કે તેના મૂળભૂત લક્ષણ અવિદ્યાથી આગળ નહિ માયા સહિત અવિદ્યાનાં કારણના તપાસમાં સંસાર અને ,ઉપાધિને તમે તિરસ્કારો છો કે જે મિથ્યા છે અને તે પ્રાપ્ત નથી એવા પ્રદેશમા અન્તર્ગત થવા માટે કારણત્વના તમારા આ જન્મ માનસિક સાધન વિષે કેન્ટ આપણને શિક્ષણ આપે છે મત્યદર્શન એ છે કે આપણે અહિ અજ્ઞાન, પાપ અને દુ ખમા છીએ અને આપણે બહાર નીકળવાનો માર્ગ જાણીએ છીએ પણ તેમના કારણનો પ્રશ્ન અર્થ વગરનો છે.

## ૪ મૃત્યુબાદ [પરલોક જ્ઞાન]

અને હવે સંસારની બહારનું થોડું વિવેચન અને સૌ પ્રથમ તેનો પ્રગટ સિદ્ધાત, શ્રુતિ સમયના જુના જમાનામાં સંસારનો ખ્યાલ ન હતો પણ કેવળ સ્વર્ગમા તેનો સારો બદલો (અને ટૂંક મુદતબાદ) અધારા પ્રદેશમા (**पद्‌म गभीरम्‌**) તેના શિક્ષા–પછી નરકનો પ્રારભ ત્યારબાદ સંસારનો મૂળ સિદ્ધાંત, બદલો કે અન્યના રૂપમાં પૃથ્વી ઉપર જન્મ ધારણ કર્યો તે આપ્યો. વેદાંત બન્ને સિદ્ધાંતોને જોડે છે અને તેથી કરીને તેને બમણું પ્રાયશ્ચિત થાય છે પ્રથમ સ્વર્ગમાં અને નરકમાં અને પછી પૃથ્વી ઉપર નવા અવતારે આ બમણો પ્રાયશ્ચિત જુદે છે. (૧) સત્કર્મ કરનારા માટે "**पितृयाण**" છે. (૨) સગુણ બ્રહ્મ ના ઉપાસકો

બ્રહ્મ વિશે લઇ જાય છે. (૩) દુષ્કૃત્યો જેને માટે ઉપનિષદમાં આછો ઉલ્લેખ કર્યો છે તે તૃતીયમ્ સ્થાનમ્–ત્રીજા સ્થાનમાં દોરે છે. (૧) પિતૃયાન ક્રમવાર અંધારા વિસ્તારમાંથી પસાર થઇ આગ કર્મોનું ફળ ભોગવવા ચંદ્રમામાં દોરે છે અને ત્યાં તેનો ઉપભોગ પૂરો થતાં પૃથ્વી ઉપર વિદ્યમાન થાય છે (૨) દેવયાન ઉજાસવાળા વાતાવરણમાંથી પસાર થઇ બ્રહ્મ વિશે લઇ જાય છે. જ્યાંથી પૃથ્વી ઉપર પાછા ફરાતું નથી. કિંતુ આ બ્રહ્મ કેવળ સગુણ બ્રહ્મ છે, અકિંત પ્રયોજક છે અને તેના પરમ ભકતો સગુણ બ્રહ્મમાં પ્રવેશતા હોવા છતાં પાછા નહિ ફરતા જ્યાં સુધી સમ્યગ્ દર્શનમ્ (નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન) દ્વારા મોક્ષ પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તેમાં તેમણે રાહ જોવી પડે છે. (૩) તૃતીયમ્ સ્થાનમ્, નરક પ્રબંધી પાછળના સિદ્ધાંતો સહિત, તેમાં રાજાઓ વિષે ઉપદેશ આવે છે અને વધુમાં જણાવે છે કે પૃથ્વી ઉપર પાછા ફરતાં પશ્ચાત વર્ગમાં જાનવરમાં કે વનસ્પતિમાં જન્મ ધારણ કરી શિક્ષા ભોગવવી પડે છે. આ બધા જુદા જુદા અને તરંગી સંસારના રસ્તાઓ જ્યાં સુધી આ દુનિયા છે ત્યાં સુધી માયા માનવામાં આવે છે, વધુ આગળ નહિ. સારી દુનિયા અને સંસારમાં બધા જ માર્ગો જે અવિદ્યામાં છે તેમના જ માટે માયા અને વાસ્તવિક છે પણ તેને (અવિદ્યા) જે છૂટી ચૂકયો છે તેને માટે જ આપણે હમણાં જ જોઇશું તેમ નથી.

ગુહ્ય (esoteric) વેદાંતશાસ્ત્ર દુનિયા કે સંસારની સત્યતાને આવકારતું નથી કારણ કે ખરી સત્ય વસ્તુ માત્ર બ્રહ્મ છે કે જે આપણામાં આત્મરૂપે જ બિરાજેલ છે આત્મજ્ઞાન, પરાબુદ્ધિ–અહમ્ બ્રહ્મ અસ્મિ, એ સર્વ મોક્ષ પ્રદાન નથી પણ તે સ્વયંમોક્ષ જ છે.

જ્યારે આપણે બ્રહ્મને સર્વત્ર જોવું અગર અધ જોઇએ ત્યારે આપણા હૃદયની ગ્રંથીઓ અને સર્વ ઉપાધિઓ વિખરાઇ જાય છે. કુશંકાઓ નાશ પામે છે અને કર્મ કાંઇ રહેતું જ નથી. ખરેખર

કોઇ મનુષ્ય કર્મ કર્યા સિવાય રહી શકતો જ નથી પણ... મુક્ત સુદ્ધાં જાણે છે કે આ બધાં જ કર્મો જગત જેવાં આ... છે અને તેથી કરીને તેઓ તેની સાથે બંધાતાં નથી. અને મૃત્યુ પુનર્જન્મ તેમને માટે શક્ય નથી અને આવા માણસો કયા પ્રકા... કર્મ કરે છે ? માણસે ઘણીવાર વેદાન્તની સાર ભાવાર્થમાં દોષયુક્ત નિંદા કરી છે અને, ખરેખર ભારતનું બુદ્ધિ સામર્થ્ય કર્મોનો ઉકેલ ક... માટે ખૂબ ચિંતનશીલ છે પણ તેમ છતાં સત્ય હકીકત તે છે કે સર્વો... અને પરમપવિત્ર નીતિશાસ્ત્રવિદ્યા વેદાંતનાં તાત્કાલિક કાર્ય કારણ આભારી છે. નીતિશાસ્ત્રનો ઉત્તમ પ્રકારનો નિયમ (gospels) ખ્રિસ... શાસ્ત્રની સુવાર્તા)માં બહુ સાચી રીતે ટકેલો છે. "તમારા પડોશ... તમારી જેમ ચાહો" પણ મારે તે શા માટે કરવું જોઇએ ! જ્ય... કુદરતના હુકમથી મને મારી જાતને જ સુખ દુઃખનો અનુભવ થાય અને મારા પડોશીમાં નહિ ? આનો જવાબ બાઇબલમાં નથી (પણ ... પવિત્ર પુસ્તક 'સેમેટિક' સત્યથી તદ્દન મુક્ત નથી.) પણ તે વેદમાં... અને તે એક મહાન વ્યાખ્યામાં છે. तत् त्वम् असि, કે જે ત્રણ... શબ્દોમાં આધ્યાત્મજ્ઞાન અને નીતિ શાસ્ત્રનો ઉપદેશ આપે છે. ત... તમારા પડોશીને તમારી જેમ જ ચાહશો, કારણ કે તમે જ તમા... પડોશી છો અને માત્ર ભ્રાંતિ જ તમને એમ મનાવે છે કે તમા... પડોશી તમારાથી જુદા જ છે. અથવા ભગવદ્ગીતાના શબ્દોમાં કહીએ તો જે જાણે કે પોતે બીજા બધામાં છે અને બીજું બધું જ પોતામ... છે તે પોતાની જાતને પોતા થકી હણતો જ નથી. न हिनस्ति आत्मन आत्मानम् આજ તેનો નીતિશાસ્ત્રનો સારાંશ છે અને જે મનુષ્ય પોતાની જાતને બ્રહ્મ તરીકે ઓળખે છે તેનું દ્રષ્ટિબિંદુ પણ આજ છે. તે પોતાની જાતને સર્વસ્વ માને છે, તેથી તેને કંઇ વાસના રહેતી નથી. કારણ કે એની પાસે સર્વ કંઇ છે કારણ કે પોતાને સર્વસ્વ માને છે. તેથી તે કોઇને ઇજા કરશે નહિ કારણ કે તેને કોઇ ઇજા કરત... નથી તે દુનિયામાં રહે છે. તે મિથ્યા આભાસથી ઘેરાએલો રહે છે...

